## ઓસવાલ ક્ષત્રિય વૃત્તાંત

અર્થાત્-

# ઓસવાલ કોમનો ઇતિહાસ



ક્ષેમસિંહ મો. રાઠોડ

કિંમત રૂ. ૩-૮-૦

ઓસવાલ ઐતિહાસિક પ્રકાશન : પુસ્તક ૧લું

# ઓસવાલ ક્ષત્રિય વૃત્તાંત

-અર્થાંત-

# ઓસવાલ કોમનો ઇતિહાસ

લેખક : ક્ષેમસિંહ મો. રાઠોડ

ભુતપૂર્વ તંત્રી : 'સિનેમા ગેઝેટ'-'ઓસવાલ જ્યોતિ' 'ભારત ચિત્ર'-( સહતંત્રી ) 'યુગપ્રભાવ'-તથા (૧૯૩૦માં કાયદા ભંગ ચળવળ દરમિયાન) 'આઝાદ પત્રિકા' ક્રાંતિ પત્રિકા: ઉપરાંત લક્ષ્મીના લોભે-ગામડી નિશાળ-ઓનરરી મેજીસ્ટ્રેટ ધ્રનો પટેલ અને મેંબીનો અનુભવ વગેરે એકાંકી નાટકોના લેખક



પ્રકાશક

શા. રાયસી મુરજી ભોરારાવાલા

મુ. પો. ભોરારા [કચ્છ]

કિંમત રૂ. ૩-૮-૦




## શ્રીમાન રાયસીભાઈ મુરજી ખીમસીયા ભોરારાવાળાની સેવામાં

મારી અલ્પબુદ્ધિથી લખાયલું, કિંતુ ઈતિહાસમાન્ય ઓસવાલ ક્ષત્રિય જાતિનું 'ઓસવાલ ક્ષત્રિય વૃત્તાંત' પુસ્તક નામે આ મહત્વનું ઇત્તિહાસ ગ્રંથ વીરરત્ન શ્રીમાન મુરબ્બી રાયસીભાઈ મુરજીને અર્પણ કરતાં હું અત્યંત હર્ષ અનુભવું છું.

શ્રી રાયસીભાઈ કચ્છ મુંદ્રા તાબાના ગામ ભોરારાના વતની છે. જેઓ એક સંસ્કારી કુટુંબમાં જન્મ લઈ સાધારણ સ્થિતિમાં ઉછર્યા હતા, અને તેથી બાળવયમાંજ તેઓએ ઉંચ્ચ સંસ્કાર તથા નિડરતાના ગુણો સંપાદન કર્યા હતા અને તેવીજ રીતે તેઓ આપબળે આગળ વધી પોતાની પ્રગતિ સાધી શકયા છે.

શુર વીર ધીર અને ગંભીર એવા સર્વ ગુણોયુકત શ્રીમાન રાયસીભાઈને કોણ નથી ઓળખતું ! –એમને નિર્માલ્યતા–પરવશતા કે વેવલાપણાયુકત એવા જીવન પરત્વે સતત્ તિરસ્કાર છે. તેવીજ રીતે આજની પાશ્ચિમાત્ય સંસ્કૃતિના રંગથી રંગાયલા ઉચ્છંખલ આચાર વ્યવહાર અને ભ્રષ્ટપંથે પરિણામનારા એવા કહેવાતા કેટલાક સુધારાઓ કે તેવા બીજા અનુકરણોથી પણ તેઓ સદા દૂર જ રહ્યા છે: બલ્કે, આર્ય સંસ્કૃતિને અનુરૂપ તેમજ પોતાની વીર જાતિને યોગ્ય એવી રીતના સાંસારિક કે સામાજિક આચાર વ્યવહારમાંજ તેઓ માનતા હોઇ, નામાભિધાન–રિતરિવાજાદિ સર્વ ઉત્કૃષ્ટ સંસ્કૃતિના તેઓ રક્ષક છે.

શ્રી રાયસીભાઈમાં રહેલા નિડરતાના ગુણથી પોતાની નાની સુકુમાર વયમાંજ સમાજના આમ વર્ગના હૃદયમાં તેઓ સ્થાન મેળવી શકયા હતા. તેઓ ખોટી ખુશામતને પહેલેથીજ ધીકારતા આવ્યા છે: આથીજ તો પૂર્વે જ્ઞાતિના મહાનુભાવોની મુંબાઈમાં જ્ઞાતિ વિષયક કાર્ય માટે મળતી સભાઓમાં – જે સમયે આગેવા-વાનોની સામે સાચો વિરોધ વ્યકત કરવા ભાગ્યેજ કોઇ યુવાનો પ્રકટ રીતે હિંમત કરી શકતા હતા, તે વખતે પણ જંગી મેદની વચ્ચે પ્રતિ પક્ષોના લોભ–લાલચ કે મોહમાં તણાયા વગર તેમજ તેમની કડવાશ વહોરી લઇને પણ આમ જનતાના હિતની દ્રષ્ટિએ જે સાચું લાગતું તે સુકુમાર રાયસીભાઇ નિડરતાથી અને જુસ્સા-ભરી શૈલીમાં કહી નાખતા હતા. તેમની આવી નૈતિક હિંમતને લીધેજ તેઓ જ્ઞાતિમાં પ્રસિદ્ધિ પામ્યા હતા; અને એ વખતથીજ તેઓએ પોતાના જાહેરજીવનની શરૂઆત કરી, જ્ઞાતિને પોતાની સેવા અર્પણ કરવા માંડી હતી.

રાયસીભાઈ પોતાની સેવાઓ ફકત સ્વજ્ઞાતિનેજ અર્પણ કરીને બેસી રહ્યા નથી; પરંતુ તેઓનું ક્ષેત્ર વિશાળ છે અર્થાત્ તેમનો હિંદ રાષ્ટ્ર તેમજ સમસ્ત હિન્દુ જનતા પ્રત્યે પણ તેટલોજ પ્રેમ છે.

આ માટે ઈ. સ. ૧૯૩૦ થી આજ પર્યંત રાષ્ટ્રવિરોધી તત્વો દ્વારા થતા રહેલા મુંબઈમાં અનેક કોમી હુલ્લડો દરમિયાન શ્રી રાયસીભાઈએ ચીચબંદર–ડોંગરી તથા ભાતબજારના નાકાઓ સંભાળી લઈ હિંદ રાષ્ટ્રના ઉકત દુશ્મનોથી હિંદુ પ્રજાના રક્ષણકાર્ય માટે પોતાના અમુલ્ય પ્રાણની–પ્યારા કુટુંબની કે પોતાના વૈભવ સુખ પ્રત્યેનો મોહ કે તમા રાખ્યા વગર અર્થાત્ સંપૂર્ણ ત્યાગભાવ દાખવી, પોતાની વીર જાતિને શોભે તેવી રીતે દુશ્મનોના સામી છાતીએ ઘા ઝીલી મર્દાનગીભરી રીતે તેમનો સતત્ સામનો કરતા રહી, ઉપરોકત લત્તાઓને નિર્ભય રાખ્યા હતા, કે જેને માટે લોકો શ્રી રાયસીભાઇની આજદિ સુધી પણ પ્રશંસા કરી રહ્યા છે.

વીરતાના ગુણોની જેમજ રાયસીભાઈમાં સહૃદયતા તથા પરોપકારિતાના ગુણો પણ તેટલાજ પ્રમાણમાં રહેલા છે. એ ગુણોને લીધે કોઇ પણ કોમ કે જ્ઞાતિની વ્યક્તિને તેના કાર્યમાં યથાચિત સહાય આપવામાં તેઓ કદિ પાછા હડયા નથી. આ માટે કચ્છમાં કેટલેક ઠેકાણે જરૂર પડયે તેઓ શસ્ત્રથી પણ સામી વ્યક્તિની મદદે પહોંચી જવાના પણ તેમના અનેક દાખલા છે, એકંદરે પોતાની કોમના સ્વમાનના રક્ષણ માટે તો તેઓ સદા તત્પર રહે છે.

શ્રી રાયસીભાઈનો આટલો પરિચય આપ્યા બાદ તેમનો મારા પ્રત્યેનો અથાગ પ્રેમ હું કેમ વીસરી શકું ! જ્યારે (સં. ૧૯૯૬ થી ૧૯૯૯ સુધી ) હું તેઓશ્રીના ગામની પાઠશાળામાં શિક્ષકની નોકરીમાં હતો તે વખતથી હું તેમના નિકટના પરિચયમાં આવવા પામ્યો હતો. શ્રી રાયસીંભાઇ ત્યારથી આજ દિ સુધી મારા પ્રત્યે અનહદ લાગણી ધરાવતા આવ્યા છે; જે માટે તેમના મારા-પ્રત્યેના એ મમતા ભાવને હું કેમ ભુલી શકું !

એ સિવાય આ પુસ્તકને તૈયાર કરવાના કાર્યમાં પણ તેઓશ્રીએ મને સંપૂર્ણ સહકાર આપી મને વધુ આભારી બનાવ્યો છે, અને જે માટે પણ હું ખરેખર તેઓશ્રીનો ઋણી છું.

શ્રી રાયસીભાઈની મારા પ્રત્યેની આમ અનહદ લાગણીને લઇને તેઓશ્રી પ્રત્યે મારા અંતઃકરણમાં ભક્તિભાવ પ્રગટે એ પણ સ્વાભાવિક છે, અને એથી મારૂં આ લઘુ ગ્રંથ તેઓશ્રીને ખરા અંતઃકરણપૂર્વક અર્પણ કરીને મને ભાગ્યશાળી થયેલો માનું છું. અને સાથે સાથે શ્રીમાન રાયસીભાઈના આદરણીય તેમજ અનુકરણીય ગુણો તેઓશ્રીનું કીર્તિધ્વજ સદા ફરકતું રાખે એવી અભિલાષા સેવું છું અસ્તુ.

— **ખીમજી ઉર્ફે ક્ષેમસિંહ રાઠોડ**

# લેખકનું નિવેદન

સારા નરસા અનુકરણના પરિણામથી કે સમય સંજોગોથી થયેલ ઉત્થાન–પતન બતાવનાર દષ્ટાંતોનો સંગ્રહ, જેને **'ઈતિહાસ'** એવી સંજ્ઞા આપવામાં આવે છે તેવો પોતાનો ઈતિહાસ જેની પાસે નથી–સંગ્રહી રાખવામાં આવ્યો નથી તે પ્રજા જેને ખરો સુધારો કહીએ એવા વાસ્તવિક સુધારામાં યા વૃદ્ધીમાં બાળક જેવી છે. બાળક પેઠે તેની પણ બીજાઓ સંભાળ રાખે તોજ તેનો જીવન નિર્વાહ કે રક્ષણ થઈ શકે. દાખલા તરીકે ઓસ્ટ્રેલીયા, અમેરિકા, આફ્રિકા ઈત્યાદિ સ્થાનોના ઈન્ડીયનોના સ્થિતિ અને નાશ આનું જ્વલંત દષ્ટાંત છે.

એજ મુજબ ઈતિહાસ વિના કોઈ જાતિ, ધર્મ યા રાષ્ટ્ર જીવિત રહી શકતાં નથી. આ વાત અક્ષરસઃ સત્ય તેમજ તથ્ય છે. વિદ્વાનો પણ આ વસ્તુ પર ભાર મૂકે છે કે, જગતના બીજા દેશોના ઈતિવૃત જાણવાની ઈચ્છા પહેલાં પોતાનોજ–એટલે પોતાના પુર્વ પુરૂષોનોજ જ્વલંત ઈતિહાસ હોય તો તે પ્રથમ જણવો વધારે ફળદાયી નીવડનારૂં છે. એટલું જ નહિ પણ માતાઓએ પણ બાળપણથી જ સંતાનને એના પૂર્વજોના ઉમદા ચરિત્રોનું શ્રવણ કરાવવું અવશ્યનું છે.

આ માહિતિની બીજા કશા માટે પણ જરૂરીયાત ન ધારવામાં આવે તો પણ પોતાના સુધારા અને વૃદ્ધિ માટે અવશ્ય આવશ્યક અને આદરણીય છે. કારણ પ્રતિકુળ સંજોગો કે કાળયોગે કદાચ પ્રજા હિનદશા યા નબળાઈને પામી હોય તો પોતાના મહાન પુર્વજોના ગુણ–કિર્તનના સ્મરણથી પ્રોત્સાહિત થઈ પુર્વોક્ત દરજ્જે પહોંચવાને તે યત્નવાન થાય છે; અને યત્નને–ઉદ્યોગને કંઈ દુર્લભ ન હોવાથી એકવાર પણ જો એવો યત્ન આરંભાયો તો અવશ્ય

સુધારો થયા વિના રહેતો નથી. જ્યાં જ્યાં જ્યારે જ્યારે લોકો ઉચ્ચ દશાએ પહોંચ્યા છે, ત્યાં ત્યાં-ત્યારે ત્યારે આ સાધન જ હતું. બહોળા ઈતિહાસો અને જીવન ચરિત્રો લખાવાની આવશ્યકતા માટે વિદ્વાનો તરફથી વારંવાર પોકાર થાય છે તે પણ એટલા માટે જ: કેમકે લોકોને અનાયાસે ઉન્નતિ પંથે દોરી જનાર એના જેવું બીજું એકેય સુગમ સાધન નથી.

આપણને આને માટે પ્રથમ જગતના બીજા કોઈ દેશોના ઈતિહાસો વાંચવાની જરૂર નથી : જ્યારે આપણાં પોતાના જ પુર્વજોના ઈતિહાસો તથા ચરિત્રો મોજુદ છે, તો પછી એવી હકિકતો માટે રશિયા, ઈંગ્લેંડ, અમેરિકા, જાપાન વગેરે ભિન્ન દેશોના સીકંદર વગેરે પ્રાચિન પુરૂષોના ઈતિહાસ કે ચરિત્રો જાણવાની શી જરૂર છે! કારણ એ દેશોના લોકો તો, હંમેશા સર્વ સંસ્કૃતિની ટોચે ઉભેલા આપણાં ભારતવર્ષ દેશમાંથી જ રાજનીતિ-કૂટનીતિ-સામાજિક સુધારા-રાજ્ય વ્યવસ્થા-આચાર વિચાર અને અન્ય સંસ્કૃતિ વિષયક સર્વ જ્ઞાન મેળવી જંગલી અવસ્થામાંથી આજના મનુષ્ય બની શકયા છે.

આમ દરેક રીતે જોતાં સર્વ સાહિત્યોમાં ઈતિહાસનું સ્થાન આગળ આવે છે. કારણ ઈતિહાસ જ મનુષ્યને ભુતકાળનું દર્શન કરાવી ભવિષ્યકાળ તરફ દોરી જનારૂં પ્રબળ સાધન છે. અને એ માટે આજના તબક્કે તો તેની કિંમત કે જરૂરિયાત વધી જાય તેમ છે. આમ હોતાં પોતાની કોમનો ઈતિહાસ વિજળીક રીતે પ્રેરણા આપનારૂં હોઈ સૌ પ્રથમ તે હોવું પણ અતિ આવશ્યકનું છે.

એજ રીતે આપણી ઓસવાલ કોમ એક વિસ્તારથી ફળીફુલી લાખોની જનસંખ્યા ધરાવતી વિશાળ કોમ છે. એટલે એ કોમ નાના વાડા યા ટુકડારૂપ બનેલી નથી: મારવાડ, મેવાડ, માલવા, પંજાબ, મધ્યપ્રાંત, સંયુક્તપ્રાંત, કચ્છ, ગુજરાત અને કાઠિયાવાડ-એમ જુદા જુદા દેશોમાં સેંકડો-હજારો અને લાખોની સંખ્યામાં ઓસવાલો સ્થાયી રીતે

વસેલા છે. દાખલા તરીકે એક નાના સરખા કચ્છ જેવા પાંચ લાખની વસ્તી ધરાવતા દેશમાં જ પોણો લાખ ઓસવાલો છે. તેવી જ રીતે મારવાડમાં લાખોની સંખ્યામાં ઓસવાલો વસેલા છે. સિવાય ઉપર જણાવેલ બીજા દેશોમાં પણ તેઓની જનસંખ્યા હજારોમાં છે.

બીજી વાતે, ઓસવાલ કોમ એ ખરી રીતે કહીએ તો ક્ષત્રિય રાજપુતોનો તેમના જૈનધર્માનુયાયી કુળોનો જ એક જુદો વિભાગ છે—જે પ્રસિદ્ધ વાત છે. આમ લાખોની જનસંખ્યા ધરાવતી આવી વિશાળ તથા તેજસ્વી કોમને પોતાનો ઈતિહાસ હોવો જરૂરી કહેવાય. એમ છતાં ત્રુટક ત્રુટક ઈતિહાસિક હકિકતો સિવાય તેનો જોઈએ તેવો આજના લોકોની બુદ્ધિ કબુલ કરે તેવો સંશોધનયુક્ત વાસ્તવિક ઇતિહાસ કયાંય પણ આજ સુધી પ્રસિદ્ધ થઈ શકેલ નહિ અને તે માટે કોમની બેદરકારી જ કહેવાય !

જ્યારે હાલમાં નાની નાની જ્ઞાતિઓ પણ પોતપોતાના ઈતિહાસ માટે ઝંખી રહેલી છે ત્યારે આપણી આટલી વિશાળ અને ઇતિહાસપ્રસિદ્ધ કોમના ઈતિહાસની આવશ્યકતા કોને ન હોય !

આ જરૂરી વાત માટે મારી કચ્છી વીસા ઓસવાલ જ્ઞાતિના કેટલાક વિચારશીલ અને શિક્ષિત યુવાન અગ્રેસરો જેવા કે—શ્રી ખીમજી-ભાઈ ભુજપુરીયા, શ્રી રાયસીભાઇ મુરજી ભોરારાવાલા, પંડિત આણંદજી દેવસિંહ શાહ, શ્રી પૃથ્વીરાજ ઉર્ફે પ્રવિણચંદ્ર શાહ વકીલ વગેરેને–સિવાય આ પુસ્તકના લેખકને પણ કયારનો વિચાર ઉદભવ્યો હતો. શ્રીયુત ભુજપુરીયાએ તો આપણી કોમના ઈતિહાસને તૈયાર કરવાને માટે કચ્છમાં વસતા કોમના એક જાણીતા મહાનુભાવને વરસો પહેલાં ખાસ વિનવ્યું પણ હતું. બીજું આમ જ્યારે હું મારવાડ તથા સંયુક્ત પ્રાંતના કેળવાયેલા યુવાનો તરફ જોઉં છું ત્યારે તેઓની પણ આ વાત માટે ઇચ્છા હતી. અને આગ્રાથી નીકળતા અખિલ હિંદ ઓસવાલ સમાજના એક માત્ર માસિકપત્ર 'ઓસવાલ' (હીંદી) તથા

બીજા જોધપુરથી નીકળતા "મારવાડી જૈન વિકાસ" પત્રમાં પણ વારંવાર ઓસવાલ કોમના સચોટ અને વાસ્તવિક ઈતિહાસની માંગણી થયા કરતી હતી.

આમ જ્યારે વરસોથી જુદે જુદે સ્થળેથી આપણી ઓસવાલ કોમના સંશોધનયુક્ત ઇતિહાસની વારે વારે માંગણી થયા કરતી; પરંતુ તે તૈયાર કરવાનું કામ કોઈએ જ્યારે હાથમાં લીધું ન સાંભળ્યું તે વખતે મારી તે માટેની વરસોથી સેવેલી ઉત્કંઠાને હું રૂંધી શકયો નહિં; અને તેના સંશોધનનું કાર્ય શરૂ કર્યું. કારણ તેવા ઈતિહાસ તે કોમની પ્રજા માટે કેટલા મહત્વના છે, તે હું સમજી શકયો હતોઃ અને પ્રાચિન ક્ષત્રિય કુળોની લોહાણા કોમ તેમજ રાજપુત કુળોની બનેલી ભાટીયા કોમ જેવી કોમોના અનેક ઇતિહાસ ગ્રંથો પ્રગટ થયેલા મેં જોયા અને તે દ્વારા એ કોમોમાં જે જાગૃતિ અનુભવી તેથી પણ આપણી ઓસવાલ કોમના વાસ્તવિક ઇતિહાસ માટેની મારી ઇચ્છા વધુ પ્રબળ બનેલ.

અહિં એક વાત કહેવી પણ જરૂરી છે કે કોઈપણ ઇતિહાસ જેવી બાબતનું નિર્માણ કરવું એ તદ્દન નિષ્પક્ષ તથા સ્વતંત્ર રાહ છે. એટલે કે એ માટે એકપક્ષિય અર્થાત પોતાનાજ પક્ષને અનુસરી તેવી વલણ કે દ્રષ્ટિ ગ્રહણ કરવી એ ઇતિહાસ સંશોધન નથી પણ એક અપ્રમાણિકતા તેવું સાહસ છે. જેથી આ પુસ્તક તૈયાર કરતાં તેના આધાર તથા પ્રમાણ માટે જુદી જુદી જાતના હજારો પુસ્તકોનું અભ્યાસ કરવાની જરૂર પડી છે. એટલે જ્યાં જ્યાં પ્રમાણભુત હકિકત જણાઇ છે તેનો જ આમાં સ્વિકાર કર્યો છે. સિવાય દંતકથાઓ ઉપરથી લખાયલા સેંકડો ગ્રંથોમાંથી પણ જુદા જુદા બીજા સાહિત્ય-સાધનો દ્વારા તેનો અભ્યાસ કરી તેમાંથી અતિશયોક્તિ જેવી જણાતી હકિકતો છોડી દઇને તેમાંનો પ્રમાણભુત સત્યભાગ જ ફક્ત ગ્રહણ કર્યો છે. તેવી રીતે જ આપણાં ભાટોના ચોપડા, તથા સાંભ-

બેલી વાતો સિવાય જુદા જુદા જૈન ઈ. માસિકો એમ વગેરેમાંથી પણ કેટલીક ઉપ્યોગી અને પ્રમાણભુત હકિકત લીધી છે.

વધુમાં ઓસવાલની આદિ ઉત્પતિના સમય નિર્ણયના વિષયે અનહદ ગુંચવાડો ઉભો કરેલો જે માટે મહિનાઓ સુધી એકાગ્રચીત્તે સતત્ ચિંતન કરવું પડયું છે. કારણ કેટલાક ગ્રંથકારોએ ઓસવાલની આદિ ઉત્પતિ હજારો વર્ષો પહેલાં અર્થાત્ વીક્રમ સંવત પૂર્વે ૪૦૦ વરસ પર થયેલી જણાવી છે. જે હકિકત એક દંતકથા જેવી જ છે. એટલે કે તે પ્રમાણિક નથી; અને તેથી તેના પર આધાર રાખી શકાય નહિં. જેમકે કેટલીક જ્ઞાતિઓના લોકોએ પોતાની જ્ઞાતિને ખૂબ પ્રાચિન બતાવવા માટે દંતકથાઓ જોડી કાઢી છે અને તેજ મૂજબ બીજી જ્ઞાતિઓએ તેનું અનુકરણ કર્યું છે. ઉપરાંત નામોમાં મળતી આવતી સમાનતા ઉપરથી પણ કેટલીક જ્ઞાતિઓની ઉત્પતિની દંતકથાઓ પ્રચલિત કરાઈ છે. આને માટે અનેક દાખલાઓ મોજુદ છે. વિશેષમાં જ્ઞાતિઓની આવી કલ્પિત દંતકથાઓને વાસ્તવિક બતાવવા માટે પુરાણ ગ્રંથોના અનુસંધાનમાં પાછળથી એવી દંતકથાઓ લખી દેવામાં પણ આવી છે. સિવાય જ્ઞાતિઓના આવા કેટલાક જ્ઞાતિ પુરાણો પણ રચવામાં આવ્યા છે. દાખલા તરીકે પોતાની જ્ઞાતિને પ્રાચિન જણાવવાને શ્રીરામના નામનો પણ કથામાં સંપર્ક સાધવામાં આવ્યો છે. આ માટે એક અનાવીલ બ્રાહ્મણોની ઉત્પતિની તેવી વાત જ બસ થશે. આ જ્ઞાતિની ઉત્પતિ એવી રીતે બતાવી છે કે, " શ્રી રામચંદ્રજીના વનવાસ કાળ દરમિયાન એકદા તેઓ પોતાના લઘુ બંધુ શ્રી લક્ષ્મણજી તથા સીતાજી સાથે ફરતા ફરતા સુરત તરફના એક ગામ પાસે આવી લાગ્યા. ત્યાં સીતાજીને અત્યંત તરસ લાગતાં લક્ષ્મણજી પાણીની શોધ કરવા લાગ્યા. પરંતુ તેમને પાણીનું ઝરણું કે નદી–તળાવ આદિ કંઈ જોવા મળ્યું નહિં. આજ વખતે એક બ્રાહ્મણ ત્યાંથી પસાર થતો હતો. એ બ્રાહ્મણે લક્ષ્મણજીની અત્યંત શોધ છતાં સીતાજી

માટે પાણી ક્યાંથી ન મળવાની વાત જાણી તેણે પોતાનુ તીર જમિનમાં માર્યું અને તરતજ ત્યાં પાણીની ધારા છુટી અને ઝરણું થઇ તે પાણી વહેવા લાગ્યું. પરંતુ એ પાણી ગરમ અથવા ઉનું નીકળ્યું જેથી એ ગામનું નામ ઉનાવાલા કે અનાવલ પડયું અને ત્યારથી તે ગામના બ્રાહ્મણો પણ અનાવિલ બ્રાહ્મણ કહેવાયા."

આજ રીતે ઓસવાલ જ્ઞાતિને પણ ખૂબ પ્રાચિન બતાવવા માટે એવી દંતકથાનો જન્મ થયેલ. આથી એના સમય નિર્ણય સારૂં સેંકડો પ્રમાણો શોધવા પડયા અને તે પ્રાપ્ત થતાં બાદ જ મેં જ્ઞાતિના ઉત્પતિના સમયનું નિર્માણ કર્યું છે.

કારણ આપણી આજની જ્ઞાતિઓનું ઉદ્ભવ વિક્રમના અગીયારમા સતકથી જ થયું છે, અને જે વાત દરેક પ્રાંતોના ઈતિહાસકારો કબુલ કરે છે. છતાં કોઈ જ્ઞાતિને ખૂબ પ્રાચિન બતાવવામાં જૈન ગ્રંથકારોનો ગમે તે હેતુ સમાયેલો હોય પરંતુ, ખાસ રીતે જોતાં તેથી આપણી કોમને લાભને બદલે નુકશાન વધારે થયેલું કહેવાય. દાખલા તરીકે આપણામાં જૈન ધર્મના અવલંબનથી તેમજ પાછળના સમયમાં વિશેષ નમ્રતાના બોધને કારણે ક્ષમા તથા વિશેષ દયા ભાવ પ્રવેશતાં આપણને લોકોએ હાલમાં જે રીતે વાણીયા માની લીધેલ છે અને ગ્રંથકારોએ પણ તે ઉપરથી વાણીયાથી જ પરિચય કરાવ્યો છે અને આમ થતાં પ્રસ્તુત ગ્રંથકારોની એવી દંતકથાઓ ઉપરથી એક વીર ક્ષત્રિય કોમના લોકો પોતાને તે ઉપરથી હજારો વરસોથી પોતે આવા જ આજ્ઞાધિન તથા નમાલા જેવા વાણીયા છીએ એવું સમજી આપણાં કેટલાંકમાં નિર્બળતા દાખલ થવા લાગી. એટલે આ બધી વાતનો વિચાર કર્યાબાદ જ આ ગ્રંથની મેં આવશ્યકતા માની તે માટે સાચું સંશોધન હાથ ધર્યું હતું.

પુસ્તકના લેખનકાર્ય દરમિયાન લેખકને જુદી જુદી અનેક જાતની પ્રેરણાઓની જરૂર હોય છે તેવીજ રીતે મને પણ આ પુસ્તકના લેખનકાર્ય દરમિયાન તેની જરૂર હોઈ શકે. આ માટે

શ્રીમાન રાયસીભાઈ મૂરજી ભોરારાવાલા, શ્રીમાન ખીમજીભાઈ ભુજ-પુરીયા તથા પંડિત શ્રી આણંજીભાઈ દેવસિંહ વગેરેની મળેલી પ્રેરણાઓએ મને આ કાર્યમાં વધુ ઉત્સાહિત બનાવેલ જે માટે આ પુસ્તક માટે તેમનો ફાળો પણ જેવો તેવો ન કહી શકાય.

છેવટમાં મારી અલ્પબુદ્ધિથી લખાયલું આ પુસ્તક સંપૂર્ણ તો ન જ કહી શકું એટલે તેમાં કેટલીક ત્રુટીઓ પણ રહી જવા પામી હશે તો એ માટે સુજ્ઞ બંધુઓ તે માટે ઉદારતા દર્શાવી પોતાને યોગ્ય લાગતી તે માટેની સૂચનાઓ કે વિશેષ હકિકત મોકલાવશે તો તે મૂજબ બીજા પ્રકાશનમાં તેમાં સુધારો વધારો કરવામાં આવશે. વધુમાં મારી આ કૃતિને જ્ઞાતિ બંધુઓ અપનાવી લેશે અને તેમાંથી દેશ તથા કોમ ઉપયોગી પોતાના પુર્વજોના ઉમદા ગુણો ગ્રહણ કરશે તો મારો આ પુસ્તક માટેનો હેતુ સફળ થયો માનીશ. **—લેખક.**

# આભાર દર્શન

( લેખકઃ–તરફથી )

આવા જ્ઞાતિના ઈતિહાસ ગ્રંથના સંશોધન તથા લેખનકાર્ય માટે તેના લેખકને સ્વજ્ઞાતિ પર પ્રેમ ધરાવતા બંધુ વર્ગના વિવિધ સહકારની જરૂર પડે છે; અને તેવા સહકાર દ્વારાજ લેખકનું એ લેખનકાર્ય સફળ બની શકે છે. એજ રીતે આ પુસ્તકના પ્રસ્તુત કાર્યમાં મને સ્વજ્ઞાતિના ચાહક અમુક મહાશયોનો કેટલોક સહકાર મળી શકયો છે; જેમનો આભાર પણ અત્રે આ સ્થળે વીસરી શકાય નહિ.

## શ્રીમાન રાયસીભાઇ મુરજી ભોરારાવાલા.

અત્રે એ કહેવાની જરૂર નથી કે, લેખક વર્ગ પાસે પ્રેરણાબળ હોય છે; પરંતુ દ્રવ્યબળ નથી હોતું અને તેથી લેખકનું કાર્ય દ્રવ્યની સહાયતા વિના પુરૂં થઇ શકતું નથી. આવીજ રીતે શ્રીમાન રાયસીભાઈએ મને મારા આ પુસ્તક માટેના લેખન–સંશોધન કાર્ય દરમિયાન જે સક્રિય મદદ કરી છે અને ત્યારબાદ પણ તેના પ્રકાશનનું કાર્ય જાતે ઉપાડી લઇ જે મદદ કરી છે તે જો ન કરી હોત તો આ પુસ્તક આજની ઘડીએ છપાઈને બહાર પડી શકતે કે કેમ તે વીષે મને શંકા છે, એટલે તેનું પ્રકાશન કરવાનું કાર્ય પોતે સ્વીકારી લઇને તે માટેની મારી મુંઝવણ તથા મુશ્કેલીમાંથી તેઓશ્રીએ મને મુક્ત કર્યા છે. જે માટેનો તેમનો હું અત્રે ફરી આભાર માનું છું, અને રાયસીભાઈને આવા સમાજોપયોગી કાર્યોમાં વધુ યશ મળો એવું ઇશ્વર પ્રત્યે પ્રાર્થું છું.

## શ્રીમાન ખીમજીભાઈ એમ. ભુજપુરીઆ

આ ગ્રંથ માટે મારી કચ્છી ઓસવાલ જ્ઞાતિના, કોમમાં તથા તેના યુવાન વર્ગમાં પ્રગતિની પ્રેરણા પાતા આગળ પડતા આ નેતા શ્રીમાન ખીમજીભાઈ ભુજપુરીયા જે. પી. નો પણ આભાર યદિ અત્રે જો હું ભુલી જાઉં તો સંસારમાં મારા જેવો કૃતઘ્ની બીજો કોઈ નહિ કહેવાય !

શ્રીમાન મુરબ્બી ખીમજીભાઈ કચ્છ ભૂજપુરના વતની છે. તેઓશ્રીનુ જન્મ સંસ્કારી કુટુંબમાં થયેલ હોતાં નાની વયમાં જ તેમણે ઉચ્ચ ગુણો સંપાદન કર્યા હતા. અને તેવા પોતાના ઉચ્ચતમ ગુણો વડે પોતાની શક્તિઓ ખીલવી સિદ્ધિ પ્રાપ્ત કરી શકયા છે; તેમજ કચ્છી વીસા ઓસવાલ કોમમાં આપેલી ઉમદા સેવાઓ દ્વારા એ કોમમાં તેઓશ્રી માનીતા થઇ શકયા છે. તેમનું ચારિત્ર તથા જીવન કોમના ઉગતા બાળકોને પોતાની પ્રગતિ માટે પ્રેરણાદાયી છે.

શ્રીમાન ખીમજીભાઈ એક જાહેર કાર્યકર હોઈ તેઓશ્રીની જાહેર સેવાઓ પણ પ્રશંસનીય છે. તેઓ સત્યાગ્રહની ચળવળથી લઈને હાલમાં મુંબઈની મ્યુ. કોર્પોરેશન, સરકારી અનાજ સલાહકારી સમિતિ તેમજ ગ્રેન ડીલર્સ એસોસીએશન વગેરે બીજી પણ કેટલીક વ્યાપારી સંસ્થાઓ તેમજ સ્વયંસેવક દળો-હોસ્પિટલો-દવાખાના-



શ્રીયુત્ ખીમજી માડણ ભુજપુરીયા જે. પી.

પાઠશાળાઓ—વાંચનાલ્યો એમ વિવિધ અનેક સંસ્થાઓમાં પણ પોતાની સેવાઓ આપી રહ્યા છે.

તેઓશ્રીની રાષ્ટ્ર પ્રત્યેની તેમજ જાહેર સેવાઓની કદર કરી, અને લાયક ગુણોને ધ્યાનમાં લઈ આપણી માનનીય સરકારે તેઓશ્રીને હાલમાં જ જે. પી. નો માનવંતો ખીતાબ એનાયત કર્યો છે તથા ઓનરરી મેજીસ્ટ્રેટ નીમ્યા છે.

મુરબ્બી શ્રી ખીમજીભાઈએ આ પુસ્તકના લેખન અંગે સમયે સમયે માર્ગદર્શન તથા સૂચનો આપતા રહી, ઉપરાંત બીજી પણ કેટલીક સક્રિય સહાય આપી છે: અને તેઓશ્રીએ છેવટે મારા આગ્રહને માન આપી પુસ્તકનું લખાણ જોઈ જઈને પ્રસ્તાવના પણ લખી આપી. આવી રીતે તેઓશ્રીએ જે મમતા તથા ઉદારભાવ બતાવી મને ઉત્સાહીત બનાવેલ છે તેને માટે હું તેમનો ઋણી છું; આ માટે પરમકૃપાળુ પરમાત્મા શ્રીમાન ખીમજી-ભાઈમાં તેવા જ ઉદારતાના વધુ ઉચ્ચતમ ગુણો ખીલવી તેમને હાલની જેમજ સમાજની તેમજ રાષ્ટ્રની વધુ સેવાઓ કરવાની શક્તિ બક્ષે એવી અંતરેચ્છા.

## પંડિત શ્રી આણંદજીભાઈ દેવસિંહ શાહ

શ્રીમાન મહાશય આણંદજીભાઈનો મારા પ્રત્યેનો અનહદ પ્રેમ હું કેમ ભૂલી જાઉં ? કચ્છ જેવા કેળવણીમાં પછાત ગણાતા દેશમાં ગણ્યાગાંઠયા વિદ્વાનોમાં પંડિત આણંદજીભાઈ પણ એક છે. અને તેમાં પણ જૈન ધર્મની ફિલસુફી અને માગધી—પાલી—સંસ્કૃત જેવી ધાર્મિક જ્ઞાનને ઉપયોગી પ્રાચિન ભાષાઓ જાણનારા ભાષાભિજ્ઞ જો કોઈ હોય તો તો ફક્ત આણંદજીભાઈ એક જ કહી શકાય. તેઓશ્રી નેત્રથી લાચાર છે છતાં તેઓ સામાજિક, ધાર્મિક તથા રાષ્ટ્રીય પ્રવૃતિઓમાં સદૈવ તત્પર રહે છે. તેઓશ્રી કચ્છ તેમજ પોતાના ગામની કેટલીક સંસ્થાઓના આગળ પડતા કાર્યકર્તા પણ છે.

તેઓશ્રીએ આ પુસ્તકનાં સંશોધન દરમિયાન કેટલીક આંટીઘુંટીઓ

ઉકેલવાના કાર્યમાં મને જે સહકાર આપ્યો છે તથા જે બીજી પણ કેટલીક ઇતિહાસને લગતી માહિતિઓ આપી છે તે માટે તેમનો હું અત્યંત આભારવશ છું. ઇશ્વર તેમની જ્ઞાન-શક્તિ વધુ ખીલવી તેઓશ્રીની સેવાવૃતિ યશદાયી બનાવે!

### શ્રીયત્ પૃથ્વીરાજ ઉર્ફે પ્રવિણચંદ શાહ એડવોકેટ

મને આ માટે કેટલુંક જ્ઞાતિ વિષયક ઐતિહાસિક સાહિત્ય પુરૂં પાડી આ કાર્યમાં જે ઉત્સાહ તથા સહહૃદયતા બતાવી છે, તે માટે તેમનો આભાર હું ભુલી શકું નહિં.

### શ્રીયુત્ કેશવજીભાઇ યુ. ગોગરી–અમદાવાદ

અમદાવાદમાં આવી વ્યવસાય જમાવનારા આપણી કોમના લોકો ત્યાં ગણ્યા ગાંઠયા જ છે, જેમાંના એક કચ્છ કપાઈયા નિવાસી શ્રીયુત્ કેશવજીભાઈ યુ. ગોગરી પણ છે. મારા આ પુસ્તકના સંશોધન આદિ કાર્ય અંગેના પ્રવાસોમાં અમદાવાદના રોકાણ દરમિયાન તેઓશ્રીએ જે પ્રેમભાવ બતાવ્યો છે તે માટેનો તેમનો આભાર પણ મારાથી વીસર શકાય નહિં.

### બીજા ભાઈઓ

કચ્છ ભોરારાના મારા સ્નેહી તથા મુરબ્બી વેલજીભાઈ કેશવજી તથા કચ્છ ટોડાના મારા ભાયાત ભાઇશ્રી ગાંગજી ઓભાયા તથા ભાઈ લખમસી ઓભાયા વગેરેએ પણ મારા આ લેખનકાર્ય દરમિયાન વ્યવહારિક મુશ્કેલીઓમાં વારે વારે જે સહાયતા આપતા રહેલ; તે માટે તેમની મારા પ્રત્યેની અનહદ લાગણી હું ભુલી શકું તેમ નથી, અને જે માટે તેમનો પણ આ સ્થળે આભાર માનું છું.

સિવાય શ્રીમાન મુરબ્બી વીરજીભાઈ શીવજી રેતીવાળા માટુંગા –મુંબઈ, ભાઈ શંભુલાલ લાલજી લાકડીયા–કચ્છ, ભાઈ ટોકરસી મોણસી આંબાવાડી–મુંબઈ, ભાઈ તેજસી મુરજી સંગોઈ–રાઠોડ ટોડાવાલા, શ્રી વાઘજી ધનજી ભુજપુરવાલા, ભાઈ ખીમજી ગણપત

લાલન વહાલાવાલા, ભાઈ શરેમલજી ભેરૂમલજી રાઠોડ મઝગામ મુંબઈ, શ્રી ગણપત પાસુ સમાગોગાવાલા, ભાઈ મુળચંદ હજારીમલજી રાઠોડ મઝગામ–મુંબઈ, કરમસી દેવસીની કંપનીવાળા ભાઈ વેલજીભાઈ તથા મુરજીભાઈ દેરાજ ટોડાવાલા, ભાઇ અરૂણકુમાર સંગોઇ સાડાઉવાલા, ભાઈ દેવસી વેલજી ગંગર નાનીખાખરવાલા–વગેરે ઉત્સાહી બંધુઓએ પણ આ કાર્ય માટે શુભ લાગણી વ્યક્ત કરી મારા આ કાર્યના ઉત્સાહમાં વૃદ્ધી કરેલ, જે બદલ તેમનો યત્કિંચિત આભાર પણ અત્રે ભુલી શકાય નહિ.

## ભાટ વર્ગ તથા પુસ્તકોના માલીકો

આ પુસ્તકને તૈયાર કરતાં મને કેટલીક ભાટ વર્ગની અને બીજી વ્યક્તિઓ તેમજ જુદા જુદા અનેક પુસ્તકોની સહાયતાની જરૂર પડેલ. આ માટે મને જે ઓસવાલ કોમના ભાટ બંધુઓ તેમજ બીજા ભાઇઓએ જરૂરી ઐતિહાસિક હકિકતો પુરી પાડી જે સહકાર આપ્યો છે, તે માટે તેમનો પણ આ સ્થળે આભાર માનું છું. એમાં પણ ભુજપુરના પટેલ શ્રી ખેતસીભાઇ નાનજીનો સહકાર ભુલી શકાય તેમ નથી.

સિવાય આ પુસ્તકને સવિસ્તર તથા પ્રમાણભુત બનાવવા માટે કેટલાક જુદા જુદા પુસ્તકોનો પણ સહકાર લેવો પડેલ. જે માટે તેવા કેટલાક પુસ્તકોમાંથી કેટલુંક સીધું અવતરણ પણ લીધું છે જ્યારે બાકીના પુસ્તકોમાંથી ફક્ત આધાર પુરતી જ હકિકત લીધી છે. આથી એવા સર્વ પુસ્તકોની આ માટે જે મદદ લીધી છે તે માટે તે તે પુસ્તકોના માલીકોનો આ સ્થળે આભાર માનું છું. અને એવી રીતે પોતાના પુસ્તકોનો આ માટે ઉપયોગ કરવા દેવા માટે બતાવેલી ઉદારતા બદલ હું તેઓનો ઋણી છું.

**C/o લખમસી ઓભાયાની કું.**
મદિના મંઝિલ, પરેલ–પોયબાવડી
**મુંબઈ—૧૨**

**ખીમજી ઉર્ફે ક્ષેમસિંહ**
**સંગોઈ–રાઠોડ**

# પુસ્તક સૂચી

આ પુસ્તક માટે જે જે પુસ્તકો તેમજ અન્ય સાહિત્ય સાધનોમાંથી વધુ યા ઓછી હકિકત લેવામાં આવી છે કે જે કોઈ પણ રીતે ઉપયોગી થયા છે તેઓમાંના કેટલાક પુસ્તકો તથા માસિકોની નામાવલી.


૧ ટોડ રાજસ્થાન ભા. ૧–૨
૩–૪ ગુજરાતનો મધ્યકાલિન રાજપુત ઇતિહાસ ભા. ૧–૨
૫–૬ રાસમાળા ભા. ૧–૨
૭–૮ મરાઠી રિસાયત ભા. ૧–૨
૯ વીર પ્રવચન
૧૦ હેમ સારસ્વત સત્ર
૧૧ ગુજરાતનું પાટનગર અમદાવાદ
૧૨ સમાજ સુધારાનું રેખા દર્શન
૧૩ કીર્તિ કૌમુદી
૧૪ ભારત કે પ્રાચિન રાજવંશ [હીંદી]
૧૫ હિંદુસ્થાનનો પ્રાચિન ઈતિહાસ
૧૬ હિંદના ઇતિહાસની રૂપરેખા
૧૭ વીર દયાલદાસ–નાગકુમાર મકાતી
૧૮ મધ્યકાલિન ભારતિય સંસ્કૃતિ–પં. ગૌ. હી. ઓઝા
૧૯ કચ્છની જુની વાર્તાઓ
૨૦ કચ્છનો પ્રાચિન ઇતિહાસ
૨૧ વર્ણ વ્યવસ્થા–ગાંધીજી
૨૨ જ્ઞાતિ બંધારણ–કવિ દલપતરામ
૨૩ ભાણા વહેવાર અને બેટી વ્યવહાર

૨૪ લગ્ન વ્યવસ્થા અને કુટુંબ સંસ્થા
૨૫ જૈન સાહિત્યનો ઇતિહાસ
૨૬ ગુજરાતિ સાહિત્ય
૨૭ પ્રબંધ ચિંતામણી
૨૮ ઐતિહાસિક રાસમાળા
૨૯ જૈન પ્રતિમા લેખ સંગ્રહ
૩૦ વેસ્ટર્ન ઈન્ડીયા-કચ્છ વોલ્યુમ (ઈંગ્લીસ)
૩૧ કેટલાક ઐતિહાસિક સાધનો
૩૨ જૈન જાતિ મહોદય [હીંદી] મુનિ જ્ઞાનસુંદરજી
૩૩-૩૪ મુહણોત નેણસીની ખ્યાત ભા. ૧-૨
૩૫ તપગચ્છ પટાવલી
૩૬-૩૭ ધાતુ પ્રતિમા લેખ સંગ્રહ ભા. ૧-૨
૩૮ કુમારપાલ ચરિત્ર
૩૯ 'વસંત' માસિક-રજત મહોત્સવ અંક
૪૦ 'જૈન ધર્મ પ્રકાશ' માસિક
૪૧ જૈન સંપ્રદાય શિક્ષા
૪૨-૪૩ પ્રાચિન લેખ સંગ્રહ ભા. ૧-૨
૪૪ જૈન લેખ સંગ્રહ
૪૫-૫૭ જ્ઞાનકોશ [મરાઠી] ભા. ૧-૧૨
૫૮ જ્ઞાનકોશ (ગુજરાતી)
૫૯ સિંધકા ઈતિહાસ-મુન્સીફ દેવીપ્રસાદજી
૬૦ રાજસ્થાન [હીંદી]
૬૧ 'બોમ્બે ગેઝેટીયર' (ઈંગ્લીસ) વોલ્યુમઃ પાલણપુર બનાસકાંઠા અને કચ્છ
૬૨ ધર્મ કે નામ પર-ચતુરસેન શાસ્ત્રી
૬૩ પ્રવાસ વર્ણન-ઈત્યાદિ.

---

# પ્રસ્તાવના

આપણી ઓસવાલ જ્ઞાતિના અને જીલ્લે કચ્છ–તાલુકે મુદ્રાના ગામ ટોડા નિવાસી યુવાન લેખક ભાઈશ્રી ખીમજી મોહનજીએ આ ગ્રંથ તૈયાર કરી, એ ગ્રંથ માટે પ્રસ્તાવના લખી આપવાની મારી પાસે માંગણી કરી. પ્રસ્તાવના જેવી અગત્યની વસ્તુ કોઈ અભ્યાસી એવા ભાઈ પાસે લખાત તો તે વધુ ઠીક થાત. તેમ છતાં એ ભાઈના વધુ આગ્રહને આધિન થઈ આ પુસ્તકની મેટર ઉપરથી અત્રે બે શબ્દો પ્રસ્તાવના રૂપે લખું છું.

ઇતિહાસ–સાહિત્ય એ સર્વ સાહિત્યોમાં પ્રથમ દરજ્જે હોઈ, તે પ્રજા જીવનના ઘડતરનું મૂખ્ય સાધન મનાય છે. ઇતિહાસ જ્ઞાનના અભ્યાસથી વ્યકિત કે સમૂહ પોતાનું પ્રાચિન સ્વરૂપ જાણી, તેની સહાયતાથી પ્રોત્સાહિત થઈ કાળસંજોગે થયેલ પરિવર્તનમાં પુનઃ પલ્ટો આણી સમાજ તથા દેશને ઉપયોગી નીવડી શકે છે.

આપણી ઓસવાલ કોમ, જે મૂળ જૈન ધર્માનુયાયી ક્ષત્રિયોની બનેલી અને વિસ્તૃત કોમ છેઃ તેમજ તેને લગતી પ્રાચિન ઐતિહાસિક નોંધો ત્રુટક ત્રુટક રીતે કેટલીક પ્રગટ થયેલી પણ છે; એમ છતાં આજના સંશોધનયુગમાં જોઈએ તેવો ક્રમવાર અને સચોટ ઇતિહાસ ગ્રંથ આ પહેલાં પ્રગટ થયેલો હોય એવું ખ્યાલમાં નથી. આવી સ્થિતિમાં આ સંશોધનયુક્ત ઇતિહાસ ગ્રંથ ઉકત ખોટ પુરી પાડશે; અને તેથી અથાગ પરિશ્રમ લઈ તેમજ અનેક સમયનો ભોગ આપી તેને તૈયાર કરવા માટે એના લેખક ભાઈશ્રી ખીમજીનો આ પ્રયાસ પ્રશંસનીય કહેવાય.

આવા ઇતિહાસ સંશોધનની આપણી કોમને ખાસ જરૂર હતી. વર્ષો પહેલાં મને પણ આવા ઇતિહાસ ગ્રંથને તૈયાર કરાવ-

વાની પ્રેરણા જાગેલી-અને જે માટે કચ્છમાંજ વસતા આપણી કોમના એક પ્રસિદ્ધ વિદ્વાન તથા વકતા એવા મહાનુભાવને તે તૈયાર કરી આપવા મેં વિનતી પણ કરેલ. પરંતુ, એ વિદ્વાન મહાશય, પોતાની અવારનવાર રહેતી નબળી તબીયત તથા પોતાની બીજી રોકાણોના કારણવશાત્-તેઓશ્રીની આવું ગ્રંથ તૈયાર કરવાની ઇચ્છા છતાં-મારી એ વિનતી તે કારણે સ્વીકારી ન શકયા. પરિણામે મારી એ ઇચ્છા-પ્રેરણા મુર્તસ્વરૂપમાં પરિણમેલ નહિ-વખત જતાં આ ગ્રંથના લેખક ભાઇશ્રી ખીમજીએ આપણી કોમના ઇતિહાસનું સંશોધન કરી, આવું સરસ ગ્રંથ તૈયાર કરી મને વાંચી જોવા આપ્યું. જેને વાંચી મને ઘણોજ સંતોષ અને આનંદ થયો, અને તેથી આ તંક એ યુવાન લેખક શ્રી ખીમજીભાઈને મારા હાર્દિક ધન્યવાદ આપું છું.

એકંદરે આમાં સમાવેશ કરાયલા વિવિધ વિષયો તથા તેના ક્રમને જાળવી રાખતી વિસ્તારપૂર્વકની હકિકતોને જોતાં આ ગ્રંથ ક્રમિક ઈતિહાસ કહી શકાય; અને પોતાના ઇતિહાસથી અજ્ઞાન એવા બંધુઓને આમાંથી ઘણી બાબતો જાણવા મળી શકે તેમ છે. આ ગ્રંથમાં જે હકિકતો આપવામાં આવી છે તે સ્પષ્ટ રીતે તથા વિવિધ તરેહની ઘણી હકિકતો આપવામાં આવી છે.

જેમાં પ્રથમ ખંડમાં એટલે શરૂઆતમાં પ્રાચિનકાળની સ્થિતિ બતાવવામાં આવી છે: એટલે કે છેક આર્યોની આદિ સૃષ્ટિથી લઇ, અર્વાચિનકાળ પર્યંતના સ્થિતિ પરિવર્તનને લગતો ચિતાર રજુ કરવામાં આવ્યો છે. વધુમાં જુદા જુદા સમયે જુદા જુદા ધર્મોની કેવી પ્રબળતા હતી, તથા તેઓમાં સમયે સમયે અને કારણવસાત્ કેવા કેવા સ્થિતિ-પરિવર્તન થતા રહ્યા તે પણ દ્રષ્ટાંત પ્રમાણો સહિત બતાવાયું છે. એટલે કે વેદકાળ અને તે વખતના આર્યોની ઉત્કૃષ્ટ અને સર્વોત્તમ સંસ્કૃતિ; બ્રાહ્મણકાળ અને એ સમયે

આર્યોની ક્રિયાકાંડોમાં થયેલું કેટલુંક પરિવર્તન; મહાવીરકાળ તથા જૈન ધર્મની પ્રાચિનતા અને તેને લગતી જુદા જુદા પરકોમના અનેક મહાનુભાવોની સંમતિઓ; મહાવીર પછીની જૈન શાસનની સ્થિતિ; જૈન ધર્મની બ્રાહ્મણ ધર્મ ઉપર અસર; શ્રીમદ્ શંકરાચાર્ય અને હિન્દુ ધર્મનો નવો યુગ; બૌદ્ધ ધર્મના પતન છતાં જૈન ધર્મનું ટકી રહેવું અને તેના કારણો વગેરે હકિકતો રજુ કરાઈ છે. બાદ બીજા ખંડમાં મધ્યકાલિન રાજપુત યુગ અને તે વખતની ધાર્મિક રાજકિય તથા સામાજિક સ્થિતિ; હેમાચાર્ય અને કુમારપાળ તથા ગુજરાતમાં જૈન ધર્મનો પ્રતાપ; ઓસવાલોના આદિ પ્રતિબોધક ક્ષત્રિય ઉર્ફે ખરતર ગચ્છનો ઉદ્ભવ–વગેરે હકિકતો દાખલા દ્રષ્ટાંત તથા પ્રમાણો સહિત રજુ કરવામાં આવી છે. ત્યારબાદ ત્રીજા ખંડમાં ઓસનગરમાં આદિ ઓસવાલ જ્ઞાતિની ઉત્પતિ; જુદા જુદા કુળના ક્ષત્રિયોએ જૈન ધર્મનો પ્રતિબોધ પામી, એ જૈન ધર્માનુયાયી ક્ષત્રિયોનું ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થવું; ઓસવાલ જ્ઞાતિના ક્ષત્રિય કુળો તથા તેની ગોત્ર–શાખાઓની ઉત્પતિ અને થયેલી મૂખ્ય શાખાઓ; ઓસવાલોની વાસ્તવિક ક્ષત્રિય જાતિ માટે કેટલાક વિદ્વાનોના મતો અને મહત્વની સૂચનાઓ; ઓસવાલોનું પ્રાચિન 'ઠાકુર'નું પદ અને થયેલું હાલનું 'શાહ' બિરૂદ; ઓસવાલોના પ્રાચિન શુદ્ધ નામો અને થયેલા અપભ્રંશ નામો; યુદ્ધકુશળ ઓસવાલ વીર પુરૂષોના ચરિત્રો તથા તેમના પ્રાચિન કવિતો. સિવાય આજની જ્ઞાતિઓનો ઉદ્ભવકાળ–કચ્છી ઓસવાલો સંબંધી વધુ ઇતિહાસિક હકિકત–રાજપુત અને ઓસવાલ વિભાગની મૂખ્ય શાખાઓ–ઓસવાલ સમાજનો વિશેષ પરિચય અને છેવટે વાણીયા શબ્દની ઉત્પતિ વગેરે જુદી જુદી સેંકડો ઈતિહાસિક હકિકતો આ પુસ્તકમાં વિસ્તારપૂર્વક આપવામાં આવી છે. સિવાય તેમાંની મૂખ્ય મૂખ્ય બાબતો માટે તેને લગતા પ્રાચિન લેખો–કવિતો વગેરેનો આધાર પણ આપવામાં આવ્યો છે. તેમજ ઠેકાણે ઠેકાણે જરૂર જણાઇ છે ત્યાં ટિપ્પણો આપી વસ્તુને સ્પષ્ટ કરાઈ છે. આ

ઉપરાંત તેની ભાષા શૈલી શુદ્ધ તથા તેજદાર હોવાથી તે કોમના વાંચક વર્ગ પર જરૂર સારી અસર પાડશે એમ માનું છું.

આમ આવી રીતે તૈયાર થયેલું આ ઈતિહાસ ગ્રંથ સમસ્ત ઓસવાલ કોમને સ્પર્શતું હોઈ તે પ્રત્યેક ઓસવાલને પ્રેરક ને ઉપયોગી નીવડશે એ માટે મને વિશ્વાસ છે. ઓસવાલ પ્રજા આ ગ્રંથમાંથી પોતાના પ્રાચીન સ્વરૂપને જાણી પોતાના વીર પુર્વજોના વીરતાના ગુણોને ગ્રહણ કરી, બસો વર્ષની દેશની ગુલામી બાદ પૂજ્ય મહાત્માજીના પ્રયાસોથી આઝાદ થયેલ આપણાં રાષ્ટ્રની આઝાદીના રક્ષણાર્થે-પોતાના પુર્વજોની વીરવૃતિ તથા ત્યાગવૃતિ કેળવી તેઓની માફક દેશ સેવા તેમજ દેશરક્ષા માટે પ્રાણાર્પણનું ધર્મ ગ્રહણ કરશે તો લેખકનો આ ગ્રંથ માટેનો પ્રયાસ જરૂર સફળ નીવડશે.

વધુમાં આપણી ઓસવાલ કોમ વિશાળ જનસંખ્યા ધરાવતી કોમ છે, અને મારવાડ-મેવાડ-કચ્છ-પંજાબ-ગુજરાત-કાઠિયાવાડ-માલવા-મધ્યપ્રાંત આદિ જુદા જુદા દેશોમાં વસેલી છે. આમ છતાં એ સર્વ દેશોમાંનાં સમસ્ત ઓસવાલોને સ્પર્શતો તેમનો આ ગૌરવભર્યો ઈતિહાસ એક કચ્છ નિવાસી ઓસવાલ યુવાને તૈયાર કરેલો હોતાં તે માટે કચ્છી ઓસવાલ સમાજને ખાસ ગૌરવ લેવા જેવું કહી શકાય.

છેવટે, આ ગ્રંથ સમસ્ત ઓસવાલ સમાજમાં આદર પામે એ અંતરેચ્છા સાથે તેના લેખક ભાઈશ્રી ખીમજીને ફરી ધન્યવાદ આપી, તેમના કાર્યને ફતેહ ઇચ્છું છું. એજ

ભાતબજાર, **મુંબઇ નં. ૯**
સં. ૨૦૦૪ ચૈત્રી પૂર્ણિમા

લી.
**ખીમજી માડણ ભુજપુરીયા**

# પ્રકાશકના બે બોલ

આપણી ઓસવાલ કોમના ઈતિહાસ ગ્રંથ માટે મારી કેટલાક સમયથી ઝંખના હતી. કારણ તેના મહત્વ તથા ઉપયોગીતાને હું સારી રીતે જાણતો હતો. અને આજના આઝાદ હિંદમાં તો આપણી કોમને, દેશને કોઈપણ રીતે વધુ ઉપયોગી નીવડવા માટે આપણાં પોતાનાજ પૂર્વ પુરૂષોના દેશ તથા પ્રજાસેવાના તેવા ત્યાગના તથા વીરતાના ઉચ્ચતમ ગુણો કેળવવા માટે પોતાનું ઇતિહાસ ખાસ પ્રેરણા તેમજ જાગૃતિરૂપ હોઈ તેની વિશેષ આવશ્યકતા મનાય. આવાજ ઉદ્દેશાનુસાર હિંદ સમસ્તની ઓસવાલ કોમને સ્પર્શતું આ ઇતિહાસ છપાવીને બહાર પાડયું છે; અને તેમ કરીને તે કોમ સમક્ષ રજુ થાય છે.

આ પુસ્તક આજના જમાનામાં ઉપયોગી હોવા છતાં કોમના જુદી જુદી વીચારસરણી ધરાવતા વર્ગોમાં કેવી પસંદગી પામશે અથવા તેને કેવી મહત્તા મળશે તે તો વિચારવંત તથા બુદ્ધિશાળી સાહિત્યપ્રેમી જનતામાં કસોટીએ ચડયા બાદની વાત છે; એટલે હું મારી પોતાની મેળે તેના માટે કંઇ પણ અભિપ્રાય ન જ આપી શકું કે તેની પ્રશંસા કરી શકુ નહિ. પરંતુ તેમ છતાં એટલું ઇચ્છી શકું કે મારૂં આ પુસ્તક કોમને કંઈ પણ ઉપયોગી નીવડે.

અત્રે એ પણ કહેવું જરૂરી છે કે, પોતાનાજ પ્રગટ થતા ગ્રંથ માટે તેમાં પ્રકાશકને કંઈ પણ વિશેષ લખવાની જરૂર રહેતી નથી; એમ છતાં એક પ્રચલિત પ્રથા અનુસાર વધારે કંઈ પણ નહિ લખતાં ગ્રંથ પ્રકટ કરવાનો ફક્ત પોતાનો હેતુ જણાવવા પુરતા બે શબ્દો લખવા પ્રકાશક માટે અનુચીત ન જ કહેવાય–અને એ દૃષ્ટિએ મેં પણ અત્રે બે બોલ લખ્યા છે.

બીજું આ પુસ્તક વાર્તા કે તેવું ન હોઈ ઈતિહાસનું ઉપયોગી પુસ્તક હોઇ તેને સુંદર રીતે બનાવવાની મારી ઇચ્છા હતી. જે મૂજબ હાલના કાગળ–છપાઈ વગેરેના અનહદ વધેલા ભાવ છતાં પણ આ પુસ્તકનું કદ મોટું બતાવવા હલકા જાડા કાગળો તેમાં નહિં વાપરતાં તેને બદલે ઉંચા ગ્લેજ કાગળનો ઉપયોગ જ કર્યો છે: અને તે સિવાય, પુસ્તકના લાગતા બીજા અનેક ખર્ચ વગેરેને જોતાં તેની રાખેલી કિંમત વધુ નહિંજ કહેવાય એમ માનું છું.

અહીં એ પણ કહેવાનું ભુલી શકાય નહિં કે, આ પુસ્તક છપાતાં દરમિયાન અનેક ઉત્સાહી ભાઇઓએ તે માટે પોતાનો હાર્દિક આનંદ વ્યક્ત કરેલ જે માટે તેવા ભાઇઓનો પોતાની કોમના ઇતિહાસ સાહિત્ય માટેનો પ્રેમ ખરેખર પ્રશંસાતુલ્ય માનું છું.

આ સાથે શ્રી નવપ્રભાત પ્રી. પ્રેસના ખંતીલા, પ્રેમી અને નિયમિતતાકુશળ માલીક શ્રીયુત મણીલાલભાઈએ આ પુસ્તક કાળજીપૂર્વક અને સંતોષકારક રીતે છાપી આપી વેળાસર તૈયાર કરી આપ્યું જે માટે તેઓશ્રી ખરેખર કદર માગી લે છે.

વિશેષમાં આ પુસ્તકના પ્રુફોનું સંશોધન ખૂબ કાળજીપૂર્વક થયા છતાં કયાંક છપાઈમાં રહી જવા પામેલ સાધારણ ભુલને વાંચક બંધુઓ શુદ્ધિપત્રકમાં જણાવ્યાં મૂજબ સુધારીને વાંચવા કૃપા કરશે એવી આશા છે. છેવટે ઓસવાલ કોમ આ પુસ્તકનું મુલ્યાંકન કરી તેને વધાવી લેશે એવી આશા.

**રાયસી મુરજી ભોરારાવાલા**

### ઓસવાલ ક્ષત્રિય વૃત્તાંત અર્થાત

# ઓસવાલ કોમનો ઇતિહાસ

●

## વિષય–અનુક્રમણિકા



## ખંડ ૧ લો :

## પ્રાચિનકાળ અને ધાર્મિક સામાજિક સ્થિતિ

●

## ખંડ ૨ જો :

# મધ્યકાલિન રાજપુત યુગ અને જૈન ધર્મ





## ખંડ ૩ જો :

# ઓસવાલની આદિ ઉત્પતિ અને બીજો ઇતિહાસ



### ( વિભાગ પહેલો )

## ખંડ ૩ જો : વિભાગ બીજો

**પ્રકરણ:** **વિષયો:** **પૃષ્ઠ:**

# શુદ્ધિપત્રક

[ આ પુસ્તકમાંની કોઇ સાધારણ અક્ષર ભુલને જાતે સુધારીને વાંચવા કૃપા કરવી. દાખલા તરિકે ટિપ્પણોમાંના નાના ટાઈપોમાં કયાંક જૈન શબ્દમાંના જૈ ની માત્રાઓ છપાતી વખતે મશીન પર તુટી જતાં જન વંચાય છે ત્યા જૈન વાંચવું. બાકીના અર્થનો અનર્થ સમજાય તેવી શબ્દ ભુલો કે બીજી ભુલો માટે અહિં શુદ્ધિપત્રક આપવામાં આવ્યું છે. ]



**પૃષ્ઠ** ૧...પ્રકરણ ૧લું ઉપર **ખંડ ૧ લો** વાંચવું.

,, ૧૬...વિષય: જૈન ધર્મની પ્રાચિનતા–ત્રીજા પેરેગ્રાફની પ્રથમ લીંટીમાં આ સિવાય પછી **પ્રાંતઃસ્મરણીય પૂજ્ય મહાત્મા ગાંધીજીએ તેમજ અનેક**—આટલું ઉમેરીને વાંચવું.

,, ,,...પંકતી ૨૫ : **સંપ્રદાયોના** ને બદલે **સંપ્રદાયમાંના** વાંચવું.

,, ૧૬૫...ઉપરની સંખ્યા લાઈનમાં **ઓસવાલ વિભાગ**ની આગળ–**રાજપુત અને**–એટલું ઉમેરીને વાંચવું.

,, ૧૮૧...પંકતી: ૯ **જે તે** ને બદલે **જેથી** વાંચવું.

,, ૧૯૩...નૈણસીનો ઈતિહાસ પ્રેમ શિષર્ક નીચેની પંક્તિ ૧૦ માં **સંગ્રહે** ને બદલે **સંગ્રહો**ના વાંચવું.

,, ૨૦૧...પંકતી બીજીમાં **પ્રયોનામ** ને બદલે **નામ** વાંચવું.

,, ,, ... ,, પાંચમીમાં **જન** ને બદલે **પ્રયોજન** વાંચવું.

,, ૨૨૩...ઉપરની સંખ્યા લાઈનમાં **વાહિયા** ને બદલે **વાણિયા** વાંચવું.

,, ૨૨૫...પંક્તી બીજી: **ભુંડમલમાં** આગળ **તે** ઉમેરીને વાંચવું.

,, ,, ...ઓસવાલોના પદાધિકારી નામના મથાળામાં **પદાધિકારી** ને બદલે **પદાધિકાર** વાંચવું.

,, ,, ...એજ મથાળાની પંકતી બીજીમાં **પટવારી** ને બદલે **પટવારી યા પટેલ** વાંચવું.

,, ૨૨૮...વિષય : ઓસવાલોની પંચાયતો : પેરેગ્રાફ બીજો : પંક્તી બીજીમાં **સાથે** ને બદલે **સાથે રહી** વાંચવું.

,, ૨૩૧...ઓસવાલોનું ઠાકુર યા ઠકકુર પદ એ મથાળા ઉપરના કૌંસમાં અંક ૨ ને બદલે ૩ વાંચવો.

,, ૨૩૩...નામાભિધાન રિતિના મથાળા ઉપરના કૌંસમાંના અંક ૩ ને બદલે ૪ વાંચવો.

,, ,, સંસ્કૃત લેખ નીચેના પેરેગ્રાફમાં છેવટમાં આટલું ઉમેરવું: ગુજરાતના ઓસવાલોમાં પણ પૂર્વે એવાજ નામોની રીત હતી. જેમાં હાલમાં પરિવર્તન થયું છે. અમદાવાદના વિદ્યમાન નગરશેઠ શ્રીમાન કસ્તુરભાઈ લાલભાઈ જેઓ ઓસવાલ છે અને સીસોદીયા કુળના કાક્રોલા શાખાના છે–તેઓના પૂર્વજોના સહસ્રકિરણ–વત્સરાજ જેવા નામો તેમની વંશાવળીમાંથી જોવા મળે છે. સિવાય પૂર્વે થઇ ગયેલા અમદાવાદના હઠીસિંહ કેસરીસિંહ ઇત્યાદિના નામો પણ ગુજરાતના ઓસવાલોમાં પૂર્વેની નામોની રીતનું સ્મરણ કરાવે છે.

,, ૨૩૮...શુદ્ધ–અપભ્રંશ નામો ઉપરના મથાળામાં **શુદ્ધ** ને બદલે **મૂળના શુદ્ધ** વાંચવું.

# પ્રકરણ ૧ લું



## વેદકાળ

### આર્યોનું આગમન

આર્યોની આદિ નિવાસભૂમિ સુમેરૂ અથવા ઉત્તરધ્રુવ પ્રદેશ હતી. ઉત્તરધ્રુવ પ્રદેશનું વાતાવરણ હિમાન્તરકાળમાં બહુજ સૌમ્ય હોઈને ત્યાં બહુધા અક્ષય વસંત રહેતો હતો, અને તે સમયે ઉત્તરધ્રુવની આસપાસ એક વિસ્તીર્ણ ભૂમિ પ્રદેશ હતો.

ઉત્તરધ્રુવ પ્રદેશમાં ક્રમ પ્રમાણે થતા હિમાન્તર અને હિમોત્તર-કાળ પ્રમાણે ત્યાં હિમકાળ પછી કિંવા હિમાન્તરકાળમાં આર્યોની આદિ સૃષ્ટિનો પ્રારંભ થયો હતો. ત્યારબાદ હિમોત્તરકાળ અર્થાત્ હિમકાળમાં ત્યાં વાતાવરણની પ્રતીકુળતા થવાથી ઉત્તરધ્રુવ પ્રદેશનો ત્યાગ કરી આર્યો ભિન્ન ભિન્ન ભુપ્રદેશો તરફ પ્રયાણ કરી ગયા હતા. (ત્યારબાદ તે પ્રદેશમાં વનસ્પતિ આદિનો નાશ થતાં તે પ્રદેશનો નાશ થયો હતો.)

હજારો વર્ષો પૂર્વે ઉપર મુજબ આર્યો સુમેરૂથી નીકળી કેટલાક પશ્ચિમ તરફ ચાલી નીકળ્યા ને યુરોપમાં જઈ વસ્યા; કેટલાક ઈરાનમાં ગયા; અને કેટલાક પ્રભાવશાળી આર્યો દક્ષિણ તરફ આ દેશમાં આવ્યા.

આ દેશની ભૂમિ રશાળ હતી. સુંદર વનો તથા મોટી મોટી નદીઓથી સુશોભિત ને આકર્ષક હતી. આર્યોએ સિંધુ, વિપાશા, સરસ્વતી વગેરે સાત નદીઓના પ્રદેશમાં નિવાસ કર્યો. આ ભૂમિ પર સાત નદીઓ વહેતી: ભૂમિ રસાળ હતી: ફળ ફુલોથી ભરેલા સુંદર વનો હતા. આવો રમણિય ને સુંદર દેશ તેઓએ તે પૂર્વે ક્યાંય દીઠો નહોતો, તેથી આ સપ્ત નદીના દેશને તેઓ **બ્રહ્માવર્ત** અથવા **દેવભૂમિ** કહેવા લાગ્યા. વખત જતાં જંગલો કાપી જનપદો વસાવ્યા; આશ્રમો સ્થાપ્યા, ને ખેતી કરવા લાગ્યા.

દેવભૂમિ અથવા બ્રહ્માવર્તમાં ઘણાં વરસો સુધી આર્યો રહ્યા. દેવભૂમિની ખ્યાતિ દૂર દૂર ફેલાઈ. આથી નવી નવી ટોળીઓ અહિં આવવા લાગી. હજારો માણસો આ રશાળ પ્રદેશમાં વસવા અને સુખશાંતિ પામવાના લોભે આવવા લાગ્યા; પણ બધાનો સમાવેશ આ મુલકમાં થાય તેમ ન હતું, એટલે તેઓ આગળ વધ્યા. દક્ષિણમાં ગાઢ જંગલો હતા ને વચ્ચે વિંધ્યાચળ હતો: પૂર્વ દિશામાં ગંગા–યમુના જેવી મોટી નદીઓ તથા જમીન રશાળ હોવાથી કેટલાક આર્યોએ ગંગા–યમુનાના પ્રદેશમાં થાણા સ્થાપ્યા.

આ રીતે આગળ વધવામાં જોખમ પણ ઘણાં ખેડવા પડતા. દસ્યુઓ–અનાર્યો ડગલે પગલે હેરાન કરતા. ગાઢ જંગલો કાપી નાખવા પડે. આમ વધતાં વધતાં આર્ય લોકો વિંધ્યાચળ સુધી દક્ષિણમાં અને પૂર્વમાં ગંગા–યમુનાના પ્રદેશ સુધી ફેલાયા. વિંધ્યાચળની ઉત્તરના પ્રદેશને આર્યો **આર્યાવર્ત** કહેતા.

## આદિનિવાસી અનાર્યો:

આ દેશમાં આર્યોના આગમન પૂર્વે હાલમાં જેને અનાર્ય કહેવામાં આવે છે, તે લોકોના વડવાઓ વસતા હતા, અને તેઓજ આ દેશના મૂળ વતની (આદિ નિવાસી) હતા. વિંધ્યાચળ પર્વતની ઉત્તરે જે અનાર્ય લોકો રહેતા તે દસ્યુઓ અને તેની

દક્ષિણે જે રહેતા તેઓ દ્રાવિડ કહેવાય છે. દસ્યુઓ કરતાં દ્રાવિડ લોકો વધારે આગળ વધેલા હતા.

આર્ય લોકો આ દેશમાં આવવા લાગ્યા અને તેઓ અનાર્ય લોકોની ભૂમિ છીનવી લેવા લાગ્યા ત્યારે અનાર્ય લોકો તેમની સામે થયા; પરંતુ આર્યોના બળવાન ધસારાને તેઓ રોકી ન શક્યા. આખરે તેઓને આર્યોએ હાંકી કાઢયા, ને તેઓ પહાડો તથા જંગલોમાં ભરાયા.

ત્યારબાદ પણ આર્યો તથા અનાર્યો વચ્ચે વારંવાર યુદ્ધો થતા. અનાર્યો એકાએક ચઢી આવી આર્યોની ધર્મક્રિયાઓ તથા યજ્ઞમાં ભંગાણ પાડતા, તેમજ ઢોર ઉપાડી જતા ને ત્રાસ આપતા. અનાર્યોની આવી વિરૂદ્ધ પ્રવૃત્તિથી આર્યો તેમને દસ્યુ, અસુર અથવા રાક્ષસ કહેતા.

આજે પણ આસામ અને બંગાળના પહાડી મુલકમાં, છોટા-નાગપુરના જંગલમાં, વિંધ્યાચળ અને નીલગિરિમાં એવા લોકો રહે છે, જેઓ હિંદના બીજા ભાગોમાં વસતા લોકોથી આચારવિચારમાં, પહેરવેશમાં તથા શરીરના દેખાવમાં છેક જુદા પડી આવે છે. ગુજરાતના કેટલાક ભાગોમાં ભીલ લોકો રહે છે; નીલગિરિની આજુબાજુ તોડા લોકો વસે છે; મધ્યપ્રાંતમાં ગોંડ લોકોની વસતી છે; છોટાનાગપુરના પહાડોમાં સંતાલ લોકો રહે છે; ઓઢિયાની આજુબાજુમાં આવેલા પહાડોમાં કંધ જાતના લોકોની વસતી છે.

### વેદકાળની ધાર્મિક સ્થિતિ

આર્યો પૂર્વે ઈન્દ્ર, વરુણ, અગ્નિ, સૂર્ય, ઉષા, આકાશ વગેરેની સ્તુતિ કરતા. કુદરતી અદ્‌ભૂત લીલા નિહાળી તેઓ ખૂબ આશ્ચર્ય પામતા. ચારે બાજુ ગાઢ અંધકાર જામ્યો હોય ત્યાં સૂર્ય ઉગે ને સઘળું પ્રકાશી રહે—આવાં દૃશ્યો જોઈ કવિઓ જેમ આનંદ

પામી તેની કવિતા રચે તેમ ઋષિઓ પોતાની લાગણી મંત્રો બોલી દર્શાવતા.

આખા આર્યાવર્તમાં આર્યોના સંસ્થાનો સ્થપાતાં બે-ત્રણ હજાર વર્ષો વીત્યા. આ વર્ષો દરમિયાન મંત્ર-સાહિત્ય ખૂબ વૃદ્ધિ પામ્યું. આવા મંત્રોના સંગ્રહ કરવામાં આવ્યા. આવા પ્રથમ સંગ્રહને ઋગ્વેદ કહેવામાં આવે છે. બીજા સંગ્રહોને યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ નામે ઓળખવામાં આવે છે. આ ધર્મગ્રંથો જુનામાં જુના હોવાનું કહેવામાં આવે છે. અથર્વવેદ બીજા વેદોથી જુદા પ્રકારનો છે. એમાં શત્રુઓનો નાશ કરવાના, મિત્રો બનાવવાના, રોગો દૂર કરવાના અને એવા બીજા મંત્રો છે.

બ્રાહ્મણોની કેટલીક ધર્મવિધિઓમાં આજે પણ વેદમંત્રોનો ઘોષ થાય છે. હવન હોમમાં વેદના મંત્રો ઉચ્ચારવામાં આવે છે. વેદમંત્રો પદ્યમાં છે, ને તેની ભાષા જુની સંસ્કૃત ભાષા છે.

## સામાજિક સ્થિતિ અને વર્ણવ્યવસ્થા.

પૂર્વે વેદકાળમાં બેજ જાતીઓ હતી-આર્ય અને અનાર્ય. આર્યોનો મૂખ્ય વ્યવસાય ખેતી હતો. તે વખતે દરેક આર્યને ખેતી, રક્ષણ, ધર્મવિધિ, વગેરે કાર્યો કરવા પડતા. વખત જતાં એકજ માણસ ધર્મક્રિયા, રક્ષણ, ખેતી વગેરે બધાં જ કામ કરી શકે તે અશક્ય બનવા લાગ્યું, તેથી દરેક કાર્ય સૌ સૌની યોગ્યતા પ્રમાણે વહેંચી લઈ કરવાનું યોગ્ય ધાર્યું, અને સમાજ વ્યવસ્થા સુવ્યવસ્થિત રીતે ચલાવવા કાર્યોના વિભાગ પાડયા.

કેટલાકે ધર્મવિધિ કરવાનું કામ માથે લીધું; કેટલાકે દેશનું રક્ષણ કરવાનું કામ સ્વિકાર્યું; અને બીજા કેટલાકે ખેતીનું કામ કરવાનું પસંદ કર્યું. આમ થતાં ધર્મવિધિ કરનારા બ્રાહ્મણો કહેવાયા: રક્ષણ કરનારા ક્ષત્રિયો કહેવાયા: ખેતીને વ્યાપારાદિ કામ

કરનારા વૈશ્યો ગણાયા ને સેવા કરનાર શુદ્રો મનાયા. ( શુદ્રો ઘણું ભાગે અનાર્યો હતા. ) આ મૂજબ વેદકાળમાં વર્ણવ્યવસ્થાની રચના કરવામાં આવી.

વેદકાળમાં વર્ણવ્યવસ્થા જન્મ પ્રમાણે ન હતી—ગુણ અને કર્મ પ્રમાણે વર્ણની ગણના થતી. કોઈ પણ માણસ જે ધર્મક્રિયાઓ કરતો તે બ્રાહ્મણ ગણાતો; રક્ષણનું કાર્ય કરે તે ક્ષત્રિય કહેવાતો; ખેતી, વ્યાપાર તથા ઢોર પાળવાનું કામ કરતો તે વૈશ્ય તરીકે ઓળખાતો: તેવી જ રીતે આ ત્રણે વર્ણોની સેવા–ચાકરી કરતો તે શુદ્ર ગણાતો.

**રાજ્ય વ્યવસ્થા:**

આર્યો આ દેશમાં આવ્યા ત્યારે કુટુંબ સંસ્થા તેમનામાં સારી રીતે વિકાસ પામી હતી. જુદા જુદા કુટુંબો વચ્ચે સંપ અને સહકાર હતો. તેઓ ધર્મમાં, ખેતીમાં રક્ષણમાં એકબીજાને મદદ કરતા. કુટુંબના વડીલના હાથમાં બધી સત્તા રહેતી અને એની આજ્ઞા કુટુંબના સર્વ માણસોને પાળવી પડતી.

પછી ગામડાઓ વસવા લાગ્યા. એક ગામમાં આવા ઘણાં કુટુંબો રહેતા. ગામની વ્યવસ્થા કરવા જુદા જુદા કુટુંબના વડિલો ભેગા મળતા. ગામની બધી દેખરેખ રાખવાનું કામ પસંદ કરેલા પાંચ વડિલોને સોંપવામાં આવતું.

ત્યારબાદ દરેક ગામની જુદી જુદી વ્યવસ્થા કરવાને બદલે પાસે પાસે આવેલાં બધા ગામોની વ્યવસ્થા એકસાથે કરવામાં સગવડતા અને લાભ થાય એ વીચારથી જુદા જુદા ગામમાંથી પસંદ કરેલા કેટલાક અનુભવી અને શક્તિવાળા વડિલોને પ્રદેશની વ્યવસ્થા સોંપવામાં આવી.

વખત જતાં આવી વ્યવસ્થા એકાદ અનુભવી અને પરાક્રમી માણસને સોંપવામાં આવી. આ રીતે રાજાની પસંદગી થવા લાગી. રાજાનું કામ દેશની વ્યવસ્થા કરવાનું, સંભાળ રાખવાનું અને લોકહિતના કામો કરવાનું હતું. રાજા અપરાધીઓને સજા કરતો. એની આજ્ઞા બધાંએ પાળવી પડતી. જે સૌથી વધારે શકિતવાન હોય–જે ખૂબ અનુભવી ને પરાક્રમી હોય તેનીજ રાજા તરીકે પસંદગી થતી.

દિવસે દિવસે રાજાની સત્તા વધવા લાગી. એણે દેશની રક્ષા કરવા સેના રાખી ને અધિકારીઓ નીમ્યા. વખત જતાં પસંદગીની પ્રથા નાબુદ થઈ ને રાજાનો પુત્ર રાજા થવા લાગ્યો. લોકો રાજાને રથ, અશ્વ, વસ્ત્ર, અન્ન વગેરેની ભેટ આપતા; પણ આજના જેવા કર ન હતા. પણ આ રીત ખૂબ અગવડતાવાળી માલુમ પડી. કોઈ ન આપે: આપી શકે તેના કરતાં કેટલાંક ઓછું આપે. આમ થાય તો રાજ્યની વ્યવસ્થા ન ચાલે એથી ઉપજનો અમુક ચોક્કસ ભાગ રાજ્યને આપવાનો નિયમ બંધાયો.

રાજાઓ આપખૂદ ન હતા. તેઓ મંત્રીઓની સલાહ મુજબ લોકહિત લક્ષમાં રાખી રાજ્ય ચલાવતા. વેદના સમયના અંતમાં આવા ઘણાં રાજ્યો અસ્તિત્વમાં આવ્યા: હસ્તિનાપુરમાં કુરૂવંશના રાજાઓનો અમલ ચાલતો; કાન્યકુબ્જમાં પાંચાલોનું રાજ્ય હતું; ઉત્તર બિહારમાં વિદેહનું રાજ્ય હતું; અયોધ્યામાં કોશલ વંશની ગાદી હતી; બનારસ પાસે કાશીનું રાજ્ય હતું.

## લોકોનું જીવન

**ચાર આશ્રમો:**

આયુષ્યના સો વરસના ચાર વિભાગ પાડી, દરેક ભાગ માટે

ચોક્કસ કર્તવ્યો વેદના સમયમાં નક્કી કરવામાં આવ્યા. પચીસ વરસ સુધીના સમયને **બ્રહ્મચર્યાશ્રમ** કહેતા. આ કાળમાં ગુરૂના આશ્રમમાં રહી વિદ્યા પ્રાપ્ત કરવાની હતી. અભ્યાસ પુરો થતાં દરેક આર્યજન ઘરસંસારમાં પ્રવેશતો, અને ગૃહસ્થની ફરજો બજાવતો. આ સમયને **ગૃહસ્થાશ્રમ** કહેતા. પચાસ વરસ પુરા થતાં **વાનપ્રસ્થાશ્રમ** શરૂ થતો. વાનપ્રસ્થાશ્રમમાં પ્રત્યેક આર્ય વનમાં રહી ઇશ્વર ચિંતનમાં કાળ ગાળતો. જીંદગીના છેલ્લા પચીસ વર્ષમાં સંસાર છોડી સંન્યાસી બની જીવન ગાળવાનું હતું. આ સમયને **સંન્યાસાશ્રમનું** નામ આપવામાં આવ્યું.

### ખાનપાન:

દરેક આર્યકુટુંબ પાસે ગાય, ઘેટાં ને બકરાંના ધણ હતા. ખોરાકમાં દુધ, ઘી, અન્ન તથા ફળોનો ઉપયોગ થતો. વેદના સમય દરમિયાન આર્યો માંસાહાર કરતા ન હતા.

### સ્ત્રીઓની સ્થિતિ:

આર્યો સ્ત્રીઓને સન્માન આપતા. યજ્ઞ અને ધર્મક્રિયાઓમાં સ્ત્રીઓ ભાગ લેતી. સ્ત્રીઓ વિદ્યા અને કળામાં આગળ વધતી. (આજની કેટલીક સ્વચ્છંદતાને માર્ગે દોરતી તથા અધ:પતનને નોતરતી એવી કહેવાતી કળાઓ નહિ) લગ્ન વખતે કન્યાની સંમતિ લેવાતી. વેદકાળમાં બાળ લગ્નો થતા નહિ.

### ઉદ્યોગો અને વિનોદો:

વેદકાળમાં મુખ્ય ઉદ્યોગ ખેતીનો હતો. તે વખતના આર્યો હળ, રથ, ગાડાં વગેરે બનાવતા. નદીઓ ઓળંગવા માટે નાના વહાણો અને ત્રાપાંઓ બાંધતા. તેઓ તાંબાના તેમજ માટીના વાસણો બનાવતા, આર્યો સંગીતમાં કુશળ હતા. તેઓ ચિત્રકળા પણ જાણતા. વીણા અને દુદુંભિ એમના વાદ્યો હતા. આરંભમાં

ધેનુનો ધન તરીકે ઉપયોગ કરતા, અને વિનિમયથી માલની આપ લે કરતા. પરંતુ એમાં અગવડતા નડવા લાગી એટલે નિષ્કનો સોનાના સિક્કાઓનો ઉપયોગ થવા લાગ્યો.

**વસ્ત્રો અને ઘરેણાં:**

આર્ય લોકો ઘેટાંની ઉનમાંથી તથા રૂમાંથી વસ્ત્રો બનાવી પહેરતા. રેસમી વસ્ત્રોનો ઉપયોગ પણ કરતા. રંગવાની કળા એમને આવડતી. સોનાના અલંકારો સામાન્ય હતા, રત્નો અને મોતીનાં ઘરેણાં પણ આર્યો પહેરતા.

## પ્રકરણ ૨ જું

---

### બ્રાહ્મણકાળ

વેદકાળમાં આર્યોના મગજમાં અજ્ઞાન કે વહેમનો ઝાઝો વાસ ન હતો. તેઓમાં ભાવનાનું પ્રાબલ્ય હતું. ઇંદ્ર, વરુણ, અગ્નિ, સૂર્ય, ઉષા, આકાશ વગેરેની આર્યો સ્તુતિ કરતા તેમજ રુદ્ર (વાયુ)ની ઉપાસના કરતા હતા. તેઓ ધર્મને નામે હિંસાયુક્ત યજ્ઞો કરતા ન હતા, તેમજ માંસાહાર પણ કરતા ન હતા. (મહાભારત શાંતિપર્વ અ. ૩૪૦માં પણ–યજ્ઞોમાં પશુવધ વૈદિકકાળથી બહુજ પછવાડે ચાલ્યો છે, એમ લખ્યું છે.)

વેદકાળ પુરો થતાં વેદ સંબંધી વેદાંગ આદિ નવા નવા ગ્રંથો રચાયા. વેદાંગ છ છે. ધર્મ વિધિઓ કેમ કરવી, કયારે કરવી વગેરે બાબતો જ્યોતિષ અને કલ્પશાસ્ત્રમાં ચર્ચાયલ છે. મંત્રોના ઉચ્ચાર, રાગ અને તેના શબ્દો (એની ચર્ચા વ્યાકરણ તથા છંદશાસ્ત્રમાં કરવામાં આવી છે.) રચાયા. વેદના અનુસંધાનમાં ઉપનિષદો રચાયા. એ ગ્રંથોમાં જીવ, જગત, મૃત્યુ, મોક્ષ ઇત્યાદિ વિષયો પર તત્વજ્ઞાની ચિંતકોના વિચારો દર્શાવવામાં આવ્યા છે. કપિલ, કણાદ, ગૌતમ વગેરે ઋષીઓએ સાંખ્ય, વૈશેષિક, ન્યાય વગેરે દર્શનો રચ્યાં છે. વેદ પછીના આ કાળને બ્રાહ્મણકાળ કહે છે.

**અનાર્ય સંસ્કૃતિની અસર:**

વેદના સમયમાં આર્યોએ વર્ણવ્યવસ્થા ચાલુ કરી ત્યારે અનાર્યોને પાછળથી શુદ્ર વર્ણમાં દાખલ કર્યા હતા. એ અનાર્યોમાં તે વખતે લીંગપુજા, માંસાહાર, હિંસાયુક્ત યજ્ઞપ્રથા તથા દેવતાઓને પશુબલિ આપવાના રિવાજો પ્રચલિત હતા. વખત જતાં આર્યો જેમ જેમ અનાર્યોના વધુ સંસર્ગમાં આવતા ગયા તેમ તેમના પર તેમની સંસ્કૃતિની કેટલીક અસર પડી. પરિણામે વેદના અંતઃકાળમાં યજ્ઞોમાં પશુવધ, માંસાહાર વગેરે ક્રિયાકાંડો તથા રિવાજો દાખલ થયા. બ્રાહ્મણો રચાયા અને તેમાં યજ્ઞવિધિ–પશુવધ–માંસબલિ–માંસભક્ષણ વગેરે સંબંધી લખાયું.[1]

**હિંસાયુક્ત યજ્ઞો અને પશુવધની રીતો:**

યજ્ઞોમાં બલિદાનની સંખ્યા યજ્ઞના અનુસાર હતી. અશ્વમેધ યજ્ઞમાં સર્વ પ્રકારના પાળેલા તથા જંગલી જાનવર–થલચર–જલચર ઉડનારા તરવાવાળા–ઘસડાનારા મળીને તેની સંખ્યા ૬૦૯થી ઓછી રહેતી ન હતી.

કૃષ્ણ યજુર્વેદના બ્રાહ્મણમાં એવો પ્રશ્ન કરાયો છે કે, નાના નાના યજ્ઞોમાં દેવતાઓને વિશેષ પ્રસન્ન રાખવાને માટે કયા પ્રકારનાં પશુ મારવા જોઈએ?

ગોપથ બ્રાહ્મણમાં બતાવવામાં આવ્યું છે કે, એના કયા કયા ભાગ કોને મળવા જોઇએ. જેમકે પુરોહિત લોક જીભ, ગળું, ગરદન, નિતમ્બ, ટાંગ ઈત્યાદિ મેળવતો; યજમાન પીઠનો ભાગ લેતો હતો,

---

૧. મંદિરોમાં તેમજ દેવતાઓને ખુશ કરવાની માન્યતાથી પશુવધ કરવું એ કેવળ ભારતવર્ષની અનાર્ય જાતિઓમાંજ નહિ પણ એ જમાનામાં રોમ, ગ્રીસ, મીસર, વગેરે દેશોની જંગલી જાતીઓમાં પણ એ રિવાજ પ્રચલિત હતો; અને એને પવિત્ર કર્મ માનવામા આવતું હતું.

અને તેની સ્ત્રીને પેડુના ભાગથી સંતોષ કરવો પડતો હતો. (ગોપથ બ્રાહ્મણ ૩: ૧૮.)

શતપથ બ્રાહ્મણમાં આ વિષયમાં એક મનોહર વિવાદ છે કે, 'પુરોહિતને બળદનું માંસ ખાવું જોઈએ યા ગાયનું?'—અંતમાં ખુલાસો કરવામાં આવ્યો છે કે, એઉમાંથી કોઈનું પણ માંસ ન ખાવું જોઈએ. પરંતુ યાજ્ઞવલ્કય હઠપૂર્વક કહે છે કે "જો તે નર્મ હોય તો અમો એને ખાઈ શકીએ છીએ" (શતપથ બ્રાહ્મણ ૩: ૧ : ૨ : ૨૧.)

આ પવિત્ર માંસ-ભક્ષણનો પ્રભાવ ઉપનિષદો સુધીમાં થઈ ગયો. બૃહદારણ્યક ઉપનિષદમાં લખ્યું છે કે, "જો કોઇ એમ ઇચ્છે કે મારો પુત્ર વિદ્વાન, વિજયી, અને સર્વ વેદોનો જ્ઞાતા થાય, તે બળદનું માંસ ચાવલની સાથે પકાવીને ઘી નાખીને ખાય." (બૃહ. ઉ. ૮--૪: ૧૮.)

ઉક્ત બ્રાહ્મણ નામના ગ્રંથોમાં આજ્ઞા રૂપે લખવામાં આવ્યું છે કે, બ્રાહ્મણાદિ ત્રૈવર્ણિઓના વર્ણાશ્રમ-વિહિત્ કર્તવ્યોમાં યજ્ઞ કર્મ મુખ્ય છે: યજ્ઞમાં હવન મુખ્ય છે; અને હવનમાં અનેક દેવતાઓના ઉદ્દેશ્યથી મંત્ર-પઠનપૂર્વક વિવિધ પદાર્થોની આહુતિઓ આપવી. જેમાં આજ્ય, ચરૂ. પુરોડાશ, સોમરસ એ દ્રવ્ય છે; તથા અજ, મેષ આદિ પશુઓના અવયવોનું માંસ પણ છે.

ઐતરેય બ્રાહ્મણ (૬: ૭.)માં સૂચના કરવામાં આવી છે કે, ઉત્તર દિશાની તરફ પગ કરી પશુને ભૂમિ પર લેટાવવું. પશ્ચાત શ્વાસાદિ પ્રાણવાયુ બંધ કરીને નાક-મુખ આદિ બંધ કરવું. ઇત્યાદી સૂચનાઓ કરવામાં આવી છે.

તૈતરેય બ્રાહ્મણ (૩ : ૬.)માં લખ્યું છે કે, પશુનું હનન (વધ) એને ન્યુનમાં ન્યુન દુઃખ દઈને કરવું જોઇએ.

આવી રીતે વેદ પછીના આ બ્રાહ્મણકાળમાં યજ્ઞ સંબંધી નવી વિધિઓ તથા રિતિઓ દાખલ થઈ.

**લીંગપુજા:**

લીંગ પુજા પૂર્વે ફક્ત અનાર્યોમાં હતી–વૈદિક આર્યો એવી પુજાને માનતા ન હતા. વૈદિક ઋષીઓ આ પ્રકારની પુજા માટે સખ્ત મના કરે છે, અને એ પુજા સેવનારને દૂર રાખવા કહે છે. આ સંબંધી ઋગ્વેદમાંના એક શ્લોકનો ભાવાર્થઃ—

" હે સર્વશ્રેષ્ઠ દેવાધિદેવ ઇન્દ્ર! કોઈ દુષ્ટાત્માઓ કે રાક્ષસોની યુક્તિ–પ્રયુક્તિઓથી અમે પ્રેરાયા નથી; અમારા પરમ પ્રભુ! દુશ્મનોના દળનો પરાજય કરોઃ શિશ્ન (લીંગ) રૂપી જેમના દેવ છે, એવા વિષયાસક્ત લોકોને પવિત્ર પૂજનવિધિ નજિક આવવા ન દો." (ઋગ્વેદ મં. ૭: સુ. ૨૧ : ૫.)

ઉપરાંત શિશ્નરૂપી દેવને પુજનારા લોકોને ઋગ્વેદ (મં. ૧૦: સુ. ૯૯–૩)માં રાક્ષસ કહ્યા છે.

( આ લીંગપુજા પૂર્વે ફકત આ દેશના અનાર્યોમાંજ હતી, એમ નથીઃ તે મિસરમાં તથા ફિનીશાયન, બાબીલોનીયન ને યાહુદી લોકોમાં પણ દાખલ થઈ હતી. રોમમાં એનો પ્રચાર એટલો વધ્યો હતો કે તે અટકાવવા કાયદા કરવા પડયા હતા.—' Sex Worship' by c. Howard.)

આ કાળમાં ભુતનાથ તથા ચંડી--કાલી જેવી કેટલીક ભયાનક સ્વરૂપની દેવ દેવીઓની માન્યતા પણ લોકોમાં પ્રચલિત થઈ. માત્ર લીંગપુજાને સંસ્કારી વર્ગે વિશુદ્ધ ભાવનારૂપે સ્વીકારી.

**વર્ણભેદ**

વેદકાળમાં ચારે વર્ણોને સરખા અધિકારો હતા, ને અરસપરસ લગ્નો થઈ શકતા-તે આ સમય દરમિયાન નિયમ બદલાયો અને ગુણ તથા કર્મને બદલે જન્મ પ્રમાણે વર્ણ મનાવા લાગ્યો. એટલે કે, બ્રાહ્મણના કુળમાં જન્મે તે બ્રાહ્મણ; ક્ષત્રિયના કુળમાં જન્મે તે

ક્ષત્રિય; વૈશ્યના કુળમાં જન્મે તે વૈશ્ય; ને શુદ્રના કુળમાં જન્મે તે શુદ્ર-એમ ઠર્યું.

### અનુલોમ-પ્રતિલોમ લગ્નોનું બંધારણ:

આ સમય દરમિયાન અનુલોમ-પ્રતિલોમ લગ્નોના નિયમો ઘડાયા. જેમકે: દરેક વર્ણ માટે પોતાના વર્ણની સ્ત્રી પ્રશસ્ત ગણી. જેની ઇચ્છા હોય તે પોતાના વર્ણથી ઉતરતા વર્ણની કન્યા સાથે પણ લગ્ન કરી શકે. મતલબ કે: શુદ્ર જાતિનો પુરૂષ શુદ્ર જાતિની કન્યા સાથે લગ્ન કરી શકે; વૈશ્ય પુરૂષ વૈશ્ય જાતિની તથા શુદ્ર જાતીની કન્યા સાથે; ક્ષત્રિય ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર-ત્રણેયની કન્યા સાથે; અને બ્રાહ્મણ ચારેય વર્ણની કન્યા સાથે પરણી શકે. ( મનુ અ. ૩ : શ્લોક ૧૨-૧૩ ) આ રીતે અનુલોમ વિવાહની મનુ છુટ આપે છે પણ બ્રાહ્મણ પુરૂષને ક્ષત્રિય કન્યાથી કે ક્ષત્રિયને વૈશ્ય કન્યાથી-એ રીતે તરતના નીચલા વર્ણની કન્યાથી ઉત્પન્ન થયેલ પ્રજાને પુરૂષનાજ વર્ણની, પણ કાંઇક હલકી ગણવી એમ તે કહે છે. (મનુ અ. ૧૦ : શ્લોક ૬.)

પણ યાજ્ઞવલ્કય તેથી જુદા પડીને આવી પ્રજાને પુરૂષના વર્ણની ગણવાની ના પાડે છે. ( યા. આ. શ્લોક ૯૧.)

પછી બ્રાહ્મણ પુરૂષથી વૈશ્ય કન્યામાં ઉત્પન્ન થયેલી પ્રજા તે અંબષ્ટ: અને શુદ્ર કન્યામાં ઉત્પન્ન થયેલી પ્રજા તે પારશવ-એમ મનુ કેટલાક ભેદ પાડે છે. (મનુ અ. ૧૦ : શ્લોક ૮.)

ત્યાર પાછળના શંખ વગેરે, બ્રાહ્મણથી ક્ષત્રિય કન્યામાં થયેલ પ્રજાને ક્ષત્રિય અને ક્ષત્રિયથી વૈશ્ય કન્યામાં થયેલ પ્રજાને વૈશ્ય એમ કહેછે. (યા. સ્મૃતિ આ. શ્લોક ૯૧ ઉપરની મિતાક્ષરા તથા સ્મૃતિનાં સમુચ્ચય-આનંદાશ્રમ સંસ્કરણ ઔશનશ સ્મૃતિ પૃ. ૪૭ : શ્લોક ૨૮)

### પ્રતિલોમ વિવાહની પ્રજા:

પ્રતિલોમ વિવાહ એટલે ઉતરતા વર્ણનો પુરૂષ અને ઉચ્ચ

વર્ણની કન્યા–એવા પ્રકારના લગ્નથી ઉત્પન્ન થયેલ પ્રજાને પ્રકાર પ્રમાણે ક્ષતા, વૈદેહક, આવૃત, આભિર, આયોગવ, ચંડાલ વગેરે નામો મનુ આપે છે, અને તેને અંત્યજ કે અંત્યજ જેવી ગણે છે. (અંત્યજ એટલે છેક ઉતરતા વર્ગની–અસ્પૃશ્ય નહિ)

## સ્ત્રીઓ તથા શુદ્રોનું સ્થાનઃ

વેદકાળમાં સ્ત્રીઓ તથા શુદ્રોનું જે સ્થાન હતું તેમાં બ્રાહ્મણ કાળમાં ફેરફાર થયું. દ્વિજ અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણ સિવાયના એટલે કે શુદ્ર વર્ણના લોકોને વિદ્યા સંપાદન તથા ધાર્મિક ક્રિયાઓથી દૂર રાખવામાં આવ્યા. તેવીજ રીતે સ્ત્રીઓનું પૂર્વે જે સન્માન થતું એ નિયમ બદલાયો ને સ્ત્રીઓને ધર્મક્રિયાઓથી દૂર રાખવામાં આવી તેમજ તેમનાં સંબંધી કેટલાક સંકુચિત નિયમો થયા.

## પ્રકરણ ૩ જું

## મહાવીરકાળ

### જૈન ધર્મની પ્રાચિનતા:

જૈન ધર્મ એક કે બીજા નામે પણ પરાપૂર્વથી એટલે કે આદિકાળથી ચાલતો આવ્યો છે. ભારતવર્ષમાં વેદ ધર્મની સાથે પણ જૈન ધર્મ ચિરકાળથી ચાલુ રહ્યો છે. ભારતના આર્ય ધર્મની શાખાઓ જૈન અને વૈદિક–બને મળીને ભારતના પ્રાચિન ધર્મનું પૂર્ણ સ્વરૂપ બંધાય છે.

પ્રાચિન આર્યાવર્તમાં એવા અદ્‌ભૂત મહાત્માઓ થયા છે કે, જેમણે પોતાના મન, વાણી અને કાયા તદ્દન જીતી લીધા હતા તેઓને માનની દ્રષ્ટિથી 'જિન' (જિ ધાતુ પરથી જીતનાર) નામ આપવામાં આવે છે. અને એમના ધર્મને ખાસ અનુસરનારા તે જૈન કહેવાય છે. એ કેવળજ્ઞાની મહાત્માઓએ પોતાના જીવનથી અને ઉપદેશથી અસંખ્ય જીવોને આ સંસારમાંથી તરાવી દીધા છે, અને લોકોમાં ધર્મનીતિ–તત્વજ્ઞાન તથા જીવન વ્યવહારનું પવિત્ર શિક્ષણ આપ્યું છે અને તેથી તેઓ 'તીર્થંકર'ને નામે પણ ઓળખાય છે.

જૈન મત, દરેક યુગ–મહાયુગમાં ૨૪ તીર્થંકરો થયેલા માને છે. વર્તમાન યુગમાં ૨૪ થયેલા તેમાં સૌથી પહેલાં ઋષભદેવજી અને છેલ્લા શ્રી વર્ધમાન મહાવીર સ્વામી. ઋષભદેવજી અત્યંત પ્રાચિન કાળમાં થઈ ગયા અને એમને બ્રાહ્મણો વિષ્ણુના ૨૪ અવતારમાંના એક માને છે અર્થાત્ વિષ્ણુના ૨૪ અવતારમાં દાખલ કર્યા છે, અને એમના અદ્‌ભૂત વૈરાગ્યની અને પરમહંસ વૃત્તિની બહુ પ્રશંસા કરે છે. ઋષભદેવજી પછીના બીજા વીસ તીર્થંકરો પણ ઘણાં પ્રાચિન કાળમાં થઈ ગયા. પછી બાવીસમા નેમિનાથજી ને ત્રેવીસમાં તીર્થંકર પાર્શ્વનાથજી એ ઐતિહાસિક કાળમાં થયા છે. શ્રી પાર્શ્વનાથજીને ઇતિહાસિક વ્યક્તિ તરિકે જર્મન વિદ્વાન ડો. હરમન જેકોબી આદિએ હાલની શોધખોળથી સ્વિકારેલ છે, તેમજ સર ભાંડારકરે નેમિનાથજીને પણ ઇતિહાસિક વ્યક્તિ તરીકે જણાવેલ છે.

જૈન ધર્મની પ્રાચિનતાને વેદોએ પણ માન્ય કરેલ છે. વૈદિક-કાળમાં વૈદિક મહર્ષિઓ પણ ઋષભદેવજી આદિ તીર્થંકરો યા જિન દેવોની સ્તુતિ કરતા હતા, જેનો ઉલ્લેખ વૈદિક ધર્મગ્રંથોમાં મળે છે. પ્રાચિનકાળમાં બ્રાહ્મણ ધર્મના ઋષી મહાત્માઓ તથા દિવ્ય પુરૂષો દ્વારા પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવજી ભગવાન, ચોવીસમા તીર્થંકર શ્રી વર્ધમાન મહાવીર, અર્હંતદેવ તથા ચોવીસ તીર્થંકરો પ્રત્યે પુજનિય ભાવ વ્યક્ત કરાયલ છે: ઉપરાંત નિર્ગ્રંથો (જૈન મુનિઓ) પ્રતિ પણ આદર દર્શાવાયલ છે. આ બધું વૈદિક ધર્મના ગ્રંથો–વેદો–પુરાણો–ભાગવત–ઉપનિષદો–મનુસ્મૃતિ–ગીતા આદિ ધાર્મિક ગ્રંથોમાં પ્રગટ થયેલું હોતાં તે ઉપરથી પણ જૈન ધર્મની પ્રાચિનતા સિદ્ધ થઈ શકે છે.

આ સિવાય જુદી જુદી કોમો તથા સંપ્રદાયોના ભારતિય ઇતિહાસવેતા, પ્રસિદ્ધ વિદ્વાનો તેમજ પાશ્ચિમાત્ય વિદ્વાનો સુદ્ધાંના

પણ હજારોની સંખ્યામાં જૈન ધર્મની પ્રાચિનતા, ઉપકારિતા તથા મહતા દર્શાવતા મંતવ્યો પ્રગટ થયેલા છે. જેઓમાંના ઉકત કેટલાક વિદ્વાનોના નામ આ રહ્યાઃ—

(૧) જરમન વિદ્વાન ડો. હરમન જેકોબી (૨) શ્રીયુત્ તુકારામ શર્મા લટ્ટુ બી. એ., પી. એચ. ડી., એમ. આર. એ. એસ., એમ. એસ. બી. એમ. જી. ઓ. એસ. પ્રોફેસર કિવન્સ કોલેજ-બનારસ (૩) સર્વતંત્ર સ્વતંત્ર સત્સંપ્રદાયાચાર્ય સ્વામી રામમિશ્ર શાસ્ત્રી માજી પ્રોફેસર સંસ્કૃત કોલેજ બનારસ (૪) શ્રીયુત્ રમેશચંદ્ર દત્ત-'ભારતવર્ષની પ્રાચિન સભ્યતા'માં (૫) સ્વ. લોકમાન્ય બાલગંગાધર તિલક તા. ૩૦-૯-૧૯૦૪ના દિવસે જૈ. શ્વે. કો. ના ત્રીજા અધિવેશનમાં વડોદરામાં આપેલું ભાષણ (૬) પ્રો. સ્વ. મણિલાલ નભુભાઈ ત્રીવેદી-' સિદ્ધાંત સાર 'માં (૭) ડો. ઓ. પરટોલ્ડ (૮) હેસ્ટિંગ્સ (૯) શ્રીયુત વરદાકાંત મુખોપાધ્યાય એમ. એ.-બંગાળી લેખ. (૧૦) ભારતેંદુ બાબુ હરિશ્ચંદ્ર-' ઇતિહાસ સમુચ્ચય ' (૧૧) ડો. બુહરર - ' એપીગ્રાફિકા ઇન્ડીયા ' (૧૨) ડો. બર્વે (૧૩) શ્રી કનુલાલજી (૧૪) મી. આવે જે. એ. ડવાઈ મિશનરી (૧૫) રાયબહાદુર પુર્ણેન્દુ નારાયણસિંહ એમ. એ. બાંકીપુર (૧૬) મહામહોપાધ્યાય પં. ગંગાનાથજી એમ. એ., ડી. એલ. એલ. અલહાબાદ (૧૭) શ્રીયુત્ નેપાલચંદ રાય-અધિષ્ઠાતાઃ બ્રહ્મચર્યાશ્રમ શાંતિનિકેતન, બોલપુર (૧૮) શ્રીયુત્ એમ. ડી. પાંડે-થીયોસોફિકલ સોસાયટી બનારસ (૧૯) મિ. એ. ચક્રવર્તી એમ. એ., એલ. ટી. એ. મદ્રાસ પ્રેસીડેન્સી કોલેજના ફિલોસોફીના પ્રોફેસર ' ઇન્ડીયન રિવ્યુ ' ઓકટોબર સને ૧૯૨૦ના અંકમાં 'જૈન ફિલોસોફી' નામના તેમના લખેલા અંગ્રેજી આર્ટીકલમાં (૨૦) પુજ્યપાદ બાબુ કૃષ્ણનાથ બેનરજી-તેમણે લખેલા 'જૈનીઝમ'માં (૨૧) પંડિત રાજેન્દ્રનાથ ઉર્ફે રાય પ્રપનાચાર્ય-તેમના લખેલા 'ભારત મત દર્પણ'માં (૨૨) શ્રીયુત્ સી. બી. રાજવાડે એમ. એ, બી. એસ. સી. પ્રોફેસર ઓફ-પાલી

બરોડા કોલેજ (૨૩) પ્રો. વેબર (૨૪) મી. લ્યુઅન (૨૫) ફ્રાંસના વિદ્વાન ગેરીનોટ (૨૬) મી. બુલ્હર (૨૭) મી. રાઇસ (૨૮) મી. હોરનલ (૨૯) ડો. F. OTTO SCHRADER પી. એચ. ડી.—'બુદ્ધિસ્ટ રિવ્યું'માં તેમના 'અહિંસા અને વનસ્પતિ આહાર' નામના લેખમાં (૩૦) પાશ્ચાત્મ વિદ્વાન રેવરન્ડ જે. સ્ટીવેન્સ સાહેબ. (૩૧) સર વીલીયમ (૩૨) મી. હેમિલ્ટન (૩૩) ડૉ. ટોમસ-જે. એચ. નેલસન્સ "સાઈન્ટીફીક સ્ટડી ઓફ હિન્દુ લૉ" નામક ગ્રંથમાં (૩૪) બી. ટી. ડબલ્યુ રાઇસ ડેવીડ સાહેબ—"ઈનસાઈકલોપીડિયા બ્રિટેનિકા" નામના પુસ્તકમાં.

આ સિવાય જૈન ધર્મની પ્રાચિનતા, સ્વતંત્રતા, મહતા અને તેની વિશાળ ભાવનાને માટે પોતાની સંમતિઓ પ્રકટ કરેલ જગપ્રસિદ્ધ વિદ્વાનોમાંના કેટલાકોના નામો આ રહ્યાઃ—

(૧) શ્રીયુત્ મહામહોપાધ્યાય ડૉ. સતીશચંદ્ર વિદ્યાભુષણ એમ. એ., પી. એચ. ડી., એફ. આઇ. આર. એસ. સિદ્ધાંત મહોદધિ પ્રિન્સીપાલ સંસ્કૃત કોલેજ કલકતા.

(૨) સુપ્રસિદ્ધ મહાત્મા શ્રીયુત્ શિવવ્રતલાલજી વર્મન એમ. એ. સંપાદકઃ 'સાધુ'—'સરસ્વતી ભંડાર'—'તત્વદર્શી'—'માર્તંડ'—'લક્ષ્મીભંડાર'— 'સંત સંદેશ' આદિ ઉર્દુ તથા નાગરી માસિક પત્રો તથા રચયિતાઃ વિચાર કલ્પદ્રુમ—વિવેક કલ્પદ્રુમ—વેદાંત કલ્પદ્રુમ—કલ્યાણધર્મ—કબીરજીકા બીજક આદિ ગ્રંથો તથા અનુવાદકઃવિષ્ણુ પુરાણુ ઇત્યાદિ.

(૩) શ્રીયુત્ નથુરામ પ્રેમી (૪) ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર (૫) રા. રા. વાસુદેવ ગોવિંદ આપટે બી. એ. ઇંદોર (૬) કર્નલ જેમ્સ ટોડ કર્તાઃ 'રાજસ્થાનનો ઇતિહાસ' (૭) ફારસી ગ્રંથકાર અને અકબરનો ખાસ કવિ અબુલફઝલ (૮) મી. કોલબ્રુક (૯) મી. એડવર્ડ થોમસ (૧૦) ગ્રીક ઇતિહાસકાર મેગેસ્થિનીઝ (૧૧) ડૉ. એ. ગિરનાર, પેરિસ.

(૧૨) ડૉ. જોન્સ હર્ટલ, જર્મની (૧૩) મી. ઓટોરોય ફિલ્ડ—માજી કલેકટર પૂર્વ ખાનદેશ (૧૪) મહમ્મદ હાફિઝ સૈયદ, બી. એ., એલ. ટી. થીયોસોફિકલ હાઈસ્કુલ કાનપુર (૧૫) સાહિત્યરત્ન ડૉ. રવિન્દ્રનાથ ટાગોર (ઠાકુર) (૧૬) ટી.પી. કુપુસ્વામી શાસ્ત્રી એમ. એ. આસીસ્ટંટ ગવર્નમેન્ટ મ્યુઝીયમ તાંજોર (૧૭) શ્રી સ્વામી વિરૂપાક્ષ બડીયર 'ધર્મભુષણ'—'પંડિત'—'વેદતીર્થ'—'વિદ્યાનિધી' એમ. એ. પ્રોફેસર સંસ્કૃત કોલેજ ઇંદોર. (૧૮) એક બંગાલી બેરીસ્ટર—તેમના 'પ્રેકટીકલ પાથ' નામના ગ્રંથમાં (૧૯) અંબુજાક્ષ સરકાર એમ. એ., બી. એલ. (૨૦) હીંદી ભાષાના સર્વશ્રેષ્ઠ લેખક અને ધુરંધર વિદ્વાન પંડિત શ્રી મહાવીરપ્રસાદજી ત્રિવેદી—'સરસ્વતી' હીંદી માસિક (૨૧) સ્વ. કવિ નાનાલાલ (૨૨) સ્વ. શ્રી નારાણજી વિશનજી ઠક્કુર વિદ્વાન અને ધુરંધર લેખક તથા ઇતિહાસકાર. (૨૩) સિદ્ધહસ્ત લેખક શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનસી (૨૪) ભારતિય પુરાતત્ત્વવેત્તા શ્રીયુત્ ભાંડારકર. સિવાય પાશ્ચાત્ય વિદ્વાનોમાંના (૨૫) મી. કૌસેસ (૨૬) મી. કીસ્ટે (૨૭) મી. હુાૃસ (૨૮) મી. કેલ્ટર (૨૯) મી. કિલહૉર્ન ઇત્યાદિક અનેક પ્રસિદ્ધ વિદ્વાનોએ જૈન ધર્મની મહત્તા અને તેના આધ્યાત્મિક તત્વજ્ઞાનની પ્રધાનતા દર્શાવતા અનેક મતો પ્રગટ કર્યા છે.

## અંધકાર બાદ પ્રકાશ

### શ્રી નેમીનાથજી

વેદ પછીના કાળમાં બ્રાહ્મણ ધર્મે સમાજની સ્થિતિ બદલી નાખી હતી. ધાર્મિક તથા સામાજિક સ્થિતિ આથી પરિવર્તન પામી હતી. સમાજ પર અજ્ઞાનતા અને વહેમના વાદળો છવાઈ ગયા હતા. યજ્ઞોમાં નિર્દોષ મૂક પશુઓની કતલમાં ધર્મ મનાવા લાગ્યો હતો. ઈશ્વર પ્રત્યેનો સાચો ડર કંઈ રહ્યો ન હતો. હિંસાજનક વિધિ—વિધાનો દ્વારા મોક્ષ પ્રાપ્ત કરવાની મહેચ્છાઓમાં જ ધર્મના સિદ્ધાંતો

સમાઈ જતા હતા. એકંદરે તત્કાળમાં દયામૂલ ધર્મના પ્રચારના કેટલાક અભાવને લીધે અજ્ઞાનરૂપી સતત્ અંધકાર વ્યાપી રહ્યો હતો.

જેમ સુર્યાસ્ત બાદ અંધકાર છવાઈ જાય છે, તેવી રીતે પવિત્ર સદુપદેશના અભાવે મિથ્યાત્વનો અધિકાર સ્થાપાવા લાગે છે. આ વિશ્વમાં કુદરતી નિયમ છે કે, જ્યારે જ્યારે જે જે યુગમાં લોકો પોતાની મનુષ્ય તરીકેની ઉમદા ફરજ ચૂકી જઈ સતત્ પાપકર્મમાં પ્રવૃત થાય છે, ત્યારે ત્યારે તે યુગમાં માનવ જગતનો ઉદ્ધાર કરવા અર્થાત્ લોકોને સત્ય ધર્મમાં પ્રવૃત કરવા માટે એક દૈવી ( દિવ્ય ) વ્યક્તિ મનુષ્યરૂપે અવતરે છે. આવી જ રીતે આ સમયે બાવીસમા તીર્થંકર શ્રી નેમિનાથજી ભગવાન હરીવંશકુળમાં અવતર્યા.

શ્રી નેમિનાથજી દ્વારા પુનઃ દયામુલ ધર્મનો ઉદ્ધાર થયો. એમના સદુપદેશની અસરથી સમુદ્રવિજય, વાસુદેવ, શ્રી કૃષ્ણચંદ્ર ( શ્રી કૃષ્ણચંદ્ર નેમિનાથજીના પિતરાઈ ભાઈ થતા હતા-), બલભદ્ર મહાવીર, કૌરવ, પાંડવ અને સાંબ–પ્રદ્યુમ્ન વગેરેએ પણ અહિંસા ધર્મના સિદ્ધાંતો સ્વીકાર્યા, અને તેઓએ બ્રાહ્મણોના ઉકત હિંસાદિ કર્મનો વિરોધ કર્યો.

### શ્રી પાર્શ્વનાથજી

ભગવાન શ્રી નેમિનાથજીના પશ્ચાત્ અહિંસા ધર્મના પ્રબળ ઉપદેશની ગેરહાજરી રહી અને જેથી પુનઃ દયામુલ ધર્મ વિરૂદ્ધની હિંસાદિ ક્રિયાઓએ જોર પકડયું હતું. આ વખતે હિંસાવાદી સંપ્રદાયોની અનેક નાની મોટી શાખાઓનો પણ ઉદ્ભવ થઈ ચૂકયો હતો. પરિણામે દયામુલ અહિંસા ધર્મ સર્વથા લુપ્ત થવા આવ્યો હતો. આ વખતે એક દિવ્ય વ્યક્તિ દ્વારા પુનઃ માનવજગતનો ઉદ્ધાર થયો ! એ દિવ્ય વ્યક્તિ અર્થાત્ શ્રી પાર્શ્વનાથ સ્વામી ( વિક્રમ સંવત પૂર્વે ૭૬૧–૬૬૧ ) કાશીના ઈક્ષ્વાકુ વંશના રાજા અશ્વસેનના પુત્ર હતા.

ઉક્ત સમયે તેમની દ્વારા ચાતુર્યામ સંવરવાદ ( જેનો ઉલ્લેખ

બૌદ્ધ ગ્રંથ 'સામઞ્ઞફલસુત્ર'માં પણ કરાયલો છે.) જૈન મત સ્થાપિત થયો હતો. એ ચાર યામ એટલે ચાર વ્રત. જેમકેઃ—

(૧) પ્રાણઘાતમાંથી નિવૃતિ (અહિંસા); (૨) અસત્ય બોલવાથી નિવૃતિ (સત્ય); (૩) અદત્તાદાનમાંથી ( ચોરીમાંથી ) નિવૃતિ (અસ્તેય); અને (૪) પરિગ્રહમાંથી નિવૃતિ (અપરિગ્રહ).

આ ચાર યામ અથવા વ્રતનો પાર્શ્વજિન ઉપદેશ કરતા હતા. શ્રી પાર્શ્વનાથ સ્વામીનો વિહાર વિશેષતઃ કાશી, કોશલ, અંગ, બંગ, કલિંગ, પાંચાલ, જંગલ અને કોનાલ આદિ પ્રાંતોમાં થયો હતો. એમના સદુપદેશની અસરથી અનેક રાજાઓ પણ તેમના અનુયાયી થયા હતા.

## ધાર્મિક ક્રાંતિયુગ અને શ્રી મહાવીર

શ્રી પાર્શ્વનાથ ભગવાનના નિર્વાણ બાદ પણ તેમનું શાસન ચાલુ રહ્યું હતું. તેમના શિષ્યોએ પાટ પરંપરા ચાલુ રાખી, પણ તેઓમાં કેટલીક શિથિલતા પ્રવેશી ચુકી હતી જેથી જૈન ધર્મની પછીના સમયમાં જોઈએ એવી સ્થિતિ રહી નહિ. આથી અહિંસા ધર્મનો ઉપદેશ તથા પ્રચાર લાંબો કાળ જતાં મંદ પડયો હતો. આમ હોતાં આર્યોમાં પુનઃ માનવધર્મ વિરૂદ્ધની હિંસા કર્મની વિધિઓ વૃદ્ધિગત થઈ હતી ને હિંસામય ક્રિયાકાંડ ધર્મનું સ્વરૂપ પકડયું હતું. યજ્ઞોમાં પશુ વધથી દેવકૃપા મનાવી; મનુષ્યોને તારી આપવાના ક્રિયાકાંડો રચી; શુદ્રોને માટે ધાર્મિક ક્રિયા, વિદ્યા અને વ્રત નિયમનો નિષેધ કરી; સ્ત્રીઓને પણ પુરૂષોથી હલકી ગણી તેમને ધાર્મિક ક્રિયામાં ભાગ લેતી બંધ કરી; પોતાને સર્વોત્તમ-શ્રેચ્ચત્તમ માની-મનાવી બ્રાહ્મણોએ લોભ, લાલચ, અજ્ઞાન, વહેમ અને અભિમાનને વશ થઈ આખા સમાજની સ્થિતિ ઉલ્ટી કરીને બગાડી નાખી હતી. ક્ષત્રિયોમાં પણ અભિમાન, ઈર્ષ્યા, લોભ, ભોગ વિલાસ, મધમાંસ, જુગાર ઈત્યાદિક દુષ્ટ બદિઓએ જડ ઘાલી હતી.

આવા સમયે દેશને આર્ય ધર્મના પુનરોદ્ધાર માટે એક પ્રબળ ક્રાંતિકારી દિવ્ય પ્રભાવી પુરૂષની જરૂર હતી. કુદરતના નિયમાનુસાર જ્યારે જ્યારે પૃથ્વી પર સત્ય ધર્મનો ધ્વંશ થાય છે અને સર્વત્ર અજ્ઞાનરૂપી અંધકાર વ્યાપી જાય છે ત્યારે ત્યારે તે સમયે માનવ જનતાને તેની સાચી ફરજોનું ભાન કરાવવા અને પૃથ્વી પર સત્ય જ્ઞાન–સત્ય ધર્મનો પ્રકાશ પાથરવા કોઈ ઇશ્વિરરૂપ દિવ્ય વ્યક્તિ મનુષ્યરૂપે અવતરે છે. એવીજ રીતે આ યુગમાં વિક્રમ સં. પૂર્વે ૫૫૨ માં આર્ય ધર્મના ઉદ્ધારક પ્રભુ શ્રી મહાવીર પ્રગટ થયા.

શ્રી મહાવીર ક્ષત્રિયકુંડ નગરના કશ્યપ ગોત્રના ક્ષત્રિય રાજા સિદ્ધાર્થની ત્રીસલાદેવી રાણીની રત્નકુક્ષે અવતર્યા હતા. શ્રી મહાવીરની બુદ્ધિ તીવ્ર હતી. બાલ્યાવસ્થામાંજ તેમની વૃત્તિ વૈરાગ્ય તરફ હતી. એમના જન્મ પછી રાજ્ય અને પ્રજાની સમૃદ્ધિ ઘણી વધી તેથી તેમનું નામ વર્ધમાન પાડવામાં આવ્યું હતું. તેમની અઠાવીસ વર્ષની વય થતાં માતા તથા પિતા અવસાન પામ્યા. ત્રીસ વરસની વયે વડિલ બંધુ નંદિવર્ધનની રજા લઈ વર્ધમાને દિક્ષા લીધી. તેમણે બાર વરસ સુધી સખત તપશ્ચર્યા કરી. ૪૨ મા વરસે મહાવીર વર્ધમાનને કેવળ જ્ઞાન થયું. કામ–ક્રોધ--લોભ--મોહ--માયા વગેરે શત્રુઓને જીત્યા જેથી વર્ધમાન મહાવીર કહેવાયા.

શ્રી મહાવીરે 'અહિંસા પરમો ધર્મ' નો મંત્ર ફુંક્યો. 'અહિંસા, તપ અને સંયમરૂપ ધર્મ એ ઉત્કૃષ્ટ મંગળ છે' એવો તેમનો પ્રબોધ હતો. તેમણે જૈન ધર્મના શુદ્ધ સાત્વીક સિધ્ધાંતો રચ્યા. શ્રાવક (ગૃહસ્થ) અને શ્રાવીકાના ગૃહસ્થાશ્રમના ચારિત્ર્ય, સંયમ આદિ નિયમો રચ્યા; તથા સાધુ--સાધ્વીના કડક અને નિરપવાદ આચારો પ્રરૂપ્યા.

શ્રી પાર્શ્વનાથ જિને ઉપદેશેલો 'ચાર યામ' માંનો અપરિગ્રહનો અર્થ કેવળ કોઈ પણ વસ્તુનો સંગ્રહ કરવો નહિ એવો

થવા લાગ્યો, અને કોઈ કોઈ પ્રસંગે સ્રીસંગ કરવાને હરકત નથી- એવું કેટલાક દંભી પરિવ્રાજકો પ્રતિપાદન કરવા લાગ્યા, તેથી શ્રી મહાવીરે 'મૈથુન વિરતિ'-એ પાંચમો યામ (વ્રત) ઉકત ચાર યામો સાથે જોડી પંચ શિક્ષારૂપે-પંચવ્રતરૂપે ઉપદેશ્યો.

તે વખતે સર્વધર્મ વિચાર અને તે સંબંધી ગ્રંથરચના સંસ્કૃત ભાષામાં ચાલતી. તે વખતે સંસ્કૃત ભાષામાં લોકો વિશેષે કરીને સમજતા ન હતા. લોકભાષા પ્રાકૃત હતી, અને તે ભાષામાં કરેલો બોધ લોકમાં સંક્રાંત થાય તે માટે શ્રી મહાવીરે પ્રાકૃત ભાષાનોજ ઉપદેશાર્થે સ્વિકાર કર્યો. આ પ્રાકૃત ભાષા તે, તે વખતની પૂર્વે મગધ દેશથી તે પશ્ચિમે પંજાબ અને દક્ષિણે માળવા, વિદર્ભ (મધ્યપ્રાંત) વગેરે પ્રદેશ સુધીની પ્રચલિત લોક ભાષા. મગધ દેશનું મહાન રાજ્ય, તે પરથી તેને 'માગધી' કહેવામાં આવતી. ( આ જૈનોની-પ્રાકૃત ભાષાને 'અર્ધમાગધી' કહેવામાં આવે છે, અને કોઈ 'મહારાષ્ટ્રી' કહે છે. જૈન ધર્મની ધર્મ ભાષા એ રીતે પ્રાકૃત જ છે.)

પ્રભુ મહાવીરે ચારે કોરે વ્યાપી રહેલ અજ્ઞાનતા, વહેમ, અના- ચરણ અને હિંસાકર્મના દુષણો સામે ઉપદેશરૂપી શસ્ત્ર ઉઠાવ્યું. પ્રભુ મહાવીરે ઉપદેશ આપ્યો કેઃ—

"બધા જીવો આયુષ્યને અને સુખને ચાહે છે-વધ અને દુઃખ સૌને અપ્રિય છે; સર્વ કોઈ જીવવાની પ્રીતીવાળા અને વૃત્તિવાળા છે; જીવવું બધાંને વહાલું છે-માટે જીવો અને જીવવા દો; બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય, અને શુદ્ર-એ ઉપનામો માત્ર ક્રિયાજન્ય છે, માટે શાસ્ત્ર શ્રવણ અને આચરણનો સર્વને સમાન હક્ક છે; બ્રાહ્મણ તેજ કે જે બ્રહ્મ (આત્મા)નું સ્વરૂપ જાણે અને 'અહિંસા ધર્મ'ને વિશિષ્ઠ માને; યજ્ઞ એ આત્મ બલિદાન છે-હિંસાજનિત યજ્ઞ તે ખરો યજ્ઞ નથી; લોક પ્રવાહને અનુસરસો નહિ; આત્માનો ઉધ્ધાર

આત્મા પોતેજ, જીવને લાગેલા કર્મોના આવરણુ આત્મબળથી સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યકચારિત્રથી દૂર કરવા જોઈએ: એ ત્રણ રત્નોનો સામુદાયિક માર્ગ એજ મોક્ષ માર્ગ છે-આ વડે જૈન ન હોય છતાં અન્ય લીંગે કોઈ પણ સિધ્ધ થઈ શકે; સર્વ સિધ્ધાત્મા પરમાત્મા છે-ઈશ્વર છે, અને એ રીતે ઈશ્વરનું અસ્તિત્વ છે; પણ જગતકર્તા કે ફલદાતા એવા ઈશ્વરને સ્થાન નથી; આત્મા પોતે પોતાનાં કર્મનો કર્તા અને ભોકતા છે."

ટુંકમાં શ્રી મહાવીરે ડિંડિંમ નાદથી એવો મોક્ષનો સંદેશ આર્યાવર્તમાં વિસ્તાર્યો કે—" ધર્મ એ માત્ર સામાજિક રૂઢી નહિ, પણ વાસ્તવિક સત્ય છે: મોક્ષ એ સાંપ્રદાયિક બાહ્ય ક્રિયાકાંડ પાળવાથી મળતો નથી, પણ સત્ય ધર્મના સ્વરૂપમાં આશ્રય લેવાથી મળે છે, અને ધર્મમાં મનુષ્ય અને મનુષ્ય વચ્ચેનો ભેદ સ્થાયી રહી શકતો નથી." શ્રી મહાવીરે ઉપદેશ લોકભાષામાં (પ્રાકૃત) આપ્યો ને તેમના પ્રવચન પણ તેમાં ગુંથાયાં.

## પ્રભુ મહાવીરના અનુયાયી રાજાઓ:

પ્રભુ મહાવીરના અનુયાયીઓમાં-વત્સ દેશના વૈશાલી નરેશ ચેતક, કૌશાંબીનો રાજા શતાનિક, મગધ નરેશ શ્રેણિક (બીંબીસાર), તેનો પુત્ર કોણિક (અજાતશત્રુ), તેનો પુત્ર ઉદાયી (ઉદયન), ઉજ્જયનીનો ચંદ્રપ્રદ્યોત રાજા, પોતનપુરનો રાજા પ્રસેનચંદ્ર, વીતભય પટ્ટનનો રાજા ઉદાયન વગેરે રાજા મહારાજાઓ હતા. આથી તેમના ઉપદેશની અસર ખૂબ થઇ, અને અનેક લોકોએ જૈન ધર્મનો સ્વિકાર કર્યો.

બ્રાહ્મણોના યજ્ઞયાગાદિમાં અનેક જાતની હિંસા થતી તેનો શ્રી મહાવીરે નિષેધ કરી અનેક જીવોને એ અધર્મના માર્ગેથી ઉગાર્યા. આ સાથે જડ થયેલી વર્ણવ્યવસ્થાનો પણ તેમણે વિરોધ કર્યો અને સ્ત્રીઓ તથા શુદ્રોના ધાર્મિક તથા વિદ્યા સંપાદન આદિ હક્કો માટે ઝુંબેશ

ઉઠાવી. તેમણે જૈન ધર્મના મહામંડળની સ્થાપના કરી. જેને 'સંઘ' એવું નામ આપવામાં આવ્યું. એ મહામંડળ અર્થાત્ સંઘના ચાર વિભાગ કરવામાં આવ્યા: સાધુ--સાધ્વી; શ્રાવક અને શ્રાવીકા. પહેલા બેને સંસાર તજી વૈરાગ્ય અને તપના તીવ્ર નિયમો પાળવાના હોય છે અને ધર્મનો ઉપદેશ આપે છે: તથા છેલ્લા બે--સંસારમાં રહી સદાચાર, દાન ધર્મ આદિ ઉત્કૃષ્ટ નિયમોનું અવલંબન કરે છે, ને મુનિઓનો ઉપદેશ સાંભળે છે.

આ સંઘમાં જે તેમના સિધ્ધાંતનો અનુયાયી થાય તે આ સંઘનો સભાસદ થઈ શકે છે, અને તેને જૈન કહેવામાં આવે છે.

પરમ યોગી શ્રી મહાવીર કર્મના ઉદય પ્રયોગે વિચરનારા, અત્યંત મિતભાષી, ઉત્કૃષ્ટ અને તીવ્ર ચારિત્ર્ય પાળનારા (આપદ્ધર્મને નામે પણ એક પણ બારી નહિ રાખનારા) હતા. શરીર, વચન અને મન--એ ત્રણે તેમના દાસ હતા. તેમણે આંખો બને તેટલી નિર્નિમેષ રાખી, ધ્યાન સેવી, અચલેક રહી, લોકલજ્જાને જીતી ઘણાં લાંબા સમય સુધી આરણ્યક બની, આકરા ટાઢ--તાપ ભુખ અને તરસ સહ્યાં કર્યાં હતાં. તેમણે શત્રુઓના અનેક કષ્ટો એકાગ્ર ચીતે રહી સહન કર્યાં. તેમની તપશ્ચર્યા અતી કડક અને તીવ્ર હતી. તેમના પ્રબળ ઉપદેશથી તેમની હયાતીમાં ૪૦ કરોડની સંખ્યા જૈન ધર્મ પાળતી હતી. તેમનું નિર્વાણ વિ. સં. પૂર્વે ૪૮૦માં થયું.

જૈન શાસનના સૌથી પ્રાચિન ગ્રંથો 'અંગો' કહેવાય છે. તે બાર છે. અને એમાં બારમું અંગ નામે દ્રષ્ટિવાદ—જેમાં ચૌદ પુર્વોનો સમાવેશ થાય છે, તે પછી લુપ્ત થયેલું છે, અને તેમાં દર્શન સંબંધી વિવાદો, ચમત્કારિ વિધાઓ આદિ હતા. બાકીના અગીઆર અંગો નામે આચારાંગ આદિ શ્વેતાંબર જૈનો હજુ સુધી અમુક પ્રમાણમાં જાળવી શકયા છે.

**શ્રી મહાવીરના સમકાલિન ધર્મો**

ભારતમાં વૈદિક અને જૈન ધર્મ ચિરકાળથી ચાલતા આવે છે. શ્રી મહાવીરના સમયમાં વૈદિક ધર્મ ઉપરાંત તેની શાખારૂપ દ્વૈત-વાદ–અદ્વૈતવાદ, શૈવ, શાકત, ભાગવત, પાશુપત એવા નાના મોટા કેટલાક સંપ્રદાયો પણ પ્રચલિત હતા. વૈદિક ધર્મમાંનો અહિંસાવાદી સંન્યાસીઓનો એક સાંખ્યમત પણ હતો. તેણે બ્રાહ્મણોના હિંસામય યજ્ઞો વિરૂધ્ધ ઝુંડો ઉઠાવ્યો હતો; પણ તેને તેમાં વિશેષ સફળતા મળી ન હતી.

સિવાય એજ અરસામાં થએલા શ્રી બુધ્ધનો ક્ષણિકવાદી બૌધ્ધ ધર્મનો પણ ખૂબ પ્રચાર હતો, અને તેને યજ્ઞો તથા વર્ણવ્યવસ્થા વિરૂધ્ધના પ્રચારમાં સારી સફળતા મળી હતી.

ત્રીજો નિયતવાદી આજિવીક ધર્મનો પણ પ્રાદુર્ભાવ થઈ ચૂકયો હતો. આ આજિવીક ધર્મનો પ્રવર્તક પ્રભુ મહાવીરનો ગોશાળા નામનો એક શિષ્ય હતો.

આ સિવાય બીજા ધર્મો–મતોમાં પંચભુતવાદી, નિરિશ્વરવાદી (નાસ્તિક), ચાર્વાક (નાસ્તિક), અજ્ઞેયવાદ વગેરે નાના મોટા મતો પણ પ્રચલિત હતા; પરંતુ આ મતોનો જૈન તથા બૌધ્ધ ધર્મ જેટલો પ્રચાર કે પ્રભાવ ન હતો. આમ છતાં આ મતો આજ સુધી ટકી રહી શકયા છે.

જૈન, બૌધ્ધ અને આજિવીક--એ ત્રણે ધર્મોમાં 'અહિંસા પરમો ધર્મ 'નો ઉપદેશ સાધારણ તથા સમાનજ હતો. યજ્ઞ નિષેધના વિષયમાં આ ત્રણેય ધર્મોનો ઉપદેશ એક સરખો હતો. આજિવીક અને બૌધ્ધ ધર્મના નિયમો સરળ અને મધ્યમ રીતના હતા જ્યારે જૈન ધર્મના નિયમો વધારે કડક હતા. જૈન ધર્મમાં અધ્યાત્મજ્ઞાન, આત્મજ્ઞાન, તત્વજ્ઞાન, વિજ્ઞાનીક અને સ્યાદ્વાદ વગેરે તત્વો મૂખ્ય હતા.

નિર્ગ્રંથ મહાવીર અને શ્રમણ બુધ્ધ--બને સમકાલિન હતા. બને નિર્વાણવાદી મહાપુરૂષો હતા. બંનેનું લક્ષ્ય એકજ હતું; પરંતુ તે લક્ષ્ય સાધવાની બનેની પ્રવૃત્તિ ભિન્ન હતી. બનેના સમયમાં સરખીજ સમાજની અને ધર્મની સ્થિતિ હતી, ને ધાર્મિક અને સામાજિક ચળવળનો તે સમય હતો.

## તત્ ધર્મોનો વિશેષ પરિચય

### બૌદ્ધ ધર્મની ઉત્પતિઃ

નેપાલ પ્રદેશમાં કપિલવસ્તુ નગરના શાકય કુળના સુર્યવંશી રાજા શુધ્ધોધનથી માયાદેવી નામની ભાર્યાને પેટે સિધ્ધાર્થનો જન્મ થયો. વંશાવળી—દશરથ રાજાનો પુત્ર રામ : રામનો લવ: લવનો પદ્મ : પદ્મનો ઋતુપર્ણ : ઋતુપર્ણનો વસ્ત્રપાણિ: વસ્ત્રપાણિનો શુધ્ધોધન : અને શુધ્ધોધનનો સિધ્ધાર્થ. માતા પિતાના મનોરથ પુરા થયા તેથી તેનું નામ સિધ્ધાર્થ પાડયું હતું.

સિદ્ધાર્થની બુદ્ધિમાં બાળપણથીજ વિચારશકિત હતી. સિદ્ધાર્થને બાર વરસ થયા એટલે મોઝબંધન સંસ્કાર કરાવીને રાજાએ ગુરૂકુળમાં વિદ્યાભ્યાસ કરવા મોકલ્યો. થોડા વરસમાં એ વેદ--વેદાંગાદિ અનેક ગ્રંથો ભણીને ઘેર આવ્યો. પછી એક રાજ-કુંવરીને તે પરણ્યો. પરંતુ ત્યારબાદ એકાએક તેનો સંસાર પરથી જીવ ઉઠી ગયો ને તેને જીવન નિરસ અને સંસાર અસાર જણાયો.

આજ અરસામાં શ્રી પાર્શ્વનાથ સ્વામીના શાસનમાં તેમની પાટ પરંપરાએ ચોથી પાટ પર બાલ બ્રહ્મચારી શ્રી આર્યકેશીશ્રમ-ણાચાર્ય થયા. આ મુનિના શાસનમાં એક પેતર્ષિ નામના શ્રમણ હતા, તેમની પાસે સિદ્ધાર્થે દિક્ષા લીધી.

જૈન શ્રમણ થયા બાદ સિદ્ધાર્થે અધ્યાત્મિક અને તત્વજ્ઞાન સંબંધીના શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. તેણે ખૂબ તપશ્ચર્યા કરી, શુદ્ધ

સંયમ પાળ્યો; પણ તેને કેવળજ્ઞાન ઉપજ્યું નહિ—તેથી તેણે એ મત છોડી દીધો. ત્યારબાદ સાંખ્યમતના સંન્યાસીઓ પાસે તેણે સંન્યાસ દિક્ષા લીધી, અને તેમના તત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો. અહીંથી પણ સિદ્ધાર્થના મનનું સમાધાન ન થયું : એટલે પુન : ચાર્વાક નામના નાસ્તિકમતના સાધુઓનો તેણે આશ્રય લીધો. ત્યાંથી સિદ્ધાર્થે કેટલાક એ મતના વિચારો જાણ્યા, પણ તેમાં પણ તેને સંતોષ ન થયો અર્થાત કેવળજ્ઞાન થયું નહિ.

આવી રીતે જૈન, સાંખ્ય, અને ચાર્વાક એમ એ ત્રણે મતોના સંસર્ગમાં આવ્યા બાદ સિદ્ધાર્થ જ્યાં આજે બોધી ગયાનું મંદિર તે ત્યાં સ્થિર થઈને રહ્યા. ત્યાં તેમને યોગ્ય માર્ગનું જ્ઞાન થયું. આથી તેમના સમાગમમાં આવેલા ઉપર્યુક્ત ત્રણેય મતોના વિચારોમાંથી કેટલાક વિચારો લઈ તેમાં પોતાનું જ્ઞાન ઉમેરી પોતાનો જુદો ધર્મ સ્થાપ્યો. સિદ્ધાર્થને સમાધાનકારક યોગ્ય જ્ઞાન થયું તેથી તેઓ બુદ્ધ કહેવાયા અને તેમના ધર્મનું નામ પણ તે ઉપરથી બૌદ્ધ ધર્મ પડયું.

બુધ્ધે પોતાના ધર્મનો 'અહિંસા પરમો ધર્મ' એ ખાસ સિદ્ધાંત રાખ્યો. ઉપદેશ પ્રાકૃત ભાષામાં આપ્યો, તથા ધર્મની ભાષા પણ એજ રાખી. એણે પોતાના ધર્મમાં ભિક્ષુ તથા ગૃહસ્થોના આચાર તથા વર્તન સંબંધીના નિયમો મધ્યમ રાખ્યા. આથી એના મતનો સારો પ્રચાર થવા લાગ્યો.

બુધ્ધે કોશલ અને કાશીમાં, વૈશાલી અને લિચ્છવી લોકોમાં અને મગધમાં ફરીને નવા ધર્મનો ઉપદેશ આપ્યો. વેદની હિંસાપ્રધાન વિધિઓના તથા વર્ણવ્યવસ્થાનો તેણે વિરોધ કર્યો. લોકોને અહિં-સાનો ઉપદેશ આપ્યો. એના અનુયાયીઓની દિનપ્રતિદિન સંખ્યા વધવા લાગી. બુધ્ધે ઉપદેશ આપ્યો કે :—

" આ જગત નાશવંત છે; ઇશ્વર એનો બનાવનાર નથી;

આચાર વિચારમાં સત્ય અને સદાચારનું પાલન કરવાથી અને કામનાનો ત્યાગ કરવાથી માનવી નિર્વાણ પામી શકે છે."

બુધ્ધે વર્ણભેદનો નિષેધ કર્યો અને પોતાના ધર્મના અનુયાયીઓની એકજ જાતિ 'સંઘ'ની સ્થાપના કરી. આર્યાવર્તમાં સર્વત્ર ભિક્ષુઓના સંઘ સ્થપાયા. સ્થળે સ્થળે સંઘારામો અને વિહારો બંધાવા લાગ્યા. બુદ્ધ વી. સં. પૂર્વે ૫૪૨માં ગોરખપુર જીલ્લામાં કુશીનગરમાં નીર્વાણ પામ્યા.

પાછળથી એ ધર્મના ભિક્ષુઓએ સમસ્ત હિંદમાં ઉપરાંત હિંદ બહારના દેશો ચિન, જાપાન તિબેટ, સિયામ અને લંકા, બ્રહ્મદેશ, કાબુલ, કંદહાર સુધી બૌધ્ધ ધર્મ ફેલાવ્યો. મૌર્યવંશી સમ્રાટ અશોક (વી. સં. પૂર્વ ત્રીજી શતાબ્દી), કુશાનવંશી મહારાજા કનિષ્ક (વીક્રમની બીજી શતાબ્દી) અને સમ્રાટ હર્ષ (વીક્રમની સાતમી શતાબ્દી)ના વખતમાં ઉક્ત સમ્રાટોએ બૌધ્ધ ધર્મની સત્તા ખૂબ વધારી.

**બૌદ્ધ ધર્મના વિચાર અને આચાર-નિયમો:**

બૌદ્ધ ધર્મમાં પાછળથી હિનયાન અને મહાયાન નામની બે શાખા થઈ છે. વૈભાષિક સૌત્રાંતિક, યોગાચાર અને માધ્યમિક—એ નામના બૌદ્ધોમાં ચાર ભેદ છે.

બૌદ્ધ મતના યતિઓ ભિક્ષુ, સૌગત, શાકય, શાદ્ધોધન, તાથાગત, શુન્યવાદી એવા નામથી ઓળખાય છે. એ ભિક્ષુઓ માથું મુંડાવે છે. હાથમાં કમંડલું ધારણ કરે છે. ધાતુ વડે રંગેલા લુગડાં પગની ઘુંટી લગી ઓઢે છે. હાથમાં કે બગલમાં ચમરનો એક ગોછો રાખે છે. શૌચક્રિયા ઘણી કરે છે. ભિક્ષા માગતાં પાત્રમાં માંસાદિક જે આવે તે સર્વ શુદ્ધ માની ભક્ષણ કરે છે. (અગાઉ ભિક્ષુઓ કે ગૃહસ્થો કોઈમાં પણ માંસાહારનો રિવાજ ન હતો; પરંતુ પાછળથી પોતાને હાથે હિંસા નહિ કરતાં તૈયાર મળેલ માંસનું ભક્ષણ

કરવાનો રિવાજ દાખલ થયો છે.) જીવદયા માટે ચાલતાં પણ ગોંછા વડે વાળતા જાય છે. બ્રહ્મચર્યાદિક સ્વધર્મ ક્રિયામાં દઢ રહે છે. 'ધર્મ--બુધ્ધ અને સંઘ'--એ ત્રણેને રત્ન કહે છે. તેઓ પોતાના ધર્મમાં આવી પડેલા વિધ્નનો નાશ કરનારી તારાદેવીને માને છે. બુદ્ધનેજ દેવ કરીને માને છે. એમના દેવાલય ગોળાકાર હોય છે. તેઓમાં બુદ્ધની પ્રતિમા પધરાવેલી હોય છે. એ ધર્મના લોકો એ પ્રતિમાઓને પુજે છે; ને ભિક્ષુઓ (યતિઓ) ની વંદના કરે છે, અને તેઓનો ઉપદેશ સાંભળે છે. બુદ્ધનાં સર્વજ્ઞ, સુગત, તથાગત, એવા નામ છે. વિપશ્યી, શિખી, વિશ્વભૂ, કકુછંદ, કાંચન, કાશ્યપ, શાકયસિંહ (ગૌતમ બુદ્ધ) એવા સાત બુદ્ધ થયા છે, એમ તેઓ માને છે.

બુદ્ધે પોતાના શાસ્ત્રમાં દુઃખ, સમુદય, માર્ગ અને નિરોધ એ ચાર તત્વો કહ્યા છે. તેઓમાં પહેલા દુઃખ તત્વના વિજ્ઞાન, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને રૂપ એવા પાંચ સ્કંધ ઠરાવ્યા છે. આયતન નામના બાર પદાર્થ ઠરાવ્યા છે. બૌદ્ધ મતમાં પ્રત્યક્ષ અને અનુમાન એ બે પ્રમાણ માને છે. પ્રત્યક્ષ પ્રમાણમાં જ્ઞાનના ચાર પ્રકારનાં વિભાગ છે.

બૌદ્ધ મતમાં આત્માને ક્ષણીક અને પુદ્ગલ માને છેઃ એટલે આત્માની અમરતા માનતા નથી. મનુષ્ય મરણ પામતાં આત્માનો પણ નાશ થાય છે, એમ તેઓ માને છે. (આત્માની અમરતા નહિ માનતા હોવાથી અન્ય ધર્મવાળા બૌદ્ધ ધર્મને નાસ્તિક ધર્મ કહે છે.) બૌદ્ધ ધર્મમાં એક નિરોધ તત્વ માને છે. તે તત્વ એ જે, સર્વ પદાર્થ ક્ષણિક છે—અર્થાત્ નાશવંત છે-એવી વાંછાને રૂંધવી એને નિરોધ કહે છે. નિરોધનું નામ જ મોક્ષ છે, એમ માને છે, (વેદ તથા જૈન મત આત્માને ક્ષણિક અને પુદ્ગલ માનતા નથી, તેઓ આત્માને નિત્ય (અમર) કહે છે.)

બૌદ્ધ ધર્મના ગ્રંથો પાલી નામે ઓળખાતી પ્રાકૃત ભાષામાં

તે સંસ્કૃત ભાષામાં લખાયલા છે. 'ત્રિપિટક' એ બૌદ્ધ ધર્મનો મૂખ્ય ગ્રંથ છે.

**શૈવમત:**

શૈવમતવાળા એ મતને વેદાનુસારી માને છે. શૈવ મતના મુખ્ય સિદ્ધાંતો આ મૂજબ છે: "આ જગતનો કર્તા એક ઈશ્વર છે. તે પોતાની જ્ઞાન, ઈચ્છા અને ક્રિયા—એ ત્રણ શક્તિ વડે જગત સૃજે છે અને પોતાની સૃષ્ટિના જીવોનાં શુભાશુભ કર્મ તપાસીને તેમને સુખ દુઃખ આપે છે."

**ચાર્વાક મત:**

બૌદ્ધ ધર્મ સ્થપાયા પૂર્વે ઘણાં વખત પર ચાર્વાક નામનો આ નાસ્તિક મત સ્થપાયો હતો. એ મતવાળાઓનાં ચાર્વાક, લૌકાયતિક અને નાસ્તિક એવા નામ છે, ચાર્વાક મતની વિચિત્ર રીતે થયેલી કહેવાતી ઉત્પતિની હકિકત પુરાણ ગ્રંથમાં આપવામાં આવી છે.

ચાર્વાક મતવાળા આત્મા (જીવ) નું અસ્તિત્વ નથી માનતા; પણ જીવદયા પાળે છે. તેમના સિદ્ધાંતના જુદા જુદા પાંચ મતો છે. ચાર્વાક મતની માન્યતા આ પ્રમાણે છે:—

"પૃથ્વી, જળ, અગ્નિ અને વાયુ એ ચારજ તત્વ છે; જગત્કર્તા ઈશ્વિર નથી; શરીરમાં જીવ નથી—જે ચેતનતા શક્તિ છે તે ચાર તત્ત્વના મિશ્રણથી થઈ છે. એકલા પ્રત્યક્ષ પ્રમાણથી જ પ્રમેય વસ્તુનું જ્ઞાન થાય છે."

**નાસ્તિક મત:**

નાસ્તિક મત બે પ્રકારના છે: સેશ્વરવાદી અને બીજો નિરીશ્વરવાદી. સેશ્વરવાદી કહે છે:—

"જગતનો બનાવનાર તો કોઈ એક છે ખરો, પણ મનુષ્યાદિક એક પ્રાણીના શરીરમાંથી પ્રાણ ગયા એટલે આત્મા એ વસ્તુ કાંઈ નથી; અને જેમ એક દીવામાંથી હજારો દીવા થાય છે, તેમ એક

પ્રાણીમાંથી અનંત પ્રાણી નવા પેદા થાય છેઃ જેમ દીવો ઓલવાઈ જાય ત્યારે તે જ્યોત નાશ પામે છે, પણ બીજે ઠેકાણે કયાંય જઇને તે દેખાતી નથી. તેવી જ રીતે શરીર નાશ પામે ત્યારે તેનો આત્મા પણ નાશ પામે છે." (સેશ્વરવાદી જગત્કર્તાને અસ્પષ્ટ રીતે માને છે છતાં તેઓ આત્માની અમરતામાં માનતા ન હોવાથી નાસ્તિક કહેવાય છે.)

**નિરીશ્વરવાદી:** આ નાસ્તિક મત આ મૂજબ કહે છે:— "જગત અનાદિકાળથી એની મેળે સ્વાભાવિક રીતે ઉપજે છે, અને નાશ પામે છે; તેનો પેદા કરનાર કોઈ નથી, અને આત્મા પણ નથી. સદાચરણવાળાની આબરૂ વધે તે માટે સારા આચરણથી ચાલવું જેથી સુખ ઉપજે. આ ભવમાં સુખ મળે તે સ્વર્ગ મળ્યું અને આ ભવમાં દુઃખ પડે તે નરક પ્રાપ્તિ થઈ-તે સિવાય મુવા પછી સ્વર્ગ કે નરક મળનાર નથી. આ શરીર તો સંજોગમાત્ર છે. મતલબ કે જેમ મોરથુથું, પાણી, તાંબુ, ઠીકરૂં અને બીજી ધાતું વગેરેનો જોગ થયાથી વિજળીનો ગુણ ઉપજે છે, અને જ્યારે એ વસ્તુઓ વેરી નાખીએ ત્યારે તેમાંથી વિજળી નાશ પામે છેઃ તેવીજ રીતે હાડકાં, લોહી, ચરબી, ચામડી અને પ્રાણ વગેરેનો જોગ થઈને ઘટે તેમ ગોઠવાય એટલે તેમાં આત્મા ઉત્પન્ન થશે અને જ્યારે તે નકામું થશે અથવા તેની ખરાબી થશે એટલે તેનો આત્મા પણ નાશ પામશે."

**નોંધ:**

વેદાંત તથા જૈન ધર્મના અનુયાયીઓને કેટલાએક લોકો નાસ્તિક કહે છે. જ્યારે આથી કેટલાક ભિન્ન ધર્મના વિદ્વાનો આ બને ધર્મવાળા સ્વર્ગ, નરક, આત્માની અમરતા, કોઈ પણ સ્વરૂપમાં ઈશ્વરનું અસ્તિત્વ ઈત્યાદિ બાબતો માને છે તેથી એ ધર્મોને નાસ્તિક કહેવાય નહિ, એમ સિદ્ધ કરીને ભારપૂર્વક જણાવે છે.

# પ્રકરણ ૪ થું

## જૈન તથા બૌદ્ધ ધર્મની બ્રાહ્મણ ધર્મ ઉપર અસર

બ્રાહ્મણોના યજ્ઞયાગાદિકમાં અનેક જાતની હિંસા થતી તેનો નિષેધ કરવા શ્રી મહાવીર અને બુદ્ધ–બન્ને ક્ષત્રિય વીરોએ ઝુંડો ઉઠાવ્યો. આ સાથે આર્ય પ્રજામાં જડ થયેલી વર્ણવ્યવસ્થાના બંધારણનો નિષેધ કરી એકજ જાતિ–'સંઘ' ની સ્થાપના કરી ને મધ-માંસાદિ મિથ્યા આચરણોનો સખ્ત વિરોધ કરી સદાચરણનો ઉપદેશ આપ્યો.

જૈન નિર્ગ્રંથો અને બૌદ્ધ શ્રમણોની સાધુતા, ઉગ્ર તપશ્ચર્યા અને નિઃસ્વાર્થ લોકહિત વૃત્તિ જોઈને પુષ્કળ લોકો તેમના તરફ આકર્ષાયા. સર્વને સમાન ગણવા અને સર્વ જીવો તરફ દયા રાખવી એ સત્ય સિદ્ધાંતોએ લોકોને વશ કર્યા; અને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યાદિ લોકો જૈન અને બૌદ્ધ સંઘમાં જોડાયા ( એ ધર્મ સ્વિકાર્યો). જે વિકૃત સ્વરૂપને બ્રાહ્મણ ધર્મ તે સમયે પામ્યો હતો અને જે મનુષ્ય અને પશુની હિંસા ધર્મક્રિયાને નામે થતી હતી ને દુરાચાર તેમજ મધપાનાદિ ચાલતાં હતાં તેથી લોકોમાં તિરસ્કાર વધી ગયો

ને જૈન તથા બૌદ્ધ ધર્મ પ્રતિ આદર થયો; જેથી એ બંને સંઘ વધારે ને વધારે બળ પામતા ગયા.

વિક્રમના આઠમા સતક સુધીમાં બૌદ્ધ તથા જૈન ધર્મના બહોળા પ્રચારથી બ્રાહ્મણ ધર્મ નામશુન્ય થવા આવ્યો હતો. આથી બ્રાહ્મણોને પોતાના ધર્મ માટે ચિંતા થઈ. લોકોને ભાવતો અને તેમાં આદર ઉત્પન્ન કરે તેવો ધર્મ ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ જાગી. તેમણે ધર્મરૂપે મનાતા વિચારો અને ક્રિયાઓમાં ફેરફાર કરવાનું–સુધારવાનું સ્વિકારી ધર્મગ્રંથોની રચના કરી. યજ્ઞયાગાદિમાં થતી હિંસાનો નિષેધ થતો ગયો. આવી રીતે સૌ પ્રથમ પુરૂષમેઘ હતો; ત્યારબાદ અશ્વમેધ અને અજામેઘ થતો તે સર્વ હિંસાદી ક્રિયાઓ ઉક્ત બને ધર્મોના અસરકારક ઉપદેશ વડે નાબુદ થઈ અને તે સ્થાને ડાંગર (ચોખા) માં યજ્ઞની સમાપ્તિ મનાવા લાગી.

આવી રીતે ધર્મો શુદ્ધ થતા ગયા અને પરિણામે માંસાહાર, મધપાનાદિ મુકાતા ગયા. લોકો મિથ્યાત્વ છોડી સદાચરણના સદમાર્ગ તરફ વળવા લાગ્યા. આવી રીતે બ્રાહ્મણોએ સમયને ઓળખી લોકરૂચી અનુસાર પોતાના ધર્મના વિચારોમાં ફેરફાર કરી તેને ટકાવી રાખ્યો. ઉપરાંત બ્રાહ્મણોએ લોકરૂચીને અનુસરી મહાભારત તથા પુરાણાદિ ધર્મગ્રંથો લખાયા તેમાં પણ, જૈન તથા બૌદ્ધ ધર્મના અહિંસાના સિદ્ધાંતો અનુસાર પોતાના બ્રાહ્મણ ધર્મના અપ્રિય થઈ પડેલા કેટલાક જુના નિયમોમાં ફેરફાર કરીને લખવા પ્રેરાયા.

દાખલા તરીકે–મહાભારતમાં લખવામાં આવ્યું છે કે: "વેદમાં જે અજથી યજ્ઞ કરવાનું લખ્યું છે તેનો અર્થ બીજ છે–બકરો નહિ; હિંસા એ ધર્મ નથી."

ચાર્વાક મતવાળાઓએ ઉપહાસથી કહ્યું હતું કે, "યદિ પશુને મારવાથી જ સ્વર્ગ મળે છે તો યજમાન પોતાના માતા પિતાને જ મારી નાખીને શા માટે હવન નથી કરી દેતો?"

મનુ બ્રાહ્મણોને પણ શ્રાદ્ધમાં તથા દેવ અને પિતૃ અર્થે તૈયાર કરેલા માંસના ભક્ષણની છુટ આપે છે: છતાં આ અહિંસાવાદી ધર્મોના પ્રચારની અસરથી પાછળથી લોકરૂચીને માન આપી મનુના શાસ્ત્ર પર સ્મૃતિઓ રચાઈ અને તેમાં મનુના એ સ્મૃતિકારોએ મદ્યમાંસાદિ ઉપરાંત ડુંગળી, લશણ, વગેરે પણ ખાવાની મના ફરમાવી. (યાજ્ઞવલ્કય સ્મૃતિ આચારાધ્યાય શ્લોક ૧૭૬–૧૭૯–૧૮૦ ૧૮૧

શ્રીમદ્ ભાગવત (૪–૨૫–૭–૮)માં એક યજ્ઞના વિષયમાં વિરોધ કરવામાં આવ્યો છે. એમાં લખ્યું કે છે: "હે રાજન! તારા યજ્ઞમાં જે હજારો પશુ માર્યા ગયા છે, તેઓ તારી એ ક્રુરતાનું સ્મરણ કરતા રહી ક્રોધિત થઈને તિક્ષણ હથિયારોથી તને કાપવા માટે બેઠા છે."

સિવાય વાયુપુરાણ તથા મત્સ્યપુરાણ (અધ્યાય ૧૪૩) માં પણ હિંસાયુક્ત યજ્ઞો વિરૂદ્ધ સુર કાઢવામાં આવ્યો છે.

લોકોમાં પણ આથી ધીમે ધીમે અહિંસા તરફ તથા માંસના ત્યાગ તરફ વલણ વધતું જતું ચાલ્યું, અને વલ્લભી (મૈત્રક) વંશના રાજ્ય અમલ (વિ. સં. ૪૯૦–૭૮૦) સુધીમાં તો બ્રાહ્મણ–વૈશ્યના ખોરાકમાંથી માંસ લગભગ નીકળી જ ગયું.

આ મુજબ જૈન તથા બૌદ્ધ ધર્મે હિંસાવાદી ધર્મો પર ફત્તેહ મેળવી દેશભરમાં અહિંસા, સદાચાર, સમાનતા, અને સત્યતાનું જે વાતાવરણ સર્જ્યું હતું તે જુદે જુદે સમયે ભારત દેશમાં આવેલા પરદેશી પ્રવાસીઓએ પોતાના પ્રવાસ વર્ણનમાં વ્યક્ત કરેલા નિમ્નલિખિત અભિપ્રાયો ઉપરથી જાણી શકાય છે.

ગ્રીક દેશનો વકીલ મેગેસ્થિનિઝ ઈ. સ. પૂર્વે ૩૨૭માં હિંદુસ્તાનમાં આવ્યો હતો. તેણે પોતાના પ્રવાસ વર્ણનમાં લખ્યું છે કે: "હિંદીઓ યજ્ઞને છોડી કયારેય પણ મદિરાનો સ્પર્શ

કરતા નથી. ભોજનમાં 'ભાત' ખાય છે. ચોખામાંથી બનાવેલું (પૈષ્ટી) દારૂ રાજાઓ સંગ્રામ વખતે હાથીઓને પીવડાવે છે."

ઈ. સ. ૩૯૯માં ફાહીયાન નામક બૌદ્ધ યાત્રી ચીનથી ભરતખંડમાં આવ્યો હતો અને ઇ. સ. ૪૧૪ પર્યંત ભારતવર્ષમાં વિચર્યો હતો. તેણે લખ્યું છે કે: "પાટલીપુત્ર (હાલનું પટણા) આ સમયમાં ફાલ્યું-ફૂલ્યું નગર છે. તેની ચારે તરફ બીજા મોટા મોટા નગરો છે. તેમાં મોટા પરોપકારી, દાની અને સાધુસંતો રહે છે. ન્યાય ઉત્તમ પ્રકારનો છે. કોઇ ઉત્તમ પુરૂષ શિકાર કરતો નથી; તેમ કોઈ માંસ વેચતો નથી. સારા માણુસ માંસ, કાંદા, અને લશણુ ખાતા નથી જેથી નગરોમાં માંસ કે મદિરા (દારૂ) ની દુકાનો નથી." એ ફાહીયાન સાથે હુઈકીંગ, ટાઇચીંગ, હુઈયિંગ અને હુઇવી નામના ચીનના બૌદ્ધ ભિક્ષુઓ પણ હતા.

## પ્રકરણ ૫ મું

### શ્રી મહાવીર પશ્ચાત જૈન ધર્મની સ્થિતિ

**વસતિવાસ:**

શ્રી જંબુસ્વામીના પછી જિનકલ્પ (શ્રી મહાવીર જિનનો કડક આચાર) વિછિન્ન થયો. આચારમાં નરમાસ આવી. વસતિવાસ સ્વીકારાયો. વસ્ત્ર-પાત્રો આદિ ઉપકરણો થયા. તેની ઉપયોગીતાને સંમતિ અપાઈ. ઉપદેશ, ગ્રંથરચના, નિમિત્ત (જ્યોતિષ), મંત્રાદિ દ્વારા નિરિહભાવે લોકોની સેવા કરવા જૈન સાધુઓ પ્રેરાયા.

**અચેલક–સચેલક:**

અચેલક–સચેલક (વસ્ત્રવાદ–નગ્નવાદ) વાદના તત્વ શ્રી મહાવીરના વખતમાં હતા, તેનું બીજ રોપાયું, અને તેનું વિશેષ બીજ સમ્રાટ અશોકના પુત્ર કુણાલના પુત્ર સંપ્રતિના સમયમાં આર્યમહાગિરિ અને આર્યસુહસ્તિ થયા, તે પૈકી આર્યમહાગિરિએ જિનકલ્પ સ્વિકાર્યો ને પોતે સંઘથી દૂર રહ્યા ત્યારે વધુ રોપાયું. આર્યસુહસ્તિએ સ્થવિર કલ્પમાં રહી સંપ્રતિ રાજાને પ્રતિબોધ્યો.

આ સંપ્રતિ રાજા ઉજ્જેનનો રાજા હતો. તે સમ્રાટ હતો. તેણે કાબુલ, કંદહાર, ઇરાન, મિસર, તુર્કસ્તાન અરબસ્થાન, તાર્તાર

વગેરે દૂર દૂરના દેશોમાં પ્રચારકો મોકલી તે દેશોમાં જૈન ધર્મનો પ્રચાર કર્યો હતો.

**પાટલીપુત્ર પરિષદ:**

વીર સંવતના બીજા સૈકામાં નંદરાજાના સમયમાં દેશમાં એક સમયે ઉપરાઉપરી મહાભિષણ બાર વરસનો દુકાળ પડતાં સંઘનો નિર્વાહ મુશ્કેલ થતાં કંઠસ્થ રહેલું ધર્મ–સાહિત્ય લુપ્ત થવાનો ભય થતાં સુકાળ આવ્યે પાટલીપુત્રમાં સંઘ ભેગો થયો ને જે જે યાદ હતું તે બધું એકત્રિત કર્યું. આનું નામ 'પાટલીપુત્ર પરિષદ' આ વખતે આચારાંગ આદિ અગીયાર અંગો સંધાયાં.

**માથુરી વાચના:**

પાટલીપુત્ર પરિષદમાં જૈન સુત્રો–આગમોને અને તેટલા સંકલિત કરવામાં આવ્યા હતા, છતાં તે શ્રુતની છિન્નભિન્નતા ઉત્તરોત્તર વધતી ગઈ. એટલે ત્યાર પછી લગભગ ત્રણસેં ચારસેં વર્ષે વિક્રમના પહેલા બીજા સૈકામાં આર્યશ્રી સ્કંદિલ અને વજ્રસ્વામિના નિકટના સમયમાં ભયંકર મહાદુષ્કાળ દેશે ભોગવ્યો, તેથી સુકાળ થતાં મથુરામાં શ્રી સ્કંદિલ આચાર્ય પ્રમુખ સંઘે મોટો સમુદાય ભેગો કરી, જે જે સાંભર્યું તે બધું સુત્ર સુઘટિત કર્યું. આ બીજી મથુરા પરિષદ શુરસેન દેશના તે પાટનગર મથુરામાં થયેલ હોવાથી તે ઘટનાને 'માથુરી વાચના' કહેવામાં આવે છે.

**પૌષધશાળા:**

પૌષધશાળા અથવા ઉપાશ્રયની સ્થાપના વિક્રમની બીજી શતાબ્દીમાં થઈ.

**શ્વેતાંબર–દિગંબર પક્ષ:**

વિ. સં. ૨૩૯માં શ્વેતાંબર અને દિગંબર–એમ બે પક્ષ થયા. દિગંબર મતની ઉત્પતિ સહસ્રમલ નામના એક સાધુથી થઈ. આ

મતમાં કુમુદચંદ્ર નામક એક મુનિ મોટો પંડિત થયો. એણે સનાતન જૈન ધર્મમાંથી ચોર્યાસી બોલનો મૂખ્ય ફરક આ મતમાં નાખ્યો. એના પછી કેટલાક વર્ષો વીત્યા બાદ આ મતનો પાયો જિનસેનાચાર્યથી દૃઢ થયો.

દિગંબર મત સનાતન જૈન શ્વેતાંબર ધર્મમાંથીજ નીકળ્યો છે. આ મતના આચાર્યો તથા સાધુઓએ નગ્ન રહેવું પસંદ કર્યું હતું, અને તેથી વસ્ત્રવાદ તથા નગ્નવાદના મતભેદમાંથી આ મત હસ્તીમાં આવેલ. આ મતમાં જે ૮૪ બોલનો ફરક નાખવામાં આવ્યો છે, એમાંની મૂખ્ય આ પાંચ વાતો છે: "(૧) કેવલી આહાર ન કરે; (૨) વસ્ત્રમાં કેવળજ્ઞાન નથી; (૩) સ્ત્રીને મોક્ષ મળતું નથી; (૪) જૈન મતના દિગંબર અનુયાયી સિવાય બીજાને મોક્ષની પ્રાપ્તિ નથી થતી; (૫) બધા દ્રવ્યોમાં કાલ દ્રવ્ય મૂખ્ય છે.

ઉપર મૂજબ બે પક્ષ થયા બાદ પક્ષાપક્ષીમાં વધારો થતો ગયો. દિગંબરો અને શ્વેતાંબરો-એકજ પિતાના પુત્રો સ્વ-સ્વમત (નગ્નવાદ-વસ્ત્રવાદ વગેરે) લઈ શબ્દાશબ્દીના વાદોમાં ઉતરી, મૂળ તાત્ત્વિક વાતના ભુલાવામાં પડી, એકબીજાનું બળ તોડવા લાગ્યા.

તતપશ્ચાત્ ઉત્તરમાંથી દિગંબરો મુખ્ય ભાગે દક્ષિણ દેશમાં ઉતર્યા અને શ્વેતાંબરો મારવાડ, ગુજરાત તથા સૌરાષ્ટ્ર આદિ દેશોમાં ઉત્યાં.

**વલ્લભી વાચના:**

શ્રી મહાવીર પ્રશ્ચાત્ ગુપ્ત વંશના (વીક્રમ સં. ૩૭૫-૫૮૬) રાજ્ય અમલ સુધી બૌદ્ધ ધર્મનો બહોળો પ્રચાર છતાં જૈન ધર્મનો પણ હિંદમાં સારો પ્રચાર હતો. દક્ષિણ દેશ-ઉતર હિંદ-પંજાબ-ગાંધાર-બંગાલ-નેપાલ વગેરે દેશોમાં વધુ ઓછા પ્રમાણમાં પણ તેનો પ્રચાર જારી હતો. મારવાડ તથા પશ્ચિમ હિંદમાં આ વખત સુધી એનો ખાસ એટલો પ્રચાર ન હતો; પરંતુ વીક્રમની સાતમી શતાબ્દીથી જૈન ધર્મનો ત્યાં નવો યુગ શરૂ થયો, અને ઉત્તરહિંદથી એજ અરસામાં

શ્રીમાલનગર (પ્રાચિન ગુર્જર દેશ)માં આવી ઉતરેલા શ્રી શિવચંદ્ર-ગણી મહત્તરના સમુદાયે આ સમસ્ત દેશોમાં વિહાર કરી ત્યાં જૈન ધર્મનો પ્રચાર કર્યો તેમજ જિન દેવમંદિરોની પ્રતિષ્ઠા કરાવરાવી.

વિક્રમની સાતમી શતાબ્દીમાં વલ્લભીપુર (સૌરાષ્ટ) માં ગુપ્ત સામ્રાજ્યના સામંત (માંડલીક) તરીકે વલ્લભી વંશને નામે ઓળખાતા (અથવા મૈત્રક યા શાહાવંશી) સૂર્યવંશી રાજાઓ ( અમલ-વી. સં. ૫૪૬થી ૮૩૬સુધી) રાજ્ય કરતા હતા. તેઓ બહુધા બૌદ્ધ અને શૈવમતાનુયાયી હતાઃ પણ તેઓ સર્વધર્મસહિષ્ણું હતા તેથી સૌરાષ્ટ્રમાં તથા પાટનગર વલ્લભીપુરમાં જૈન ધર્મના પ્રચાર માટે તથા મુનિઓને ઉતરવા માટે કોઈ જાતની મુશ્કેલી નડી નહિં. આજ સમયમાં અર્થાત્ વિક્રમની સાતમી શતાબ્દીમાં અત્રે વલ્લભીપુરમાં શ્રી શિવચંદ્રગણી મહત્તરના સમુદાયના શ્રી દેવર્ધિગણી ક્ષમાશ્રમણ આચાર્ય બીરાજતા હતા.

આ સમય પૂર્વેના વર્ષો જૈન ધર્મ માટે ભયાનક તથા કટોકટીના હતા. હુણ સમ્રાટ તોરમાણ પછી તેનો પુત્ર મિહિરકુલ ગાદીએ આવ્યો હતો. તેણે ગાદી પંજાબને બદલે ગાંધાર (કંદહાર)માં રાખી હતી. તે પ્રથમ બૌદ્ધધર્મી હતો, જે પાછળથી શૈવમત ગ્રહણ કરતાં તે બૌદ્ધ તથા જૈન ધર્મનો કટ્ટો શત્રુ બની ગયો હતો, અને તેણે ઉક્ત મતોનો સમુળગો નાશ કરવા પ્રખર ઉદ્યોગ આદર્યો હતો. આથી લાખો જૈન તથા બૌદ્ધ સાધુઓની કતલ કરવામાં આવીઃ બૌદ્ધોના હજારો મઠો તથા સ્તુપોનો તથા જૈનોના તક્ષસીલા (સરહદપ્રાંત), ગાંધાર–પંજાબ–કાશ્મીર–ઉત્તરહિંદમાં આવેલાં હજારો મંદિરોનો નાશ કરવામાં આવ્યોઃ તેમજ ઉપરોક્ત સ્થાનોમાં વસતા હજારો જૈનોની શોધી શોધીને કતલ કરવામાં આવી; અને તેમ કરીને તે સ્થળે જૈન ધર્મનો સંપૂર્ણ વિધ્વંશ કરવામાં આવ્યો.

આવી મહા ઝંઝાવાતમાંથી બચી ગયેલા જૈન મુનિઓ આબુ તરફ નાશી આવ્યા અને એ પર્વત ઉપર રક્ષણ મેળવ્યું. ત્યારબાદ

શત્રુનો ભય દૂર થતાં તેઓ ત્યાંથી શ્રી શિવચંદ્રગણી મહત્તર સાથે શ્રીમાલનગરમાં આવ્યા અને ત્યાંથી પુનઃ શ્રી દેવર્ધિગણી આદિ કેટલાક મુનિઓ ગુજરાત તથા સૌરાષ્ટ આદિ દેશોમાં આવ્યા હતા—એજ વખતની આ વાત છે:

આ વખતે ઘણાં બહુશ્રુત વિદ્વાનોનું અવસાન થયું હતું. સાથે જે જિર્ણશીર્ણ શ્રુત રહેલું હતું તે પણ બહુજ છિન્નભિન્ન થઈ ગયું હતું. આથી શ્રી દેવર્ધિગણી ક્ષમાશ્રમણે, ઘણાં સાધુઓનો નાશ થતાં, અને અનેક બહુશ્રુતોનો વિચ્છેદ થતાં—શ્રુતભક્તિથી પ્રેરાઈ ભાવી પ્રજાના ઉપકાર માટે સં. ૬૫૦ લગભગમાં શ્રી સંઘના આગ્રહથી આ કાળે બચેલા સાધુઓને વલ્લભીપુર (હાલનું વળા)માં બોલાવી તેઓના મુખથી અવશેષ રહેલ ઓછા વતા, ત્રુટિત અને અત્રુટિત આગળના પાઠોને અનુક્રમે પોતાની બુદ્ધિથી સાંકળી પુસ્તકારૂઢ કર્યા.

આવી રીતે મૂળમાં સિદ્ધાંતો 'ગણધરો'નાં ગુથેલાં, તેનું દેવર્ધિગણીએ પુન : સંકલન કર્યું. આ વલ્લભીપુર પરિષદમાં થયેલ સંકલનને 'વલ્લભીપુર વાચના' કહેવામાં આવે છે. આ સુત્ર ગ્રંથોનું છેલ્લું સંસ્કરણ છે.

આમ શ્વેતાંબર જૈન શાસ્ત્રોનો વર્તમાન યુગ સૌરાષ્ટ્ર દેશથી વિક્રમની સાતમી શતાબ્દીથી શરૂ થાય છે; એટલે કે જૈન ધર્મના શ્વેતાંબર પક્ષના હાલના શાસ્ત્રો, સુત્રો કે આગમો સૌરાષ્ટ્ર દેશમાં અને ઉપર્યુક્ત સમયમાં લીપીબદ્ધ લખાયા છે.

**ચૈત્યવાસ:**

વલ્લભીપુરમાં વિક્રમ સંવત ૭૦૦ લગભગમાં શિલાદિત્ય નામે રાજા હતો, તે પાછળથી બૌદ્ધ ધર્મી થયો હતો તેથી તે વખતમાં બૌદ્ધોનું જોર ખૂબ વધી જવા પામ્યું હતું. બૌદ્ધ ભિક્ષુઓએ જૈન યતિઓ સાથે વાદ કરી તેમાં તેમને હરાવી સરત મૂજબ એ યતિ-

ઓને દેશપાર કરાવેલ અને શત્રુજંય તીર્થ જે આ પૂર્વે શ્વેતાંબર જૈનોના કબ્જામાં હતું તેને પોતાના હસ્તકમાં લીધું હતું.

શિલાદિત્ય રાજાની બહેન ભૃગુકચ્છ( ભરૂચ)ના રાજાને પરણાવી હતી. તેને મલ્લ નામે પુત્ર થયો. પાછળથી શિલાદિત્યની બહેન વિધવા થતાં તે અને તેનો પુત્ર મલ્લ બનેએ જૈન યતિ પાસે દિક્ષા લીધી. મલ્લનું નામ મલ્લવાદી રાખ્યું.

આ મલ્લવાદી મુનિ વલ્લભીપુર જઈ રાજા શિલાદિત્ય, કે જે સંસારપક્ષે તેનો મામો થતો હતો તેને મળ્યો, અને બૌદ્ધો સાથે વાદ કરવાની પોતાની ઇચ્છિા વ્યક્ત કરી. રાજાએ તેની વાત સ્વીકારી ને એક સભા યોજી. મલ્લવાદીએ ઉક્ત સભામાં બૌદ્ધોને વાદમાં હરાવ્યા. આથી રાજાએ સરત મૂજબ બૌદ્ધો પાસેથી શત્રુજંય તીર્થ પાછો વાળી શ્વેતાંબર જૈનોને સ્વાધીન કર્યું, અને બૌદ્ધોને દેશપાર કર્યા. મલ્લવાદીની બૌદ્ધો પરની આ ફતેહથી તેમને આચાર્ય પદ પર નીયુક્ત કરવામાં આવ્યા.

આ સમય સુધી શ્વેતાંબર જૈન મુનિઓ જંગલમાં પર્વતો કે ગુફાઓમાં નિવાસ કરતા હતા. તેમના એ આચારમાં ત્યારબાદ શિથિલતા આવી, અને કેટલાક યતીઓએ 'ચૈત્યવાસ' સ્વિકાર્યો.

આજ સમયમાં (વી. સં. ૭૨૫ થી ૭૫૦ લગભગમાં) શિલાદિત્ય રાજાના સમયમાં મલેચ્છો (એ કોણ હતા તેનો આજ સુધી ઇતિહાસકારોમાં એકમત નથી. પરંતુ ઘણું કરીને તેઓ હુણો કે ઇરાનીઓ હોવા જોઈએ.) એ વલ્લભીપુરને ઘેરીને શિલાદિત્યને મારી નાખ્યો. પછી આખું નગર લુંટીને બાળી મુકયું. નગરના લોકો વટલાવાની કે મોતની બીકે જીવ લઈને સુરક્ષિત દેશો–શ્રીમાલ વગેરે દેશોમાં નાશી ગયા. શત્રુંજય પર્વત ઉપર જિનદેવની મૂર્તિઓ હતી તે શ્રાવકોએ અન્ય દેશોમાં મોકલી આપી. મલ્લવાદી મુનિ પોતાનો મુનિ સમુદાય લઈને પંચાસરમાં ગયા. ત્યાં ચાવડા રાજાના શરણમાં તેમને કોઈ પ્રકારનો ઉપદ્રવ થયો નહિ.

## ચૈત્યવાસી સંપ્રદાય:

ચૈત્યવાસ સ્વિકાર્યા બાદ પાછળથી ચૈત્યવાસી યતિઓના આચારમાં વધુ શિથિલતા પ્રવેશી. આ વખત પૂર્વે બૌદ્ધ ભિક્ષુઓમાં સડો ખૂબ વૃદ્ધિગત થયો હતો. બૌદ્ધ ભિક્ષુઓએ વામમાર્ગની કેટલીક અસભ્ય રિતિઓ અખત્યાર કરી હતી ને તેઓ તદ્દન વિલાસી જીવન ગાળવા લાગ્યા હતા. એ સ્વચ્છંદી બૌધ ભિક્ષુઓના સમાજ પર મોટી અસર પડી હતી; અને જેની કેટલીક અસર આચાર–શુદ્ધ યતિઓના અપવાદ સિવાય બાકીના ચૈત્યવાસી યતિઓ પર પણ પડયા વગર રહી ન હતી, અને આથી તેઓ અમર્યાદ બનતા જતા હતા.

મૂળ માર્ગ શ્રી મહાવીરપ્રણીત–આચાર માર્ગમાં શિથિલતાને લીધે દિગંબર ને શ્વેતાંબર પક્ષ પડયા : આ શિથિલતા વૃદ્ધિગત થતાં શ્વેતાંબરોમાંથી ચૈત્યવાસી પક્ષ જન્મ્યો : આ ચૈત્યવાસી સાધુઓના શિથિલતા–પ્રદર્શક આચાર વિધિઓના નિયમો થયા; અને પ્રગટપણે તેનું 'ચૈત્યવાસી' નામ શ્વેતાંબરોથી સ્પષ્ટપણે જુદા પડયા પછી વિક્રમ સં. ૮૦૦ લગભગમાં પડયું.

ચૈત્યવાસી યતીઓના નિયમોનું તે વખતનું દિગદર્શન, ચૈત્યવાસ સામે પ્રબળ રીતે ઝુઝનારા સમર્થ સુધારક અને પ્રખર વિદ્વાન જૈનાચાર્ય શ્રી હરિભદ્રસુરિ (આ હરિભદ્રસુરિના સમય માટે જુદા જુદા મતો ચાલે છે; પરંતુ આજના કેટલાક વિદ્વાનો તથા જૈનાચાર્યો તેમનો સમય વીક્રમ સં. ૮૨૫–૮૫૦ના જણાવે છે અને જે ઘણાં લોકોને માન્ય પણ છે.) એ સારી રીતે આપ્યું છે કેઃ–

"ચૈત્ય અને મઠમાં તેઓ વાસ કરે; જિન મંદીર અને શાળા (પૌષધશાળા–વ્યાખ્યાન મંદિર) ચણાવે; મંદિરના દ્રવ્ય (દેવદ્રવ્ય) નો સ્વજાત માટે ઉપયોગ કરે; શ્રાવકો પાસે શાસ્ત્રની સુક્ષ્મ વાતો કહેવા–બતાવવાનો નિષેધ કરે; મુહુર્ત કાઢી આપે; નિમિત્ત (શુકન-

જ્યોતિષ) બતાવે; રંગેલા સુગંધિત યા ધુપિત વસ્ત્રો પહેરે; સ્ત્રીઓ પાસે ગાય; સાધ્વીઓનું લાવેલું વાપરે; ધનનો સંચય કરે; કેશલોચ ન કરે; મિષ્ટાહાર મેળવે; તાંબુલ–ઘી–દુધ વગેરે તથા ફળફુલ અને સચેત પાણી વાપરે; અનેક પાત્રાદિ જોડા–વાહન રાખે; કેડ પર કટિ વસ્ત્ર રાખે; તેલ ચોળાવે; સ્ત્રીઓનો પ્રસંગ રાખે; મૃત ગુરૂઓના દાહસ્થળો પર પીઠો ચણાવે; બલિ કરે; જિન પ્રતિમા વેંચે; ગૃહસ્થોનું બહુ માન રાખે; સ્ત્રીઓ સમક્ષ વ્યાખ્યાન આપે; પૈસાથી નાના બાળકોને ચેલા કરે; વૈદું–મંત્રાદિ કરે; અનેક ઊજમણાં કરે; સાધુઓની 'પ્રતિમા'–વ્રત વિશેષ ન પાળે–વગેરે."

આ ચૈત્યવાસી સંપ્રદાયનું મૂખ્ય સ્થાન પાટણમાં હતું. પાટણમાં ચૈત્યવાસી મુનિઓ સિવાયના શ્વેતાંબર મુનિઓને પ્રવેશવાની કે રહેવાની, વનરાજે કરી આપેલા ચૈત્યવાસીઓને પટા મૂજબ મના હતી.

# ખંડ ૨ જો

## પ્રકરણ ૧ લું

---

### શ્રીમાલનગર અને જૈન ધર્મ

ભિન્નમાલ નામનું નાનું ગામ જે મારવાડ અને ગુજરાતની સરહદ ઉપર આવેલું છે, અને હાલ મારવાડમાં ગણાય છે, તે પ્રથમ શ્રીમાલનગરને નામે ઓળખાતું હતું, તેમજ ગુજરાતનું અણહિલપુર–પાટણ નગર વસ્યું નહોતું તે વખતે ગુજરાતની રાજધાનીનું શહેર પણ એ શ્રીમાલનગર હતું. શ્રીમાલની આસપાસનો પ્રદેશ શ્રીમાલ મંડલ (પ્રાંત) ને નામે ઓળખાતો હતો અને ત્યાં ગુર્જર, ચાવડા, સોલંકી, પ્રતિહાર વગેરે રાજપુત વંશોના નાના મોટા સ્થાનો આવેલા હતા.

શ્રીમાલથી તે ઠેઠ મંડોવર સુધીનો પ્રદેશ અગીઆરમી બારમી શતાબ્દી પર્યંત ગુર્જરત્રા કે ગુર્જર દેશને નામે ઓળખાતો હતો. આ પ્રદેશમાં પ્રથમ ગુર્જર જાતિના લોકો વસતા હતા તેથી એનું નામ ગુર્જર દેશ પડયું હતું.

શ્રીમાલનગર મોટું અને સમૃદ્ધ નગર હતું. ગુજરાત અને

મારવાડ વચ્ચેના વ્યાપાર-ઉદ્યોગનું એ નગર મુખ્ય કેન્દ્રસમુ હતું. સર્વ પ્રકારનો વ્યાપાર ત્યાં ઉત્તમ પ્રકારે ચાલતો હતો. શ્રીમાલનગર વિદ્યાનું પણ ધામ હતું. ત્યાં અનેક વિદ્યાશાળાઓ હતી. તેમાં વિવિધ શાસ્ત્રોનો અભ્યાસ થતો. સાહિત્ય, ધર્મશાસ્ત્ર અને ખગોળ-શાસ્ત્ર જેવા વિજ્ઞાન શાસ્ત્રોને પણ એ નગર પોષણ આપતું હતું. વલ્લભીપુર જે સૌરાષ્ટ્રનું સૌથી મોટું અને રાજધાનીનું નગર હતું તેનો નાશ થતાં ત્યાંના ઘણાં લોકો શ્રીમાલનગરમાં આવી વસ્યા હતા, અને જેથી પણ શ્રીમાલની સમૃદ્ધિમાં વધારો થયો હતો.

**રાજ્યઅમલ:**

પ્રાચિન વિખ્યાત નાગવંશની તક્ષક જાતિમાં ઉત્પન્ન થયેલ પરમાર વંશની મોરી શાખાના રાજાઓ આ પ્રદેશમાં રાજ્ય કરતા હતા.[૧] આ મોરી શાખાના રાજાઓએ ચિતોડ તથા માલવામાં મહેશ્વર આદિ કેટલાક નગરો સ્થાપ્યા હતા.

મહારાજા મહેશ્વરના પુત્ર ભીમના એક પુત્રે મારવાડમાં લુણી નદીથી અરવલ્લીના શીખર પર્યંત અનેક નગરો સ્થાપ્યા હતા, જે પાછળથી આબાદ થયા હતા. સાતમા શતક સુધી સમસ્ત મારવાડ તથા સિંધ દેશ પર આ મોરીઓનોજ અમલ હતો.

**મારવાડ દેશ અને રાજપુતોનું આગમન**

સાતમા સૈકા પૂર્વે ક્ષત્રિય રાજપુતોના રાજ્યો હિમાલય પ્રદેશ, ઉત્તરહિંદ, પંજાબ, કાશ્મીર તથા કાબુલ-કંદહાર વગેરે દૂર દૂરના દેશો સુધી આવેલા હતા. ત્યાં હુણ નામના પરદેશી જંગલી જાતિના લોકો તથા ત્યારબાદ મુસલમાનોના હલ્લા થવા લાગતાં અગર તેઓનાથી પોતાની હાર થતાં તેઓ મારવાડ તથા સિંધ તરફ આવ્યા હતા અને ત્યાંના મોરી વંશના રાજાઓને હરાવી ત્યાં વસતા કાઠી, ગુર્જર

૧. મહેશ્વર નગર, વીક્રમની સાતમી શતાબ્દીમાં થયેલા ઉજ્જેયનીના મોરી રાજા મહેશ્વરે સ્થાપ્યું હતું.

મેર, મીણા, વગેરે જંગલી જાતિના લોકોને નસાડી તે પ્રદેશ પર પોતાના વંશની સ્થાપના કરી હતી.

આવીજ રીતે સાતમા સૈકામાં ઉત્તર હિંદમાંનું પોતાનું રાજ્ય જેની રાજધાની મુલતાનમાં હતી–નષ્ટ થતાં ત્યાંના વરીહાહા યા બાહીલ શાખાના પરમારો પણ મારવાડમાં આવ્યા અને તેમના એક મૂખ્ય પુરૂષ નામે ધર્મદેવ [1] પરમારે મોરીઓ [2] પાસેથી આબુનો પ્રદેશ જીતી લઈ ચંદ્રાવતીમાં પોતાની ગાદી સ્થાપી. તેવીજ રીતે ધર્મદેવના એક ચાપ નામના ભાઈએ શ્રીમાલ પ્રાંતમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. આ રાજવંશ ચાવડાવંશ નામે ઓળખાયો. વી. સં. ૬૫૦ લગભગમાં વ્યાઘ્રમુખ ઉર્ફે વાઘમ ચાવડો નામે એ વંશમાં એક શુરવીર રાજા થયો, જેણે કચ્છનો પણ કેટલોક પ્રદેશ તાબે કર્યો હતો.

## ધાર્મિક સ્થિતિ:

વૈદિક ધર્મ: શ્રી મહાવીર અને બુદ્ધના સમયથી તે ઠેઠ ચોથી શતાબ્દી પર્યંત વૈદિક ધર્મ નામશેષ થવા પામ્યો હતો જેણે ગુપ્ત

---

૧. આબુના પરમારોની વંશાવળી: ડાભ્રઋષી જેનાથી પરમારની એક ડાળી શાખા થઈ: ધોમઋષી યા ધુમરાજ: ધર્મદેવ–એણે આબુનું રાજ સ્થાપ્યું.

૨ મોરીવંશનું બળ હુણોએ તથા ત્યારબાદ મહમદ કાસીમની સેનાએ તોડી પાડયું હતું, અને સમ્રાટ હર્ષ (સં. ૬૭૬–૬૪૮)ના સામ્રાજ્યના અંત સાથે તેમનું વિશાળ રાજ્ય પણ તે સાથે નષ્ટ થવા આવ્યું હતું. આબુના રાજ્ય બાદ તેમનું આ તરફનું ચિતોડનું મહારાજ્ય પણ સં. ૭૨૦ લગભગમાં મોરીરાજા માન (જે ભીમનો પુત્ર ભોજનો પુત્ર હતો અને તેણે ચિતોડમાં માનસરોવર નામે વિશાળ તળાવ બંધાવ્યુ હતુ.) પાસેથી તેના ભાણેજ સીસોદીયા (ગુહિલોત) વંશના મેવાડના આદ્ય પુરૂષ બાપા રાવળે જીતી લીધું હતું. ત્યાર બાદ તેમનું રાજ્ય ફક્ત માલવામાં જ કેટલાક સમય સુધી રહ્યું હતું, જે પણ ચંદ્રાવતીના પરમાર રાજા ઉત્પલરાજે દસમા શતકમાં લઈ લીધું હતું.

વંશના રાજ્ય અમલ (વી. સં. ૩૭૬–૬૫૬ ) દરમિયાન (ગુપ્ત રાજાઓ, વિષ્ણુ ધર્મ પાળતા હતા અને પોતાને 'પરમ ભાગવત' કહેવડાવતા હતા) પુન : મહત્વ પ્રાપ્ત કર્યું. ગુપ્ત રાજાઓ ઉપરાંત એ સમયમાં દક્ષિણમાં ચૌલક્ય સત્તા સ્થાપનાર ચાલુક્ય રાજા જય-સિંહ (વીક્રમની છઠ્ઠી શતાબ્દી) તેમજ મહારાજા પુલકેશી ઉપરાંત શાતકરણી વંશના રાજાઓએ તો અશ્વમેધ યજ્ઞ (કે જેમાં ૩૦૦ પશુઓની હવનવિહિત છે) કરી બૌદ્ધ તથા જૈન ધર્મના રાજાઓને ખૂલ્લી રીતે પડકાર્યા અને તેમણે વૈદિક ધર્મ તથા વર્ણવ્યવસ્થાની પરંપરાને ફરી સ્થિર કરી.

બૌદ્ધ ધર્મ : આ સમય પૂર્વે ત્રણ સૈકા પર જે જાહોજલાલી બૌદ્ધ ધર્મની હતી તેવી આ સમયે રહી ન હતી. વીક્રમ સંવત ૪૦૦ સુધી હિંદના દરેકે દરેક ભાગમાં તેમજ કાબુલ–કંદહાર સુધી બૌદ્ધ ધર્મ સોળે કળાએ પ્રકાશી રહ્યો હતો, અને જૈન તથા શૈવ ધર્મો કરતાં તેનું જોર વિશેષ હતું, જે ગુપ્ત અમલ શરૂ થતાં તેનું જોર ઘટતું ચાલ્યું હતું.

જૈન ધર્મ : આ સમયે ખાસ કરીને પંજાબ, કાશ્મીર, ઉત્તર હિંદ, તક્ષસીલા, સૌરાષ્ટ્ર, લાટ (દ. ગુજરાત) અને દક્ષિણ દેશમાં મહારાષ્ટ્ર તથા કર્ણાટક પ્રાંતોમાં જૈન ધર્મનો ઠીક પ્રચાર હતો. મહારાષ્ટ્ર દેશમાં સર્વ વર્ણના લોકો ઉપરાંત કેટલાક રાજાઓ પણ જૈનધર્મી હતા, અને ત્યાં ખૂબ પ્રાચિન કાળથી એટલે કે શ્રી ભદ્રબાહુસ્વામીના વખતથી એક રીતે પળાતો આવતો હતો તેમજ એ દેશમાં શ્રી ભદ્રબાહુસ્વામીથીજ તે દાખલ થયો હતો.

આ સમય સુધી મારવાડ (રજપુતાના), સીંધ, કચ્છ તથા ઉત્તર ગુજરાતમાં જૈન ધર્મનો ખાસ એટલો પ્રચાર ન હતો. પરંતુ ઉક્ત દેશોમાં મૂખ્યત્વે બૌદ્ધ તથા શૈવ મતોજ વધુ પ્રમાણમાં ફેલાયલા હતા. વિક્રમની સાતમી શતાબ્દી (વી. સં. ૬૫૦ લગભગમાં ) માં

ઉત્તર હિંદમાંથી જૈન મુનિશ્રી શિવચંદ્રગણી મહત્તરનું શ્રીમાલ-નગરમાં આગમન થયું અને તેમનાથી મારવાડ, ગુજરાત, સિંધ વગેરે દેશોમાં જૈન ધર્મનો પ્રચાર થવા લાગ્યો.

## શ્રી શિવચંદ્રગણી મહત્તર

ચંદ્રભાગા નદીના તીર પર (પંજાબમાં) પવૈયા (પર્વતીકા) નામે નગર હતું. ગુપ્ત સત્તાને નષ્ટ કરનાર ઇતિહાસપ્રસિદ્ધ અને મહાન વિજયી હુણ સમ્રાટ તોરરાયશાહ ઉર્ફે તોરમાણની એ રાજધાની હતી. ત્યાં એ તોરરાયશાહને ગુપ્તવંશના હરિગુપ્ત નામે એક જૈનાચાર્યે પ્રતિબોધી જૈનધર્મી બનાવ્યો હતો અને જેઓ તેના ગુરૂ હતા.

એ હરિગુપ્તને તેમનાજ વંશના દેવગુપ્ત નામે એક શિષ્ય હતા. તેઓ રાજર્ષિ હતા. એ દેવગુપ્ત પ્રથમ માલવાના રાજા હતા. સ્થાણેશ્વરના મહારાજા હર્ષવર્ધનની ભગીનીનો પતિ ગ્રહવર્મા, જે કનોજનો રાજા હતો, તેનો ઉચ્છેદ આ માલવા નરેશ દેવગુપ્તે કર્યો હતો. જેનો બદલો લેવા હર્ષવર્ધનના મોટાભાઈ રાજ્યવર્ધને તેમના પર ચઢાઈ કરી ને એમાં આ માલવ નરેશ દેવગુપ્તની હાર થઈ.

યુદ્ધમાં પરાજય પામેલા રાજાઓ માટે દેહનાશ કે સંન્યાસ આ બેજ માર્ગો પૂર્વે મનાતા હતા. દેવગુપ્તની યુદ્ધમાં હાર થતાં રાજ્ય અને કુટુંબ છોડી તેઓ સંસારથી વિરક્ત થયા, અને પોતાના સજાતિય તથા પ્રભાવશાળી વૃદ્ધ આચાર્ય શ્રી હરિગુપ્ત પાસે તેમણે દિક્ષા લીધી.

આ દેવગુપ્તને શિવચંદ્રગણી મહત્તર નામે શિષ્ય થયા. પંજાબમાં તોરમાણ પછી તેનો પુત્ર મિહિરગુલ ગાદી પર આવ્યો. તે પ્રથમ બૌદ્ધધર્મી હતો, જે પાછળથી શૈવોપાસક થતાં તેણે બૌદ્ધો તથા જૈનો પર જુલ્મ ગુજારવા માંડયો. અનેક બૌદ્ધ સાધુઓ તથા જૈન મુનિઓની તેણે કતલ કરી અને તેમના મંદિરો, મઠો તથા

સ્તુપો તોડી નાખ્યા. આથી આવા જુલ્મમાંથી ઉગરવા તે ધર્મના લોકો તથા ધર્મગુરૂઓ અન્યત્ર નાશી જવા લાગ્યા હતા.

પ્રસ્તુત્ શિવચંદ્રગણી મહત્તર મુનિ પણ આથી પોતાના શિષ્યો સહિત ત્યાંથી ચાલી નીકળ્યા અને ફરતા ફરતા અર્બુદાચલ થઈ શ્રીમાલનગર આવ્યા. ત્યાંથી પુનઃ શિષ્યો સાથે તેઓ શ્રી સિદ્ધગિરિની યાત્રા અર્થે સૌરાષ્ટ્ર તરફ આવ્યા. બાદ કેટલાક શિષ્યોને જનતાને ધર્મોપદેશ આપવા માટે ગુજરાતની દિશામાં વિચરવાની આજ્ઞા સંભળાવીને અમુક શિષ્યોને પોતાની સાથે રાખીને શ્રીમાલ પ્રાંત ઉર્ફે ગુર્જર દેશ (મારવાડ) તરફ ધર્મના પ્રચારની ખાસ આવશ્યકતા માની, તેઓ પોતે શ્રીમાલનગરમાં આવ્યા અને ત્યાંજ સ્થિર થઈને રહ્યાઃ

શ્રી શિવચંદ્રગણી મહત્તરે શ્રીમાલનગરના લોકોને અજ્ઞાનતા, વહેમ તથા હિંસા ધર્મમાં સપડાયલા જોયા. તેમણે ત્યાંના લોકોમાં સદાચાર અને સત્ય ધર્મનો પ્રચાર કરવાનો પૂર્ણ સંકલ્પ કર્યો. આ માટે તેમણે સૌ પ્રથમ ત્યાંના રાજાને પ્રતિબોધી પોતાના મતમાં લેવાનું નક્કી કર્યું—અને એક સમયે પ્રસંગ મેળવી સજસભામાં તેઓ ઉપસ્થિત થયા.

રાજસભામાં બ્રાહ્મણ પંડિતોની સારી હાજરી હતી. ધર્મવાદ ચાલ્યો. બ્રાહ્મણોએ પોતાના ધર્મને સર્વશ્રેષ્ઠ જાહેર કર્યો. જૈન મુનિ શ્રી શિવચંદ્રગણીએ શાંતિપૂર્વક જૈન ધર્મના માનવતા-પ્રધાન અને સત્ય ધર્મયુક્ત સિદ્ધાંતોની રાજા તથા ત્યાં બીરાજેલા સદ્‌ગૃહસ્થોને સમજણ આપી. તેમણે કહ્યું કેઃ "નિર્દોષ પશુઓની હિંસા, માંસાહાર, મદ્યપાન, અને અમર્યાદ વિહાર એ કોઈ પણ સભ્ય તથા સત્ય ધર્મને માન્ય ન હોઈ શકે; એ નીતિ ધર્મનો નાશ કરનાર આચરણો મનુષ્ય કે સમાજનું પતન કરનારા છે. તેમજ જે ધર્મના શાસ્ત્રો કે ધર્મગુરૂઓ એવા આચરણોનો પ્રચાર કરે છે, એ શાસ્ત્રો ખરા શાસ્ત્રો અર્થાત્ માનવહૈતેષુ શાસ્ત્રો નથી;

પરંતુ મનુષ્યને અંધકારરૂપી અજ્ઞાનતામાં રાખી પોતાની સ્વાર્થ-યુક્ત ઇચ્છીત વસ્તુ નિર્વિઘ્ને મેળવતા રહેવા માટે ફક્ત બનાવેલા સાધન છે.

શ્રી શિવચંદ્રગણીનો સ્વાર્થરહિત, સત્ય તેમજ આ લોકમાં સર્વ અવતારોમાંના સર્વશ્રેષ્ઠ મનુષ્ય અવતાર પામવાનું ખરું કારણ અને તેની સર્વ જીવો પ્રત્યેની બજાવવાની ફરજ તથા પોતાનું કર્તવ્ય વગેરેનું ખરું જ્ઞાન આપતો ઉપદેશ સાંભળી–તેમની દ્વારા જૈન ધર્મનું પરિચય પામી રાજા તથા પ્રજાવર્ગને એ સાચા ધર્મનું ભાન થયું. તેઓએ શિવચંદ્રગણીનો ઉપકાર માન્યો, અને નમસ્કાર કરી આચાર્યશ્રીને પુનિત જૈન ધર્મ સ્વિકારવાની પોતાની ઇચ્છા વ્યકત કરી.

આમ થતાં રાજા તથા તેની સાથે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યાદિ જાતિના અનેક લોકોએ આ આચાર્ય પાસે જૈન ધર્મ સ્વીકાર્યો.

શ્રી શિવચંદ્રગણીએ શ્રીમાલનગરને જૈન ધર્મથી વિભુષીત કરી ત્યાં જૈન દેવમંદિરો તથા પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી. ત્યારબાદ તેઓ મેવાડ તરફ અવ્યા અને ત્યાં આવેલા પ્રાગવાટપુર અથવા પુરનગર [ હાલ પુર નામનું નાનું ગામ છે], પદમાવતી નગરી [ હાલનું નરવર ] તથા અન્ય નગરો તથા ગામોમાં વિહાર કરી ત્યાંના હજારો લોકોને પ્રતિબોધી જૈનધર્મી બનાવ્યા, અને જૈન મંદિરોની પ્રતિષ્ઠા કરાવરાવી.

**નોંધ**

મારવાડ તરફના પ્રદેશમાં જૈન ધર્મનો પ્રચાર તથા જૈન જાતિઓની (ગોત્રોની) ઉત્પતિની શરૂઆત ઉપરોકત શિવચંદ્રગણી મુનિથી થયેલી કહેવાય છે. કેટલાક જૈનાચાર્યોએ ઓસવાલ, પોરવાલ તથા શ્રીમાલ આદિ જૈન જાતિઓની ઉત્પતિ આજથી ૨૪૦૦ વરસ પર થયેલી બતાવી છે, જે તદ્દન એક કાલ્પનિક કથા માત્ર છે, એમાં

કંઈ પણ ઐતિહાસિક સત્ય નથી, અને આજનો વિદ્વાન વર્ગ પણ આ વાતને ટેકો આપે છે.

ગુજરાત વિદ્યાપિઠ (અમદાવાદ) ના પુરાતત્વવેતા આચાર્ય શ્રી જિનવિજયજી મહારાજે પણ, 'વસંત' માસીકના રજત મહોત્સવ અંકમાં એક પ્રાચિન જૈન કથા—કુવલયમાલા પર લખેલા એક લેખમાં એક ઠેકાણે લખ્યું છે કે :—

"હાલની જૈન જાતિઓ રાજપુતાના (મારવાડ), પશ્ચિમભારત (કચ્છ—ગુજરાત—કાઠિયાવાડ), પંજાબ તથા યુ. પી. ના પ્રાંતોમાં વસે છે તે બધીનું મૂળ ઉત્પતિસ્થાન ભિન્નમાલ (શ્રીમાલ) છે. મધ્યકાલિન ભારતના રાજપુત રાજવંશો જે પ્રદેશમાં અને જે સમયમાં ઉદ્ભવ પામે છે તેજ પ્રદેશમાં અને તેજ સમયમાં આજની શ્રીમાલ, પોરવાલ અને ઓસવાલ વગેરે જૈન જાતિઓનો પણ પ્રાદુર્ભાવ થાય છે. એથી પ્રસ્તુત્ જાતિઓના મૂળ પુરૂષોનો સંબંધ જે રાજપુત ક્ષત્રિયો સાથે હોવાનું કહેવામાં આવે છે, તેમાં ઘણું તથ્ય સમાયલુ છે." (હાલના રાજપુત રાજવંશો સાતમા સતકથી મારવાડ, મધ્યપ્રાંત તથા સીંધુ યા પંજાબ આદિ દેશોમાં સ્થાપાવા લાગ્યા હતા.)

પ્રસ્તુત્ શિવચંદ્રગણીને જખદત અથવા યક્ષદતગણી નામે એક મહાન શિષ્ય થયા. અને તેમને તપ, વીર્ય, વચન અને લબ્ધિ-સંપન્ન એવા અનેક શિષ્યો થયા. એ શિષ્યોમાં ણાંગ (નાગ), વિંદ (વૃંદ), મમ્મડ, દુગ (દુર્ગ), અગ્નિશર્મ અને છઠ્ઠા વડેશ્વર મુખ્ય હતા. આ વખતથી ગચ્છોની ઉત્પતિ શરૂ થઈ.

યક્ષદતગણીના પ્રસ્તુત્ શિષ્યોએ આ તરફના સમસ્ત પ્રદેશમાં વિચરી જૈન ધર્મનો પ્રચાર કર્યો તથા ઠામ ઠામ જૈન દેવમંદિરો બનાવરાવી એ પ્રદેશને રમ્ય બનાવ્યો.

વડેશ્વરના શિષ્ય તત્વાચાર્ય થયા; અને તત્વાચાર્યના શિષ્ય

ઉધોતન થયા. (મહાદુવારના ચંદ્રવંશી રાજા ઉધોતનઃ તેનો પુત્ર સંપ્રતિ ઉર્ફે વટેશ્વરઃ અને તેનો પુત્ર આ ઉધોતન બીજો.)

વી. સં. ૭૦૦ બાદ શ્રીમાલનગર પર સિંધના અરબોના હુમલા થવા લાગતાં તે સ્થળ રક્ષણ માટે અયોગ્ય થઈ પડયું હતું. આથી ત્યાંના લોકો સુવર્ણગિરિ પર્વત નજિકના સલામત સ્થળ જાબાલીપુર ઉર્ફે જાલોરનગર તથા તેની આસપાસના ગામડાઓમાં આવી રહ્યાં. વીક્રમ સં. ૮૦૦થી ૮૫૦ પર્યંત જાલોરનગર પર પ્રતિહાર વંશનો અધિકાર હતો. વીક્રમ સંવત ૮૩૫માં ત્યાં વત્સરાજ પડિહાર નામે રઘુવંશી કુળનો રાજા હતો. તે મહા બળવાન હતો. તેણે સિંધ તરફથી આવતા હુમલાઓને મારી હઠાવી એ પ્રદેશને સુરક્ષિત રાખ્યો હતો. આજ વખતે ઉપરોક્ત ઉધોતન મુનિ જાલોરનગરમાં બીરાજતા હતા.

ઉધોતન મુનિના ઉપરોક્ત તત્વાચાર્ય ઉપરાંત વીરભદ્ર ગુરૂ હતા. તેમજ પ્રસિદ્ધ અને વિદ્વાન આચાર્ય શ્રી હરિભદ્રસૂરિ (વીધાધર ગચ્છીય) પણ તેમના ગુરૂ થતા હતા.

વીક્રમ સંવત ૮૫૦ બાદ શ્રીમાલનગર તથા જાલોર પરમારોએ જીતી લીધા. આચાર્યશ્રી હરિભદ્રસૂરિ (વી. સં. ૮૫૦ લગભગમાં) શ્રીમાલનગર તરફ અવારનવાર વિહાર કરતા હતા. તેમણે તથા નાગેન્દ્ર ગચ્છના આચાર્યશ્રી ઉદયપ્રભસૂરિએ પુનઃ શ્રીમાલનગરના ઘણાં કુળને પ્રતિબોધી જૈન બનાવ્યા. તેમજ એજ સમયમાં પિપ્પલ ગચ્છના શ્રી શાંતિસૂરિએ પણ શ્રીમાલના ૭૦૦ કુળને પ્રતિબોધ્યા.

## અણહિલપુર પાટણની સ્થાપના અને શ્રીમાલનગરની પડતીની શરૂઆત.

જયશિખરીના મરણ બાદ તેના પુત્ર વનરાજનો જંગલમાં જન્મ થયો. તેણે વીક્રમ સંવત ૮૦૨ (બીજા મતે ૮૨૧)માં અણહિલપુર-પાટણ વસાવી ત્યાં નાનું રાજ્ય સ્થાપ્યું. તેણે ઉગતા રાજ્યને

સમૃદ્ધ બનાવવા શ્રીમાલ, ચંદ્રાવતી તથા ગુજરાતના વૃદ્ધનગર (વડનગર–આનંદપુર) તેમજ સૌરાષ્ટ્રના વલ્લભીપુરમાંથી લોકોને પાટણમાં લાવી વસાવ્યા. શ્રીમાલથી કેટલાક ક્ષત્રિયોને પણ પાટણમાં તેડી તેમને વનરાજે યોગ્ય અધિકારો પર નિયુક્ત કર્યા. આવેલા એ ક્ષત્રિયોમાંના મોટા ભાગના પોતાના સગાં સ્નેહી તથા જૈન ધર્માનુયાયી હતા. તેઓ સુભટો, સરદારો, સૈનિકો તેમજ વિદ્વાનો હતા. તેમને દંડનાયક, સેનાપતિ, મંત્રી, મહામંત્રી, કોઠારી આદિ મૂખ્ય હોદ્દાઓ પર વંશપરંપરાને માટે સ્થાપ્યાં; અને એ રાજ્યસેવા બદલ તેઓને ગામ, ગરાસ વગેરે જાગીરમાં આપ્યાં.

અણહિલપુર–પાટણની સમૃદ્ધિમાં દિવસે દિવસે વૃદ્ધી થવા લાગી. ત્યાં વસતા ભીલ, કોળી: આદિ જંગલી જાતીના લોકોને દૂર નસાડી મુકયા અને એ પ્રદેશને સુરક્ષિત બનાવ્યો. આમ થતાં અણહિલપુર પાટણની દૂરદૂર સુધી પ્રશંસા ફેલાઈ અને ત્યાંથી ઘણાં લોકો ગુજરાતમાં આવી વસવા લાગ્યા.

મૂખ્ય હોદ્દાઓ પર શ્રીમાલના જૈનો નીમાયા તેથી ત્યાંથી પણ તેમના કુટુંબાદિ ઘણાં લોકો પાટણમાં આવવા લાગ્યા. આમ થતાં શ્રીમાલની વસતી ઘટવા લાગી અને તેની જાહોજલાલીની પડતીની શરૂઆત થઈ.

## પ્રકરણ ૨ જું

### શંકરાચાર્ય અને હિંદુ ધર્મનો નવો યુગ

(૧)

## વી. સં ૮૦૦ દરમિયાન દેશની રાજકિય તથા સામાજિક સ્થિતિ

**રાજકિય સ્થિતિ :**

ગુપ્ત સામ્રાજ્ય તથા સમ્રાટ હર્ષવર્ધનની મહાસત્તાનો અંત આવતાં વીક્રમની સાતમી શતાબ્દીની આખરમાં હિંદભરમાં સ્વતંત્ર રાજ્યો સ્થાપાવા લાગ્યા હતા.

આ સમયે ખાસ કરીને સીંધમાં સમા (યદુવંશી) તથા સુમરા (પરમાર); મેવાડમાં ગુહિલોત; માલવામાં મોરી; મારવાડમાં પરમાર, ચાવડા, પ્રતિહાર, સોલંકી અને ચૌહાણ; સૌરાષ્ટ્ર અને લાટ (દ. ગુજરાત) માં મૈત્રક ઉર્ફે વલ્લભી, ચૌલુકય (સોલંકી), રાષ્ટ્રકુટ (રાઠોડ), અને ચાવડા: પંજાબ તથા ઉત્તર હિંદમાં પ્રતિહાર, ભટ્ટી વગેરે વંશના રાજ્યો હતા. (વી. સં. ૭૦૦ પૂર્વે સિંધ, મારવાડ, તથા મેવાડ મોરી વંશની સત્તા હેઠળ હતા.)

## સામાજિક સ્થિતિ :

**વર્ણવ્યવસ્થા** : બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યાદિ વર્ણોનો આખા દેશમાં તે તે વર્ણનો એકજ સમુદાય (જથ્થો) હતો. બ્રાહ્મણો અમુક વેદ ભણનાર એ રીતે ઓળખાતા; અને ક્ષત્રિયો સોલંકી, યાદવ, પરમાર આદિ વંશનામોથી પ્રસિદ્ધ હતા.

**રોટી–બેટી વ્યવહાર:** કોઈપણ પ્રદેશના બ્રાહ્મણનો બીજા દેશના બ્રાહ્મણ સાથે રોટી બેટી વ્યવહાર થઈ શકતો. તેવીજ રીતે ક્ષત્રિયોમાં પણ કોઈ પણ પ્રદેશના બીજા ગોત્રના ક્ષત્રિય સાથે કન્યા વ્યવહાર થઈ શકતો; તથા રોટી વ્યવહાર તો ચારે વર્ણો સાથે હતો.

**અનુલોમ લગ્નો** : આ સમય સુધી અનુલોમ લગ્નો સર્વત્ર થતા, અને એવા લગ્નો વડે થયેલ પ્રજા પિતાના વર્ણની પણ ઉતરતા વર્ણમાં ગણાતી.

**ધંધો** : આ સમય સુધી બ્રાહ્મણો તથા ક્ષત્રિયો પોતપોતાનોજ ધંધો કરતા. વૈશ્ય લોકો યાજ્ઞવલ્કય સ્મૃતિમાં જણાવ્યા મૂજબના વ્યાપાર, ખેતી, વ્યાજ વટાવ વગેરે ધંધા કરતા. શુદ્રો દેવલ સ્મૃતિમાં જણાવ્યા મૂજબના ખેતી, મજુરી, પશુપાલન વગેરે ધંધા ઉપરાંત યા. સ્મૃતિ (આ શ્લોક ૧૬૧–૧૬૬)માં જણાવ્યા મૂજબના વાળંદ, કુંભાર, ગોવાળ, ઘાંચી, ધોબી, સોની, લુહાર, સલાટ, દરજી, સુતાર વગેરેના ધંધા કરતા.

**ભોજન આહાર** : આ સમય પર્યંત ચારે વર્ણોમાં (ખાસ કરીને શુદ્રોનો અમુક ભાગ બાદ કરતાં) માંસાહાર થતો ન હતો, લોકો શાકાહારી હતા. મદિરાદિ કેફી વસ્તુઓનું સેવન પણ કોઈ કરતું ન હતું. આ સંબંધી વી. સં. ૬૮૨માં ચીની વકિલ હુએનત્સંગ નામે બૌદ્ધ યાત્રી આ દેશમાં આવેલ અને વીક્રમ સંવત્ ૭૦૧ પર્યંત ભરતખંડમાં ફર્યો હતો, તેણે પોતાના પ્રવાસ વર્ણનમાં લખ્યું છે કેઃ—

" હિંદમાં માંસ–મદિરાની દુકાનો નથી, તેમજ તે વસ્તુઓનું સેવન પણ કોઈ કરતું નથી; તેમજ કાંદા–લશણ પણ શિષ્ટ પ્રજા ખાતી નથી."

(૨)

## બ્રાહ્મણ ધર્મનો પુનરોદ્ધાર:

વિક્રમની છઠ્ઠી શતાબ્દી બાદ બૌદ્ધ, શ્વેતાંબર–દિગંબર જૈન અને શૈવ–એ બધા મતો વચ્ચે આપસ આપસમાં સખ્ત વિખવાદ જાગૃત થયો હતો. તેમાં પણ બૌદ્ધ અને શ્વેતાંબર તથા દિગંબર જૈન–એ ત્રણે મતો વચ્ચે પરસ્પર સખ્ત દુશ્મનાવટ ચાલતી હતી. એ મતોના આચાર્યો એક બીજાના મતનું બળ તોડવા પ્રવૃત્તમાન થઈ રહ્યા હતા. આવી સ્થિતિમાં જૈન તથા બૌદ્ધ ધર્મના મૂળ સિદ્ધાંતોને પડખે રખાયા હતાં; અને તેથી તેમના અનુયાયીઓમાં તે ધર્મોની કીર્તિ તથા તે પ્રત્યેની શ્રદ્ધા ઘટવા લાગી હતી. આથી જે બ્રાહ્મણ ધર્મ પડી ભાંગ્યો હતો તેને પુન: શ્વાસ લેવાની તક સાંપડી.

આજ અરસામાં એટલે વીક્રમની આઠમી શતાબ્દીમાં દક્ષિણમાં શ્રી કુમારિલ ભટ્ટ થયા. તેમણે વૈદિક ધર્મનો પુનરોદ્ધાર કરવા કમર કસી, અને બૌધ તથા જૈન ધર્મનું ખંડન કરી વૈદિક ધર્મને પુનઃ પગભર કર્યો.

ત્યારબાદ વીક્રમ સં. ૮૪૪માં શ્રીમદ્ શંકરાચાર્યનું પ્રાગટ્ય થયું. તેમણે વી. સં. ૮૭૬માં સન્યસ્ત (દિક્ષા) લીધું અને બૌધ તથા જૈન ધર્મનો વિરોધ કરી તેનું ખંડન કર્યું. શ્રી શંકરાચાર્યે બ્રાહ્મણ ધર્મનો પુનરોદ્ધાર કરવા પ્રબળ ઉદ્યોગ આરંભ્યો. તેમણે વર્ણવ્યવસ્થાની પરંપરાને પુનઃ સ્થિર કરી વર્ણભેદ ચાલુ કર્યો.

શ્રી શંકરાચાર્યે બૌદ્ધ, જૈન અને શૈવ ધર્મો વચ્ચે એક બીજાની સામે ચાલતા દ્વંદ યુદ્ધો અટકાવી, બધા ધર્મો વચ્ચે એકતા સાધી રાષ્ટ્રીય ધર્મ પ્રવર્તાવી ધાર્મિક ઐક્ય કરવાનો અખ્તરો કર્યો. તેમણે વૈદિક સંપ્રદાયોને વિશુદ્ધ કરી તેને વેદાંતનો કળશ ચઢાવ્યો.

આમ દક્ષિણમાં થયેલા કુમારિલ ભટ્ટ અને ત્યારબાદ શ્રી શંક-રાચાર્યે હિંદભરમાં મૃતઃપ્રાય થવા આવેલ બ્રાહ્મણ ધર્મનો પુનરોદ્ધાર કરવા સફળ પ્રયાસ કર્યા. શ્રી શંકરાચાર્યે કેટલાક રાજાઓને પોતાના મતમાં લીધા ને તેમના સહકારથી બ્રાહ્મણ ધર્મનું બળ પુનઃ વધવા લાગ્યું. કુમારિલ ભટ્ટે મિંમાસા ધર્મ અને શંકરાચાર્યે વેદાંત ધર્મ બતાવ્યો; અને આમ કરીને વૈદિક ધર્મને પુનઃ સ્થિર કીધો.

શ્રી શંકરાચાર્યે આ ઉપરાંત માંસાહાર તથા મધપાન આદિ દુષ્ટ બદિઓનો નિષેધ કર્યો ને જૈન તથા બૌદ્ધ ધર્મ મૂજબ કેટલાક ઉત્કૃષ્ટ વ્રત–દાન ધર્માદિના નિયમો વૈદિક ધર્મમાં દાખલ કર્યા. વધુમાં બ્રાહ્મણોએ જૈનો તથા બૌદ્ધો સાથે એકતા સાધવા જૈનોના પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવજીને વિષ્ણુના આઠમા અવતાર તરિકે તથા બૌદ્ધ ધર્મના સ્થાપક શ્રી બુદ્ધને વિષ્ણુના નવમા અવતાર તરીકે પુરાણોમાં દાખલ કર્યા. આમ કરીને પ્રસ્તુત બને ધર્મો સાથે મૈત્રી સાધી ઐક્ય સ્થાપ્યું.

બીજું, બૌદ્ધ ધર્મની એક મહાયાન શાખામાંથી જન્મેલા વામ માર્ગના અધમ અને પાપધામો ગુપ્ત રીતે ચાલી રહ્યા હતા કે જેની દરેક વર્ગ પર ઝાઝી ઓછી પણ અસર પડયા વગર રહી ન હતી, અને ઉંચ વર્ણોમાં પણ મધમાંસ, વ્યભિચારાદિક બદિઓ કેટલેક અંશે તેથી ફરી ચાલુ થવા માંડી હતી. એ પંથોએ ખાસ કરીને શુદ્રો પર પોતાની અસર વધુ પ્રમાણમાં પાડી હતી, અને તેમની સામાજિક સ્થિતિ તદ્દન બદત્તર કરી નાખી હતી. એ પંથોએ નીતિ-ધર્મ અને સભ્યતાને તદ્દન કોરાણે મુકી હતી. શ્રી શંકરાચાર્યે આર્યાવર્તમાંથી આવા અધમ પંથો અને તેના ચેપી પ્રચારને સદં-તર દૂર કરવા તે સામે સખતમાં સખત કામ લીધું. તેમણે રાજાઓ ઉપર અસર નાખી તેને માટે સખત કાનુન કરાવ્યા. જેઓ થોડે અંશે પણ એ વ્યભિચારપોષક અધમ પંથોને વળગી રહ્યા તેમની શુદ્રેત્તર ઈત્યાદિક અસ્પૃશ્ય જાતિઓ કાળાંતરે બનવા પામી. વળી

ગામનું વાતાવરણ ઉક્ત પંથોની હવાથી સ્વચ્છ રાખવા તેવા લોકોને માટે ગામની બહાર રહેવાનું ઠરાવવામાં આવ્યું.

(૩)

## બાદ્ધ ધર્મનું પતનઃ

આજ સમયમાં બુદ્ધનો પરમ પવિત્ર સંપ્રદાય અધમ દશાએ પહોંચ્યો હતો. તેણે તાંત્રિક કે વામમાર્ગનું સ્વરૂપ પકડયુ હતું. વિહારોમાં બૌદ્ધ ભિક્ષુઓ અને ભિક્ષુણીઓ સ્વચ્છંદ વિહાર કરતા હતા. બૌદ્ધ પંડિતો વામાચારી થયા હતા. તેમણે નીતિની કંઇ પરવા કરી નહોતી. મધમાંસાદિ અભક્ષ્ય વસ્તુઓનું સેવન છુટથી કરતા હતા. એણે વર્ણભેદ તોડી નાખ્યો હતો. લગ્નની પ્રવિત્રતા કંઈ રાખી નહોતી. તેની આવી વર્તણુંકથી લોકોમાં એ ધર્મ નિંદા તથા ધિકારને પાત્ર બન્યો હતો.

બ્રાહ્મણ ધર્મે બૌદ્ધો તથા જૈનો સાથે એકતા સાધી તેમના કેટલાક ઉત્કૃષ્ટ સિદ્ધાંતો અપનાવ્યા હતા, તેમજ બૌદ્ધ ધર્મના આચાર્યો વામાચારી બની પોતાનાજ મહોમાં પોતાના ધર્મનું અધઃપતન તેમણે સર્જ્યું હતું તેથી બૌદ્ધધર્મી લોકો ધીરે ધીરે તે ધર્મમાંથી નીકળી પુનઃ સુધરેલા નવા બ્રાહ્મણ ધર્મમાં દાખલ થવા લાગ્યા. કેટલાક સમય બાદ બૌદ્ધ ધર્મનું બિહાર કે બંગાલમાં અમુક પ્રમાણમાં રહેવા સિવાય ભારતવર્ષમાંથી તેનો સર્વથા લોપજ થઈ ગયો.

(૪)

## જૈન ધર્મનું ભાવીઃ

બૌદ્ધ ધર્મી લોકો ધીમે ધીમે હિંદુ ધર્મમાં દાખલ થઈ જવાથી બૌદ્ધ ધર્મ છેવટે હિંદુસ્તાનમાંથી નામશેષ થઈ ગયો તેવીજ રીતે જૈનોનો પણ મોટો ભાગ બ્રાહ્મણ ધર્મની સત્તા વધતાં તેમાં દાખલ થઇ ગયો. પરંતુ જૈન ધર્મ બૌદ્ધ ધર્મની જેમ સર્વથા નિર્મુળ ન થયો.

કારણ જૈન યતિઓએ પોતાના કેટલાક આચારમાં અમુક શિથિલતા આણેલ છતાં તેઓએ નીતિ નિયમો ત્યાગ્યાં ન હતા. જૈનોએ સમયને ઓળખી બ્રાહ્મણ ધર્મ જોડે મૈત્રી કેળવી સંપૂર્ણ એકતા સાધી. તેઓએ બ્રાહ્મણોના કેટલાક મહત્વના રિવાજો સ્વીકાર્યા અને વર્ણભેદને અમલમાં મુકયો.

બ્રાહ્મણોએ પણ માંસાહારનો ત્યાગ તથા હવન હોમમાં અહિંસક પ્રકારની વિધિઓ આદિ કેટલીક બાબતો સ્વિકારી આથી જૈનોએ પણ તેના બદલામાં એવા બ્રાહ્મણોને પોતાના પુરોહિત (કુળગોર) તરીકે સ્વીકાર્યા.

આવી રીતે બ્રાહ્મણ ધર્મ સાથે મૈત્રીભાવ કાયમ કરી જૈનોએ પોતાના બળનું સાંગોપાન કરી જૈન ધર્મને ટકાવી રાખ્યો. તેમ છતાં જૈન ધર્મમાં તે વખતથી મોટો ભાગ ક્ષત્રિયોનો રહ્યો અને રાજસત્તા તથા રાજકારોબાર પર પણ જૈન ધર્માનુયાયી ક્ષત્રિયોનોજ કાબુ રહ્યો. તેઓએ સમય પર સામ–દામ અને દંડનો પણ ધર્મની રક્ષા માટે ઉપયોગ કર્યો. ઉપરાંત તેઓએ સર્વે ધર્મો સાથે સમાનભાવ તથા સદ્દવર્તાવ રાખ્યો, ને જનતાપયોગી જાહેરહિતના કાર્યોમાં પોતાનું સર્વસ્વ હોમી દેવાની વૃતિ રાખી, જેથી જૈન ધર્મ [1]ટકી રહેવા સાથે તેણે વધુ ગૌરવ તથા પ્રગતિ સાધી.

૧. ગુજરાતમાં વનરાજ ચાવડાના સમયથી જૈનો–શ્રીમાલીઓ તથા પોરવાલો–ના હાથમાં રાજ્યનો કારોબાર આવ્યો ને તે ઠેઠ સોલંકીઓના અમલ પર્યંત રહ્યો તેવીજ રીતે મારવાડ. ગોવાડ આદિ રજપુતાનાના સમસ્ત રાજ્યોમાં આજથી એક શતક પૂર્વ સુધી સેનાપતિ, મંત્રી, મહામંત્રી, જિલ્લાધ્યક્ષ આદિ સર્વ પ્રધાન હોદ્દાઓ ઓસવાલોએજ સાચવ્યા હતા

# પ્રકરણ ૩ જું

## સોલંકીઓનો સોનેરી યુગ અને જૈન ધર્મનો પ્રતાપ

### સોલંકી વંશ:

સોલંકીઓનું પ્રથમ લોહકોટ અથવા લાહોર નજીક રાજ્ય હતું. ત્યાંથી છઠ્ઠી શતાબ્દીમાં તેઓના એક પુરૂષ નામે જયસિંહે દક્ષિણ દેશમાં આવી બાદામીમાં રાજ્ય સ્થાપ્યું હતું. તે રાજા મહા બળવાન હતો. તેણે કોઈ પણ મહા સત્તાને તાબે ન થતાં પોતાની સ્વતંત્રતા જાળવી રાખી હતી. એના વંશમાં ભુવડ થયો. તેણે કલ્યાણનગર (હાલનું કલ્યાણ) માં રાજ્ય સ્થાપ્યું. ભુવડે વ્યાઘ્રમુખ ચાવડાના ઉત્તરાધિકારી જયશિખરીને (વી. સં. ૭૫૭) હરાવી શ્રીમાલનું રાજ્ય લઈ લીધું: ત્યાદબાદ જયશિખરીએ કચ્છના રણની સરહદ (મોરબી પાસે) ઉપર પંચાસર નામે ગામ વસાવી ત્યાં રાજ્ય સ્થાપ્યું. સોલંકી રાજા ભુવડે પંચાસર ઉપર પણ ચઢાઈ કરી અને જયશિખરીને મારી નાખ્યો. તત્પશ્ચાત્ તેના વંશજો પાસેથી શ્રીમાલનું રાજ્ય પરમારોએ લઈ લીધું, આથી ભુવડના ઉત્તરાધિકારીઓએ ત્યાં આસપાસમાં કેટલોક પ્રદેશ મેળવી ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. એ વંશમાં રાજિ નામે રાજા થયો. તેની પાસેથી તેના

પિતરાઈઓએ રાજ્ય લઈ લેવાથી રાજિ અણહિલપુર-પાટણમાં આવ્યો. ત્યાં તેને ચાવડા રાજાએ પોતાની કન્યા પરણાવી, જેનાથી મૂળરાજ નામે પુત્ર થયો. તે મહા પરાક્રમી થયો. તેણે ત્યાંના રાજા સામંતસિંહ ચાવડાને, જે તેનો મામો થતો હતો-મારીને પાટણનું રાજ લઈ લીધું. ત્યાં વી. સં. ૯૯૮માં મૂળરાજનો રાજ્યાભિષેક થયો.

## ગુજરાતની ભૌગોલિક સ્થિતિ:

ગુજરાતનું આધુનિક નામ પડયું નહોતું તે વખતે એ દેશના જુદા જુદા વિભાગો જુદા જુદા નામે ઓળખાતા હતા. ભરૂચની આજુબાજુના પ્રદેશનું નામ લાટ દેશ હતું. પાટણની આજુબાજુનો પ્રદેશ સારસ્વત મંડલ કહેવાતો : સિવાય બીજા વિભાગો આનર્ત, તથા અપરાન્તને નામે ઓળખાતા હતા.

મૂળ ગુર્જર (શ્રીમાલ પ્રાંત) દેશના એ અણહિલપુર પાટણમાં રાજ્ય સ્થાપનાર સોલંકીઓ જુના સ્થાન ગુર્જર દેશ પરથી ગુર્જર નરેશને નામે ઓળખાવા લાગ્યા. ગુજરાતમાં રાજ્ય સ્થાપનાર આ સોલંકીઓએ આવી રીતે પોતાની પ્રાચીન ભૂમિ ગુર્જર દેશનું નામ પણ સાથે લેતા આવ્યા અને તે આ નવી ભૂમિને અર્પણ કર્યું. એવી રીતે હાલના ગુજરાતનું એ નામ થયું છે.

(૧)

## વીક્રમ સંવત ૮૦૦ થી ૧૦૦૦ ના સમય સુધીની રાજકીય તથા સામાજિક સ્થિતિ

### રાજ્યો:

ઉત્તર હિંદમાં પ્રતિહાર, ભટ્ટી; માલવામાં મોરી અને પરમાર: મહારાષ્ટ્રમાં ચૌલુક્ય, રાષ્ટ્રકુટ, યાદવ ઈત્યાદિ; લાટ દેશમાં મૈત્રક, રાષ્ટ્રકુટ, ચૌલુકય, ગુર્જર; સારસ્વત મંડલ (ઉ. ગુજરાત)માં સોલંકી, ચાવડા; સૌરાષ્ટ્રમાં મૈત્રક, ચાવડા, યાદવ-ચુડાસમા; કચ્છમાં ચાવડા,

સોલંકી, પ્રતિહાર (પડિહાર), રાષ્ટ્રકૂટ, સમા, કાઠી; મારવાડમાં સોલંકી, પરમાર, પ્રતિહાર, ભટ્ટી, ચૌહાણ, કાઠી; મેવાડમાં ગુહિલોત (સીસોદીઆ); સિંધમાં સમા, સુમરા. (આ સમયથી એક સૈકા પછી પરમારની સોઢા શાખાનું મારવાડના થર પ્રાંતમાં મોટું રાજ્ય સ્થાપાયું.)

**ધર્મો-મતો:**

વૈદિકમાંના ભાગવત (વૈષ્ણવ), વેદાંત, શૈવ, પૌરાણિક, કપિલમત, સાંખ્યમત સિવાય શાક્ત-માતાપંથ, ચાર્વાક, લોકાયતિક, જૈન, બૌધ, વામમાર્ગ ઈત્યાદિ મતો વત્તા ઓછા પ્રમાણમાં પ્રચલિત હતા.

**બૌદ્ધ ધર્મ:**

વિક્રમના સાતમા-આઠમા સતક સુધી આ દેશમાં આ ધર્મનો પ્રચાર સારો હતો. ગુજરાત, સૌરાષ્ટ્ર, સીંધ, કચ્છ, મારવાડ વગેરે દેશોમાં પણ આ સમય સુધી તે ધર્મ કાયમ હતો; પરંતુ ત્યારબાદ તેનું જોર નરમ પડતું ચાલ્યું હતું, અને દસમા સતક પશ્ચાત ભારતવર્ષમાં ખાસ કરીને બિહાર તથા બંગાલ સિવાયના અન્ય સર્વ દેશોમાંથી તેણે વિદાય લીધી હતી. આમ છતાં તેની એક મહાયાન શાખામાંથી જન્મેલ વામમાર્ગ તેમજ તેની કુડાપંથ આદિ શાખાઓ પશ્ચિમ ભારત તથા સિંધ-મારવાડ આદિ દેશોમાં પણ ચાલુ રહી હતી.

**જૈન ધર્મ:**

જૈન ધર્મે બૌધ ધર્મની વિદાય પછી સારી પ્રગતિ કરી હતી. ગુજરાતમાં સોલંકીઓનો અમલ થતાં ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ, મારવાડ, મેવાડ તથા માલવામાં તેનું બળ વધ્યું.

**વર્ણભેદ:**

આ સમય પૂર્વે બ્રાહ્મણો ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર કન્યાને પણ પરણી શકતા અને તેની પ્રજાને બ્રાહ્મણ તરિકે પણ ઉતરતા વર્ગના બ્રાહ્મણ તરીકેનું સ્થાન મળતું-એ હવે બંધ થયું અને પોતપોતાના વર્ણમાંજ લગ્ન કરવાનું યોગ્ય ઠર્યું: અને એ મૂજબના લગ્નથી થયેલ

પ્રજાનેજ પીતાના વર્ણની ગણવાનું નક્કી થયું. વર્ણાંતર લગ્નો ક્યાંક ક્યાંક થતા હતા; પણ તેવા લગ્નોથી થયેલી પ્રજા તેની માતાના વર્ણની ગણાતી. આ સમય સુધી હજુ સુધી જ્ઞાતિઓના આજના વાડા (જથ્થા) બંધાયા ન હતા; પરંતુ વર્ણભેદ વધુ સખ્ત બનવા પામ્યો હતો.

**પરદો:**

આ સમય પર્યંત બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય ઈત્યાદિ કોઈપણ વર્ણની સ્ત્રીઓમાં પરદો કે ઘુંઘટાનો રિવાજ શરૂ થયો ન હતો. અબુઝૈદ (વી. સં. ૯૭૨) કહે છે કે, "રાજદરબારમાં તથા જાહેર સ્થાનોમાં દેશી પરદેશીઓ સમક્ષ રાજરાણીઓ પણ ખુલ્લે મોઢે આવતી.

**ધંધાની છુટછાટ:**

એ વખતના સમાજમાંયે બ્રાહ્મણોએ વિદ્યા અને બુદ્ધિથી પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખી હતી. બ્રાહ્મણો વિદ્યા અને ધર્મમાં ડુબેલા રહેતા. બ્રાહ્મણોમાં વળી કેટલાક કવિઓ તરીકે, કેટલાક જોશી (જ્યોતિષી) તરીકે, કેટલાક દાર્શનિક તરીકે અને કેટલાક શકુન જોનારા તરીકે રાજાઓના દરબારોમાં રહેતા. જે બ્રાહ્મણો રાજદરબારમાં કવિ વગેરેનું સ્થાન ન મેળવી શકે અથવા પંચમહાયજ્ઞ માટે દાન ન મેળવી શકે તેઓ ખેતી, શસ્ત્ર–ધારણ વગેરે વૈશ્ય કે ક્ષત્રિયનું કર્મ કરી શકતા.

એજ રીતે ક્ષત્રિય તથા વૈશ્યને પણ બ્રાહ્મણ સિવાયના ઈત્તર વર્ણનો ધંધો કરવાની છુટ હતી. (મધ્યકાલિન ભારતિય સંસ્કૃતિ પૃ. ૩૯)

**પુનર્વિવાહ:**

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણની સ્ત્રી બીજીવાર વિવાહ કરી શકતી ન હતી. તે વખતે સ્ત્રીઓમાં સતી થવાનો જુના કાળથી ખાસ

રિવાજ હતો; અને તેથી કાંતો સ્ત્રી સતી થતી અગર તપસ્વી (સાધ્વી)નું જીવન ગાળતી.

**ભોજન-આહાર:**

આ સમય પર્યંત હજી સુધી મુસલમાનોની કે વામમાર્ગીઓની સંસ્કૃતિની દ્વિજો (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય લોકો) ઉપર ખાસ અસર પહોંચી ન હતી, અને તેથી ઉંચ વર્ણોના લોકોમાં મધમાંસાદિ બદિઓએ પ્રવેશ કર્યો ન હતો.

વી. સં. ૯૧૩ થી ૧૦૩૨ દરમિયાનના સમયમાં આવેલા આરબ પ્રવાસીઓમાંના ઈદ્રિસુ મસુદીએ પોતાના પ્રવાસ વર્ણનમાં લખ્યું છે કે: "હિંદમાં લોકો કોઈ પણ પ્રાણીનું માંસ ખાતા નથી." ( પૃ. ૩૨૮ )

વી. સં. ૧૦૦૧માં આવેલા અલ મસુદી પોતાના પ્રવાસ વર્ણનમાં લખે છે કે: "હિંદુ રાજાઓ તથા લોકો દારૂથી અલિપ્ત રહે છે. એકાદ રાજપુત રાજાએ મધપાન કર્યું એમ સિદ્ધ થાય તો તેને રાજ્યાસનથી દૂર કરી દે છે: કારણ કે, મધપાન કરનારને વિવેક અને વિચાર રહેતો નથી, એવી તેમની દ્રઢ સમજુતી છે. તેમજ લોકો મોટે ભાગે વનસ્પતિ આહારી છે. ઉંચા વર્ણના હિંદુઓ, જેઓ પીળા તાંતણાં (જનોઈ) પહેરે છે તેઓ તો માંસને અડતા પણ નથી" (ઇલીયટ ગ્રં. ૧ : પૃ. ૯.)

(૨)

## જ્ઞાતિ બંધારણનો ઉદય

જ્ઞાતિ બંધારણ પૂર્વે બ્રાહ્મણોમાં શાકાહારી તથા માંસાહારીના ભેદ પડયા હતા. શાકાહારી બ્રાહ્મણો દ્રાવિડ પથકના તથા માંસાહારી બ્રાહ્મણો ગૌડ સારસ્વત પથકના કહેવાતા હતા. ત્યારબાદ

બ્રાહ્મણાદિ સર્વ વર્ણોની જ્ઞાતિઓ સ્થપાવાની શરૂઆત ગુજરાતમાં મૂળરાજ સોલંકીના વખતથી થઈ.

મૂળરાજે ગુજરાતમાં સોલંકી સત્તા સ્થાપી એ દેશના નવસર્જનનું મંડાણ કર્યું. ધીમે ધીમે આજુબાજુનો કેટલોક પ્રદેશ જીતી ને તેણે ગુજરાતની સિમા વધારવા માંડી. મૂળરાજે સૈન્ય વગેરેનો બંદોબસ્ત કરી એ દેશને સુરક્ષિત બનાવ્યો, આથી શ્રીમાલ, ચંદ્રાવતી વગેરે નગરોની પ્રજા ત્યાં આવીને વસવા લાગી. કેટલાક સમય પછી તો શ્રીમાલની સંપૂર્ણ આબાદી પણ ગુજરાતમાં આવી ને તેથી ગુજરાત વધુ આબાદ થયું.

મૂળરાજે મારવાડમાં આવેલા અહિછત્રપુર ઉર્ફે નાગોરથી (વી. સં. ૧૦૦૫માં) કેટલાક વિદ્વાન તથા શાસ્ત્રજ્ઞ દ્રાવિડા પથકના બ્રાહ્મણોને તેડી ગુજરાતમાં વસાવ્યા, ને તેમને જમિન-જાગીર આપી.

ત્યારબાદ ભીમદેવે (વીક્રમ સં. ૧૦૮૬) કે બીજા મતે સિદ્ધરાજ જયસિંહે ઉત્તર હિંદમાં આવેલા અયોધ્યા પ્રાંતમાંથી કેટલાક શાકાહારી બ્રાહ્મણોને બોલાવી ગુજરાતમાં વસાવ્યા ને એમને પણ નિર્વાહ તથા ધાર્મિક કાર્યોના ખરચ માટે જમિન-જાગીરો આપવામાં આવી.

ગુજરાત બહારના પ્રદેશોમાંથી આવેલા આ બ્રાહ્મણોએ પોતાની સંસ્કૃતિ ત્યાંના બીજા બ્રાહ્મણોની સંસ્કૃતિથી ભિન્ન હોવાને કારણે રોટી-બેટી વ્યવહાર પોતાનામાંજ શરૂ કર્યો. વખત જતાં તેમના બંધારણ ઘડાયા અને જથ્થા બંધાયા. આવા જથ્થાઓ પાછળથી જ્ઞાતિઓના નામે પ્રસિદ્ધ થયા.

તેઓમાં જેઓ નાગોરથી આવ્યા હતા તેઓની જ્ઞાતિનું નામ નાગર થયું; અને અયોધ્યાથી આવેલા બ્રાહ્મણોની જ્ઞાતિનું નામ ઔદિચ્ય થયું.

જ્ઞાતિ બંધારણના ઇતિહાસમાં દેશભરમાં સૌ પ્રથમ બ્રાહ્મણોની આ બે-નાગર તથા ઔદિચ્ય જ્ઞાતિઓ થઈ. આ સમય પછીના સો

દોઢસો વરસ દરમિયાન રાયકવાડ (કાયસ્થ), શ્રીમાલી, પોરવાલ, ઓસવાલ, લાડ, મોઢ, વગેરે અનેક જ્ઞાતિઓ બંધાઈ ચુકી.

એ પ્રમાણે આ સમય દરમિયાનજ જુના ચાર વર્ણોના જ્ઞાતિરૂપ પેટા વિભાગો બંધાવા માંડયા છે. (ગુજરાતનો મધ્યકાલિન રાજપુત ઇતિહાસ ભા. ૧ લો.)

(૩)

## જૈન ધર્મનો પ્રભાવ

ગુજરાતમાં ચાવડા રાજાઓના અમલ બાદ સોલંકીઓનો રાજ અમલ થતાં રાજકારોબારમાં જૈન મંત્રીઓના અધિકારો કાયમ રહ્યા: ઉપરાંત સોલંકી રાજાઓ પણ સર્વધર્મસહિષ્ણુ તથા સત્ય ધર્મ પ્રત્યે માન ધરાવનારા હોવાથી ગુજરાતમાં જૈન ધર્મ ટકી રહ્યો–સિવાય દિવસે દિવસે તે વધુ બળ પામતો ગયો. વળી તે તરફના જૈન યતિઓનો પ્રભાવ પણ આ સમય દરમિયાન ગુજરાત પર વિશેષ રહ્યો, અને તેથીજ પાછળથી ગુજરાત જૈનમય બની શકયું હતું.

મૂળરાજ નરેશના સમયમાં કેટલાક પ્રભાવશાળી અને વિદ્વાન યતિઓ વિદ્યમાન હતા. રાજ ગચ્છના પ્રદ્યુમ્નસુરિએ સપાદલક્ષના ચૌહાણ રાજા તથા ત્રીભુવનગિરિના રાજાને પ્રતિબોધી જૈન કર્યા હતા. તેમજ ધનેશ્વરસુરિ નામના યતિ ધારાના મુંજ તથા મંડોવરના પ્રતિહાર રાજા કક્કના ગુરૂ હતા.

મૂળરાજના પુત્ર ચામુંડના વખતમાં વીરગણી નામના સાધુનો આચાર્યપદનો મહોત્સવ ચામુંડે મોટા આડંબરથી કર્યો; અને તે સુરિએ મંતરીને વાસક્ષેપ રાજાને આપ્યો. કે જે રાજાએ જળમાં મીલાવી રાણીઓને સ્નાન કરાવવાથી રાજાને ઘેર વલ્લભરાજ આદિ સંતાનોની વૃદ્ધિ થઈ. ચામુંડને વલ્લભરાજ, દુર્લભરાજ અને નાગરાજ નામના ત્રણ પુત્રો હતા. ચામુંડ પછી અનુક્રમે વલ્લભરાજ અને દુર્લ્લભરાજ પાટણની ગાદીએ બેઠા.

(૪)

## દુર્લભરાજનો ન્યાય અને ક્ષત્રિય (ખરતર) ગચ્છનો ઉદ્ભવ

વનરાજના બાલ્યપણમાં તેના ખરાબ સંજોગોમાં નાગેન્દ્ર ગચ્છના એક ચૈત્યવાસી દેવચંદ્રસુરિ ઉર્ફે શીલગુણસુરિએ તેને પોષ્યો હતો અને બાદ તેનો પંચાસરમાં રાજ્યાભિષેક કર્યો હતો. આથી પોતાના વિપરિત સંજોગોમાં આશ્રય આપી પોષણ કરનાર યતિના ઉપકારના બદલામાં વનરાજે તેમની પાસે જૈન ધર્મ સ્વિકાર્યો અને પંચાસરા પાર્શ્વનાથની પાટણમાં પ્રતિષ્ઠા કરી. ઉપરાંત સંપ્રદાય વિરોધના ભયથી "પાટણમાં ફક્ત ચૈત્યવાસી સાધુઓએજ રહેવું, અને બીજા શ્વેતાંબર ચૈત્યબાહ્ય સાધુઓએ ત્યાં રહેવું નહિ." એવો તેમને વનરાજે કાયમનો લેખ કરી આપ્યો.

આવી રીતે વનરાજે ચૈત્યવાસી સંપ્રદાયના યતિ પાસે જૈન ધર્મ સ્વિકાર્યો હતો અને તેની પછીના કેટલાક ચાવડા સરદારો પણ જૈન ધર્મ પાળતા હતા અને ચૈત્યવાસી યતિઓના અનુયાયી હતા. ઉક્ત ચાવડા રાજપુતોના તે વખતે કુલગુરૂ (કુલગોર) પણ ઉક્ત ચૈત્યવાસી યતિઓ હતા. આ સંબંધી એક પ્રાચિન કવિત પણ છે કેઃ—

> " શિશોદીયા સાંડેસરા, ચોદિશિયા ચૌહાણ;
> ચૈત્યવાસિયા ચાવડા, કુલગુરૂ એહ વખાણ."

ભાવાર્થઃ—શિશોદીયા રાજપુતો સાંડેસરા ગચ્છના અનુયાયી હતા; ચૌહાણો ચૌદિશિયા ગચ્છના અને ચાવડાઓ ચૈત્યવાસી સંપ્રદાયના અનુયાયી હતા; તેમજ ચાવડાઓના કુલગુરૂ પણ ચૈત્યવાસી જૈન યતિઓ હતા.

વનરાજના સમયથી પાટણમાં ચૈત્યવાસી યતિઓજ રહેતા;

ચૈત્યબાહ્ય શ્વેતાંબર મુનિઓને રહેવાની કે ઉતરવાની મના હતી, અને તેથી અન્ય મુનિઓ પાટણમાં આવી શકતા ન હતા.

દુર્લભરાજ પાટણની ગાદીએ આવતાં એના સમયમાં એક અસરકારક ઘટના બની. એકદા બે સુવિહિત મુનિઓ નામે શ્રી જિનેશ્વરસુરિ તથા શ્રી બુદ્ધિસાગરસુરિ પાટણમાં આવ્યા. તેમને ચૈત્યવાસીઓને લીધે ઉતરવાને કયાંય જગ્યા ન મળી. આથી તેઓ ત્યાંના રાજપુરોહિત સોમદેવને ત્યાં આવ્યા, અને કહેવા લાગ્યા:

"વેદ અને જૈનાગમનો અર્થ સારી રીતે જાણીને અમે દયામાં અધિક એવા જૈન ધર્મનો સ્વિકાર કર્યો છે."

પુરોહિતે તેમને પૂછ્યું: "તમે કયાં ઉત્ર્યા છો?"

તેમણે ઉત્તર આપ્યો: "અહિં ચૈત્યવાસીઓને લીધે અમને કોઇ જગ્યાએ ઉતારો મળતો નથી."

આ સાંભળી નિર્મળ મનવાળા પુરોહિતે તેમના નિવાસ માટે પોતાના પ્રાસાદનો ઉપરનો ભાગ કાઢી આપ્યો, અને તેમને માટે શુદ્ધ આહારની યોજના કરી. બપોરે પુરોહિતે બધા વિદ્વાનોને પોતાને ઘેર બોલાવ્યા, પુરોહિતના આમંત્રણથી બધા વિદ્વાનો તેમને ત્યાં આવી લાગ્યા. સભાની સભામાં ચાલે તેમ વિધવિનોદ ચાલી રહ્યો હતો: એવામાં ચૈત્યવાસીઓ ત્યાં આવી ચડયા. તેમણે આવીને જણાવ્યું:

"તમે જલ્દી નગર બહાર ચાલ્યા જાવ; ચૈત્યબાહ્ય શ્વેતાંબરોને અહિં સ્થાન નથી." ચૈત્યવાસીઓએ આ વાત રાજા પાસે પણ રજુ કરી.

પુરોહિતે આથી રાજાને જણાવ્યું: "એ બે મુનિઓને, તેમના પક્ષમાં સ્થાન ન મળવાથી ગુણગ્રાહકતાને લીધે મેં નિવાસ આપ્યો છે. આ બાબતમાં મારી ગફલત થઇ હોય તો આપ મને ઉચિત દંડ કરો.

ચૈત્યવાસીઓએ પોતાનો હક્ક (પટ્ટો) રજુ કર્યો. શ્રી જિનેશ્વર-

સુરિએ રાજસભામાંના તેજ રાજાના સરસ્વતી ભંડારમાંના જૈન મુનિઓના આચાર–સ્વરૂપ દાખવતું 'દશવૈકાલિક સુત્ર' મંગાવી, 'ચૈત્યવાસીઓનો આચાર તે શુદ્ધ મુનિ આચાર નથી અને પોતે જે ઉગ્ર અને કઠિન આચાર પાળે છે તેજ શાસ્ત્રસંમત છે' એમ બતાવી આપ્યું.

ગુર્જરપતિ શ્રી દુર્લ્લભરાજે જિનેશ્વરસુરિનો શુદ્ધ મુનિ આચાર તથા સ્વ ક્ષત્રિય–કુળને દીપાવનાર તેમનું ઉમદા ચારિત્ર્ય તથા અડગ ત્યાગવૃતિ જોઇ તેમની ઉપર્યુક્ત યોગ્યતા અનુસાર તેમને ક્ષત્રા (ક્ષત્રિય) નું બિરૂદ આપ્યું. (ક્ષત્રાનું પાછળથી પ્રાકૃતમાં અપભ્રંશ થઈ 'ખરતર' થયું છે.) અને 'એ એ મુનિઓને નગરમાં રહેવા દેવા' એવો નિર્ણય આપ્યો.

પુરોહિતે તેમને માટે નિવાસભૂમિની માંગણી કરી. એવામાં જ્ઞાનદેવ નામે શૈવાચાર્ય (શૈવ પંડિત) ત્યાં આવ્યા. રાજાએ તેમનો સત્કાર કરી, તેમને આસન આપ્યું. રાજાએ તેમને એ મુનિઓના ઉપાશ્રય માટે જમિન આપવા કહ્યું.

શૈવાચાર્ય જ્ઞાનદેવે જણાવ્યું: " નિષ્પાપ ગુણીજનોની તમે અવશ્ય પુજા કરો; અમારા ઉપદેશનું એજ ફળ છે. બાલભાવનો ત્યાગ કરી પરમ પદમાં સ્થિર થનાર 'શિવ' એજ 'જિન' છે; દર્શન (ધર્મ)માં ભેદ રાખવો એ મિથ્યામતિનું લક્ષણ છે." તેમણે પુરોહિતને તે મુનિઓના ઉપાશ્રય માટે જમિન કાઢી આપી, અને સ્વપક્ષ તથા પરપક્ષથી થતા સમસ્ત વિઘ્નનું નિવારણ કરવા વચન આપ્યું.

શ્રી દુર્લ્લભરાજે ત્યારબાદ શ્રી જિનેશ્વરસુરિ પાસે જૈન ધર્મ સ્વિકાર્યો. તતપશ્ચાત્ ચૈત્યવાસીઓનું જોર નરમ પડતું ગયું. શુદ્ધ આચારવાળા મુનિઓનો પ્રવેશ વધતો ગયો અને તેમના પરથી ક્ષત્રા (ક્ષત્રિય કે ખરતર) ગચ્છની સ્થાપના થઇ. (વી. સં. ૧૦૮૪ લગભગમાં.)

ચૌહાણોનું નાંદોલ નગર પણ આ સમયે જૈન ધર્મથી શોભી રહ્યું હતું. ત્યાંના રાજાઓનો જૈન ધર્મ પ્રત્યે આદર હતો, અને ત્યાંના ઘણાં ક્ષત્રિયો જૈન ધર્મના અનુયાયી પણ હતા. દુર્લભરાજની પુત્રીનું વિવાહ સ્વયંવર દ્વારા ત્યાંના (નાંદોલના) ચૌહાણ રાજા મહેન્દ્રની સાથે થયું હતું.

દુર્લભરાજને પુત્ર ન હતો, તેથી તેના ભાઈ નાગરાજના પુત્ર ભિમદેવને ગાદી પર બેસાડી દુર્લભરાજ તથા નાગરાજે બાદ જિનેશ્વર-સુરિ પાસે દિક્ષા લીધી.

ભિમદેવ વી. સં. ૧૦૭૮માં ગાદીએ બેઠા. તે પણ જૈન ધર્મ પ્રત્યે માન ધરાવતો હતો. ભીમદેવના મામા નામે દ્રોણાચાર્ય તેમજ દ્રોણાચાર્યના શિષ્ય (સંસાર પક્ષે દ્રોણાચાર્યના ભત્રીજા) શુરાચાર્ય મુનિનો પણ ગુજરાતમાં સારો પ્રતાપ હતો સોલંકીની એક ખંડેલા શાખાનો મહાજન વિમલસિંહ, જે જૈન ધર્માનુયાયી હતો તે ભીમ-દેવનો દંડનાયક નીમાયો હતો. તે અતિ બહાદુર યોદ્ધો હતો. તેણે ભિમદેવની સત્તા ઘણી વધારી. તેની સહાયતાથી સૌરાષ્ટ્ર, મારવાડ, કચ્છ, લાટ ઈત્યાદિ દેશોના રાજાઓ ભિમદેવના સામંત થયા હતા. એ વિમલસિંહે ગુજરાતના તાબા હેઠળના રાજ્યોમાં જૈન ધર્મનો પ્રચાર કરવામાં ઘણી સહાયતા આપી.[1]

---

૧. વીમલસિંહને જૈન મુનિઓએ પોતાના ગ્રંથોમાં વીમલશાહ લખ્યા છે, તેમજ તેને પોરવાડ જ્ઞાતિનો જણાવ્યો છે: પરંતુ ખરી રીતે વિમલશાહ મહાજન (જ્ઞાતિનો) હતો. પોરવાડ જ્ઞાતિ તેના વસ્તુપાળ આદિ ઉત્તરાધિકારીઓના વખતમાં એટલે કે સં. ૧૨૦૦ લગભગમાં બની હતી. અને ચાલતી આવેલ પ્રણાલીકા મુજબ કોઈ જ્ઞાતિના પુરૂષનો ઇતિહાસ લખતી વખતે તેના પૂર્વ પુરૂષોને પણ તેજ જ્ઞાતિના જણાવવામાં આવે છે, એજ રીતે વિમલશાહને પણ પોરવાડ જ્ઞાતિનો જણાવ્યો છે.

# ખંડ ૩ જો : વિભાગ ૧ લો

## પ્રકરણ ૧ લું

---

### મારવાડ અથવા રાજપુતાના

**મારવાડ દેશની પ્રાચિન સ્થિતિ:**

પૂર્વે મારવાડ દેશ બીજા દેશો જેટલો વસેલો ન હતો–તેનો મોટો ભાગ ઉજ્જડ અર્થાત્ ઓસાડ હતો; તેમજ તેનું નામ તે વખતે મારવાડ ન હતું, પણ તેના જુદા જુદા પ્રદેશો–ઓસ, મરૂ, જંગલ, થલ, ગુર્જર, કિરાડુ (આબુની આસપાસનો પ્રદેશ), ધાટ દેશ, પારીક (પારકર) ઈત્યાદિ જુદા જુદા નામે ઓળખાતા હતા, તેમજ ત્યાં મોટા ભાગમાં મેર, ગુર્જર, કાઠી, મીણા, હુણ, વગેરે જંગલી જાતિના લોકો વસતા હતા, અને મોરી વંશના રાજાઓ રાજ્ય કરતા હતા.

આ વખતે કેટલાક બીજા પ્રાચિન ક્ષત્રિય વંશોના રાજ્યો

હિંદુસ્તાનના ઉત્તર ભાગમાં તથા દૂરના કાબુલ–કંદહાર, તાર્તરી દેશો સુધી આવેલા હતા. ત્યાં હુણોના તથા ત્યારબાદ ઇસ્લામ ધર્મની સ્થાપના થતાં મુસલમાનોના આક્રમણ થવાને લીધે તેમજ પોતાના ઈષ્ટ ધર્મના રક્ષણના હેતુથી ઉક્ત વંશોના ક્ષત્રિય રાજાઓ વિક્રમના સાતમા શતકથી આ તરફ આવ્યા, અને મારવાડ, સૌરાષ્ટ્ર તથા સિંધમાં પોતાના રાજ્યો સ્થાપ્યા. તેમણે ત્યાંથી જંગલી જાતિઓને નસાડી મુકી તે પ્રદેશોને સુરક્ષિત બનાવ્યા. આથી ધીમે ધીમે મારવાડ દેશની પણ આબાદી થવા લાગી.

હિંદમાં મુસલમાનોનું આગમન થતાં શ્રીમાલનગર પર સિંધના આરબોના હલ્લા થવા લાગ્યા. આથી તે પ્રદેશની પ્રજા ત્યાંથી ચાલી નીકળી અને આ તરફ મારવાડમાં આવી વસી. મારવાડમાં આ વખતે પ્રાચિન અને મોટામાં મોટું નગર મંડોવર હતું; અને તેજ આ પ્રદેશની શ્રીમાલ પછી બીજી રાજધાની હતી. બીજા નગરોમાં જાલોર, અહિછત્રપુર (નાગોર), સત્યપુર (સાંચોર) શાકંભરી (સાંભર), પાલી, ખેડ વગેરે મૂખ્ય હતા. ધીમે ધીમે આ પ્રદેશ પર પરમાર, ચૌહાણ, સોલંકી, પ્રતિહાર (પડિહાર), ગુહિલોત, ચાવડા, કછવાહા, રાઠોડ, ભટ્ટી, તુંવાર, ગૌડ વગેરે વંશોના સ્વતંત્ર રાજ્યો સ્થપાયા. આવીજ રીતે તેની આજુબાજુના પ્રદેશો પર પણ કેટલાક રાજપુતોના સ્વતંત્ર રાજ્યો સ્થપાઈ ગયા. આથી આ બધા રાજપુતોના રાજ્યોના સમુદાયનું નામ રાયથાન--રાજસ્થાન અને બાદ રાજપુતાના પડ્યું. આવી રીતે આ દેશનું નામ રાજપુતાના થયું.

શાહબુદ્દીન ઘોરીની ચઢાઈ પૂર્વે આ રજપુતાના દેશનો વિસ્તાર પશ્ચિમ સમુદ્ર (સિંધ)થી તે પૂર્વે બુંદેલખંડ સુધી તથા ઉત્તરે મુલતાન (પંજાબ) થી તે દક્ષિણે માલવા સુધીનો હતો.

## મારવાડ નામ કેમ પડયું ?

આ દેશનું આધુનિક મારવાડ નામ બારમા તેરમા શતકમાં

થયું છે. હાલ મારવાડના બે વિભાગ છે: નાની મારવાડ (જોધપુરના રાજ્યનો પ્રદેશ) અને મોટી મારવાડ (જયપુરના રાજ્યનો પ્રદેશ). પૂર્વે આ દેશની ઉત્તરે આવેલ જંગલ દેશ, જેનું મૂખ્ય નગર લખ્ખી જંગલ યા ભાટીનેર (ભટ્નેર) હતું એ ભાગનું નામ પૂર્વે મરૂભૂમિ હતું, તેમજ ધાટ (થરપારકર) દેશનું નામ મરૂસ્થળ હતું.

તેવીજ રીતે હાલમાં મારવાડને નામે ઓળખાતો પ્રદેશ રેતાળ તથા નિર્જળ હોવાને લીધે તેનું ઉક્ત નામ થયું હોય એમ પણ કહેવાય છે. કેટલાકોનું કહેવું છે કે, ગુજરાતમાં સોલંકીઓના રાજ્ય અમલ દરમિયાન ગુજરાત દેશ આબાદ થતાં સમૃદ્ધ બન્યો હતો. એ વખતે શ્રીમાલની વસતી ધીમે ધીમે ગુજરાતમાં આવી વસવા લાગી હતી, અને તેથી સં. ૧૨૦૩ માં શ્રીમાલનગર તદ્દન પડી ભાંગ્યું અને તે ત્યારબાદ ભિલ્લમાલ તથા ભિન્નમાલને નામે ઓળખાયું: એવીજ રીતે બારમા તેરમા સતકમાં મારવાડની વસતીનો મોટો ભાગ પણ ગુજરાત, માલવા વગેરે દેશોમાં ચાલી જતાં એ દેશ તદ્દન મૃત:પ્રાય જેવો અર્થાત્ ઓસાડ (ઉજ્જડ) બની રહ્યો અને તેથી આ સમસ્ત દેશનું નામ સ્પષ્ટપણે મરૂભૂમિ–મરૂધરદેશ–મારૂઆડ કે મારવાડ થયું.

ઉપરાંત પૂર્વે આ સમસ્ત પ્રદેશ પર મૌર્ય યા મોરી વંશનું રાજ્ય લાંબા કાળ સુધી રહ્યું હતું અને તેથી મૌર્ય કે મઉર ઉપરથી એ નામ પડયું હોય; યા પૂર્વે આ પ્રદેશ પર વસતી મેર, માલ, માડ વગેરે જાતીઓના નામ ઉપરથી એ દેશનું નામ મારવાડ પડયું હોય એમ પણ લાગે છે. કેટલાકોનું એમ પણ કહેવું છે કે, આ દેશમાં રાજપુતોની મોટી મોટી લડાઈઓ અથવા મારફાડ થતી રહેલ તે ઉપરથી મારવાડ નામ પડયું છે.

## આદિ ઓસવાલ જ્ઞાતિનુ ઉત્પતિ સ્થાન ઓસનગર:

ઓસવાલ જ્ઞાતિનું નામ જે નગરના કે પ્રદેશના નામ પરથી

પડયું છે તે ઓસવાડ પ્રદેશનું મુખ્ય નગર મારવાડમાં જોધપુરની ઉત્તરે પંદર ગાઉ પર આવેલું હતું. હાલ તે ઓસીયાના નામે ઓળખાય છે અને નાનું ગામડું છે. આ ગામ પ્રથમ મોટું નગર હતું અને તે ઉજ્જેનના મોરી (પરમાર વંશની શાખા) રાજા ભીમના એક પુત્રે (ઘણું કરીને પ્રથમ ભોજ) વીક્રમના સાતમા શતકમાં વસાવ્યું હતું. એ નગર ઓસાડ એટલે કે ઉજ્જડ પ્રદેશમાં વસ્યું તેથી એનું નામ ઓયસપુર અથવા ઓસનગર પડયું હતું, અને કચ્છના રણની સરહદ તથા નગરપારકર નજિકથી નીકળતી લુણી નદીના પશ્ચિમ કાંઠાથી તે ઠેઠ બિકાનેર (પ્રાચિન જાંગલુ દેશ) સુધીનો પ્રદેશ એ ઓસનગરના તાબા નીચે હતો તથા એ સમસ્ત ઓસાડ અથવા ઉજ્જડ પ્રદેશ ઓસવાડ (ઓસ પ્રાંત) ને નામે ઓળખાતો હતો. જેસલમેર જે સં. ૧૨૦૬ માં વસ્યું છે એ રાજ્યનો પૂર્વ તરફનો કેટલોક પ્રદેશ ઓસવાડ પ્રાંતમાં ગણાતો હતો. આ પ્રદેશ સં. ૧૫૦૦ સુધી કેટલાક નાના મોટા રાજપુત સરદારોની હકુમત હેઠળ હતો, જેઓમાંના કેટલાક સરદારો જૈન ધર્મનું અવલંબન કરતા હતા અને ઓસવાલ જ્ઞાતીની સ્થાપના થયા બાદ તેમાં દાખલ થઈ ગયેલા હતા.

પાછળથી પારકર તથા ઉમરકોટના સોઢાઓ તથા જેસલમેરના ભટ્ટીઓ તેમજ જોધપુરના રાઠોડોએ ઓસવાડ પ્રાંતનો પ્રદેશ ધીમે ધીમે લઈ લેતાં એ પ્રાંત પણ ઓસવાડ નામ સાથે ખતમ થયો હતો; પરંતુ માત્ર ઓસીયા ગામ એક પ્રગણા તરીકે રહેવા પામેલ અને જે મુજબ આજથી ત્રણસો વરસ પૂર્વ સુધી ઓસીયા ગામ પ્રગણું કહેવાતું હતું.

# પ્રકરણ ૨ જું

## પરમાર વંશ અને ઓસનગર

અણહિલપુર–પાટણની ગાદી ઉપર જ્યારે ભિમદેવ સોલંકી (પ્રથમ) હતો, ત્યારે આબુ–ચંદ્રાવતીની ગાદી પર ધનરાજ ઉર્ફે ધંધુક પરમાર હતો. તે ગુજરાતના રાજા ભિમદેવનો સામંત હતો–આજ સમયે માલવા દેશના ધારાનગરમાં ભોજ પરમાર નામે રાજા હતો. આબુનો રાજા ધનરાજ ભિમદેવનો પક્ષ છોડી આ ધારાના રાજા ભોજના પક્ષમાં ગયો. આથી ભિમદેવે વિમલસિંહ ( જેને જૈન લોકોએ વિમલશાહ બનાવી દીધેલ છે.) જે સોલંકી શાખાની ખંડેલા શાખાનો જૈન ધર્માનુયાયી ક્ષત્રિય મહાજન હતો, તેને પોતાનો પ્રધાન અધિકારી અર્થાત્ દંડનાયક નીમી સૈન્ય સહિત આબુ પર મોકલ્યો. વિમલસિંહ ત્યાંના રાજા ધંધુકને હરાવી ત્યાં પોતે 'રાણા' પદવી ધારણ કરી, અને ભિમદેવ તરફથી અમલ ચલાવવા લાગ્યો.

આ વખતે શ્રીમાલ પ્રાંત પણ આબુના પરમારોની સત્તા હેઠળ હતો, અને ધરણીવરાહનો એક પુત્ર નામે-બાહડ ત્યાંનો રાજકર્તા હતો. વંશાવળી–ધર્મદેવ: એના વંશમાં સિંધુરાજ–સં. ૯૦૦ લગભગમાં : ઉત્પલરાજ યા ઉપેન્દ્ર–જેણે મોરીઓ પાસેથી માલવા જીતી

ત્યા પરમાર વંશની સ્થાપના કરી : આરણ્યરાજ : કૃષ્ણરાજ : ધરણી-વરાહ–સં. ૧૦૪૦ લગભગમાં : આ ધરણીવરાહને મહિપાલ તથા બાહડ નામે પુત્રો થયા. મહિપાલ આબુની ગાદી પર બેઠો અને બાહડને શ્રીમાલ પ્રાંતનું રાજ્ય મળ્યું. (ઉપર્યુક્ત ધંધુક આ મહિ-પાલનો પુત્ર હતો)—વિમલસિંહે આબુ પછી શ્રીમાલ પર પણ ચઢાઈ કરી અને બાહડને હરાવ્યો. આથી બાહડ સત્યપુર ઉર્ફે સાંચોર તરફ આવ્યો. ત્યાંની અધિષ્ઠાતા સત્યા ઉર્ફે સચ્ચિયાય દેવી પ્રસન્ન થઈ અને તેના પ્રતાપે સાંચોરની ઉત્તર તરફનો કેટલોક પ્રદેશ તેને મળ્યો. બાહડે ત્યાં પોતાના નામે બાહડમેર નામે નગર વસાવ્યું; અને સત્યાદેવીને પોતાની કુળદેવી તરિકે સ્થાપી. (આ વખતથી મારવાડના થરપારકર–ગોલવાડ તથા થલીપ્રાંત તરફના પરમારોની સત્યા ઉર્ફે સચ્ચિયાય માતા કુળદેવી કહેવાઇ, અને આજે પણ પરમારોની કુળદેવી એજ છે.)

## બાહડમેરનું પતન:

વિક્રમની અગીઆરમી શતાબ્દીમાં ગીઝનીનો બાદશાહ મહમદ ગઝનવી હિંદુસ્તાનમાં દાખલ થયો. તે સિંધુ નદી ઉતરી માર્ગમાં ભાંગફોડ અને લુંટ કરતો આગળ વધ્યો. મહમદ મુલતાન અને ભટનેર થઈ સાંભરને માર્ગે શ્રીમાલનગરમાં આવ્યો. તેણે એ નગર લુંટયું અને ભાંગ્યું. નગરના લોકો આથી નાસવા લાગ્યા અને કેટલાક લોકો મહારાષ્ટ્ર તથા માલવા આદિ સુરક્ષિત દેશોમાં જતા રહ્યા.

શ્રીમાલનગરને લુંટીને મહમદ સોમનાથપટ્ટણ ગયો. ત્યાંથી કરોડોની લુંટ કરીને વળતી વખતે તે પાટણ આવ્યો. તેણે તેને લુંટયું અને ભાંગ્યું. ત્યાંનો રાજા ભિમદેવ સોલંકી બચાવ ન કરી શકવાથી તે કચ્છ (જે તે વખતે ગુજરાતનું સામંત રાજ્ય હતું )માં નાસી ગયો અને કંથકોટ ( વાગડ પ્રગણાંમાં )આશ્રયમાં લીધો. પાટણને લુંટીને મહમદે ત્યાં પોતાનો અધિકારી રાખ્યો અને તે પાછો ફર્યો.

વળતી વખતે મહમદ બાહડમેર તરફ આવ્યો અને તેણે બાહડમેર નગર લુંટયું. ત્યાંનો રાજા બાહડ આથી નાસી જઇને તે રાધનપુર પાસેના ગામ ઝાઝવામાં જઈ રહ્યો. બાહડને સોઢા, સાંખલા અને જેસંગ ઉર્ફે જયસિંહ નામે ત્રણ પુત્રો હતા. તેઓ ભૂમિની શોધ માટે ત્યાંથી ચાલી નીકળ્યા.

સોઢો સિંધમાં ગયો ( સિંધ તે વખતે મારવાડમાં ગણાતું હતું.) જેને ત્યાંના સુમરાઓએ રાતાકોટ ગામ આપ્યું. અને ફરી જામ તમાઇચીએ તેને રાતાકોટથી ચૌદ ગાઉ દૂરનું ઉમરકોટ ગામ આપ્યું. આ સોઢા નામના પુરુષથી પરમાર વંશની એક સોઢા શાખા થઈ.

બાહડના બીજા પુત્રો સાંખલા અને જયસિંહ મારવાડ તરફ ગયા અને મેડતા આવ્યા. સાંખલાને મેડતાના પડિહારોએ વાઘોરીયા ગામ આપ્યું. આ સાંખલાથી પરમારની સાંખલા શાખા થઈ. (પુનઃ એ શાખામાંથી રૂણેચા તથા જાંગલવા શાખાઓ થઈ.) અને જયસિંહને પડિહારોએ મંડોવર તાબાનું ઓયસપુર ઉર્ફે ઓસનગર ગામ આપ્યું.[1]

---

૧. મંડોવરના પ્રતિહારોને કનોજમાં મહારાજ્ય થતાં મારવાડના પ્રતિહારોના રાજ્યનું પાટનગર મંડોવરને બદલે મેડતા થયું હતું, અને મંડોવર નગર મેડતાના પ્રાંત તરીકે હતો. જ્યાં પુનઃ સંવત ૧૨૦૦ લગભગમા નાહરરાવ પ્રતિહારે પોતાનો અધિકાર સ્થાપ્યો હતો.

પ્રતિહાર વંશ રઘુવંશી ક્ષત્રિય વંશની શાખા હોવાનું કહેવાય છે. એ વંશ મૂળ પરમાર વંશની શાખા હોય અને પરમાર વંશ રઘુવંશ યા સૂર્યવંશમાંથી નીકળેલો હોય એમ પણ લાગે છે. અને આબુના પરમારોના મૂળ પુરૂષ ધર્મદેવે આબુમાં રાજ્ય સ્થાપ્યું ત્યારબાદ તેના કોઈ પુરિહાર નામના ઉતરાધિકારીએ આઠમી શતાબ્દીમાં મંડોવર ( જોધપુરથી ત્રણ ગાઉ પર છે. ) નું રાજ્ય પ્રાપ્ત કર્યું હોય અને ત્યાં પોતાના નામથી પડિહાર (પ્રતિહાર પડિહારનું સંસ્કૃત રૂપ છે ) વંશની સ્થાપના કરી હોય એમ પણ માની શકાય છે. ઈતિહાસકારો આ પ્રતિહાર વંશની ઉત્પતિ તદ્દન જુદીજ

## શ્રીમાલ તથા આબુ અને જૈનોનું પ્રભુત્વ.

પાછળ જણાવ્યું તેમ વિમલસિંહે ચંદ્રાવતી તેમજ શ્રીમાલપ્રાંત પરમારોના અધિકારમાંથી લઈ લીધા અને કેટલોક સમય સુધી ત્યાં ભીમદેવના વતી પોતે અમલ ચલાવવા લાગ્યો હતો. એ જૈન ધર્માનુયાયી હતો તથા બૃહત ખરતર ગચ્છના પ્રમુખ આચાર્ય શ્રી વર્ધમાન સુરિનો શિષ્ય હતો. તેણે એ આચાર્યના ખાસ ઉપદેશથી આબુ પર શ્રી ઋષભદેવજીનું મંદિર બંધાવ્યું (આ વિખ્યાત મંદિર વિમલવસહી નામે પ્રસિદ્ધ છે.) અને તેની એ આચાર્યના હસ્તે વીક્રમ સં. ૧૦૮૮માં) પ્રતિષ્ઠા કરાવી. આ સમય દરમિયાન જૈનોને આ તરફ ખૂબ મહત્ત્વ મળવા લાગ્યું અને તેથી પાટણ આદિ ગુજરાતના જુદા જુદા ગામોમાંથી અનેક જૈનો ત્યાં આવી લાગ્યા અને ત્યાંનો વ્યાપાર તથા મૂખ્ય દરબારી હોદ્દા પોતાના હાથમાં લીધા.

આવી રીતે ત્યાં જૈનોજ મૂખ્યત્વે કરતાકારવતા થયા હતા. જૈનોની આ જાહેજલાલી તથા સત્તાએ વખત જતાં શૈવ મતના બ્રાહ્મણ, ક્ષત્રિયાદિ લોકોમાં અસંતોષ ઉત્પન્ન કર્યો હતો; અને તેથી જે બ્રાહ્મણો તથા ક્ષત્રિયાદી લોકો જૈન ધર્માનુયાયી નહિ હતા તેઓમાંથી કેટલાક લોકો ત્યાંથી ચાલી નીકળ્યા અને બીજા દેશો તરફ જવા લાગ્યા.

---

રીતે બતાવે છે, પરંતુ ખરી રીતે તે પરમાર વંશમાથી નીકળેલ તેની એક શાખા છે.—લેખક.

પ્રતિહાર વંશની અગીઆરમા શતક સુધી મારવાડના મોટા ભાગ ઉપર સતા હતી. આ વંશમાં નવમી શતાબ્દીમાં થયેલા નાગભટ્ટ તથા વત્સરાજ કે જેનું બિરૂદ 'મહારાજાધિરાજ પરમેશ્વર' હતું તે જાલોરનગરમાં સં. ૮૦૦થી ૮૫૦ પર્યંત રાજ કરતો હતો. સં. ૧૧૦૦ લગભગમા ચંદ્રદેવ રાઠોડે કનોજનું રાજ્ય જીતી લીધું. ત્યારબાદ પડિહારોની પડતીની શરૂઆત થઇ હતી. અને ધીમે ધીમે મારવાડની તેમની ભૂમિ પણ અન્ય વંશોના હાથમા જવા લાગી હતી.

**ઓસનગર અને શ્રીમાલના લોકો:**

ચંદ્રાવતીના બ્રાહ્મણ, ક્ષત્રિયાદિ હજારો લોકો માલવા તરફ જતા રહ્યા અને શ્રીમાલ પ્રાંત (પ્રાચિન ગુર્જર દેશ)માંથી અઢાર હજાર કુટુંબો, કે જેમાં પાંચ હજાર બ્રાહ્મણો હતા અને બાકીના ક્ષત્રિયાદિ જાતિના લોકો હતા–તેઓએ એ પ્રાંતનો ત્યાગ કરી સર્વ મારવાડમાં મંડોવર તરફ આવ્યા. આ સંબંધી એક પ્રાચિન સંસ્કૃત કવિત પણ છે:—

> ' ततो भीनमालात अष्टादश कुटम्ब आगत ।
> द्वादश जोजन नगरो जाता ॥ "

**ભાવાર્થ**:—આથી શ્રીમાલ પ્રાંતમાંથી અઢાર હજાર કુટુંબો નીકળી ત્યાંથી અડતાલીસ ગાઉ પર આવેલા નગર તરફ જવા લાગ્યા.

શ્રીમાલ પ્રાંતમાંથી આવેલા આ લોકોને ઓયસપુરના રાજા જયસિંહે પોતાના પ્રદેશમાં વસાવ્યા. ટુંક સમયમાં અહીં જુના તેમજ નવા કેટલાક ગામો વસી ગયા. આવેલા લોકોમાં જેઓ ક્ષત્રિયો હતા તેઓ ઓયસપુરથી ત્રણ ગાઉ પર ક્ષત્રિયપુરા નામે ગામ વસાવી ત્યાં રહ્યા (હાલ આ ગામ ખેતાર કે ખત્રીપુરાને નામે ઓળખાય છે.) ને તેમને જયસિંહે સૈન્ય આદિ મૂખ્ય ખાતાઓમાં રાખી લીધા. ત્રણ ગાઉ પર બીજી તરફ બ્રાહ્મણોએ પંડિતપુરા નામે ગામ વસાવીને તેઓ ત્યાં રહ્યા. આ બ્રાહ્મણો શ્રીમાલ પ્રાંતના ભવ્યજકપુર નામે એક ગામમાંથી આવેલા તેથી ભોજક નામે ઓળખાવા લાગ્યા; ૭ ગાઉ પર તીવરી ગામ; દસ ગાઉ પર ઘટીયાલા: બાર ગાઉ પર લોહાવટ: ઉપરાંત તાતહર (હાલનું તાંતુવાસ) વગેરે ગામો વસી ગયા. ઉપરાંત ચંદ્રાવતીમાંથી પણ કેટલાક ક્ષત્રિયો આવ્યા હતા, જેઓ પરમાર કુળના હતા તથા ચંડાવલીઆ નામે ઓળખાતા

હતા તેઓએ ત્યાં ચંડાવલીયા નામે ગામ વસાવ્યું:[1] શ્રીમાલ પ્રાંતમાંથી ચાવડા (પરમાર કુળની શાખા) રાજપુતો આવ્યા તેઓમાંના એક પુરૂષે ત્યાં ડેઢીઆ નામે ગામ વસાવ્યું:[2] સિવાય રોહણા, વુરવટા વગેરે બીજા પણ ધીમે ધીમે અનેક ગામો ત્યાં વસી ગયા.

આ વખતે, જે પ્રદેશમાં ઓયસપુર આવેલ તે ઓસવાડ પ્રદેશમાં પરમાર, ગેહલોત, ચૌહાણ, ચાવડા, સોલંકી, ભટ્ટી, યાદવ, પ્રતિહાર (પડિહાર), ઝાલા, મકવાણા, દૈયા, ગૌડ ઈત્યાદિ કુળના ક્ષત્રિય સરદારોની ભૂમિઓ (ગામો) આવેલી હતી. એ સરદારો ઠાકોરનું પદ ધારણ કરતા હતા.

---

૧. પાછળથી આનું અપભ્રંશ થઈ ચંડાલીયા નામ થયું, અને ત્યના ક્ષત્રિયો કે જેઓ પાછળથી ઓસવાલ જ્ઞાતિમાં આવ્યા હતા તેઓની આ નામ ઉપરથી ચંડાલીયા ઓળખ થઇ છે.

૨. પાછળથી મારવાડી ભાષાના ઉચ્ચાર ભેદથી ડે નો ઢે થઇ ગામનું નામ ઢેઢીયા થયું- આ મુજબ ઓસવાલોમાં આ ગામ ઉપરથી ડેઢીયા અને ઢેઢીયા એ બંને ઓળખો થઇ છે; જે હાલ પણ તેઓમાં છે. કેટલાક ઢેઢીયા શાખાના ઓસવાલો પાછળથી વૈષ્ણવ જ્ઞાતિઓમાં જતા તે જ્ઞાતિઓમાં પણ આ ઢેઢીયા શાખા થઇ છે. ઢેઢીયા શાખા રાજપુત જ્ઞાતિમાં પણ છે-એ કુટુંબના કેટલાક લોકો ઓસવાલ જ્ઞાતિમાં ન ભળ્યા અને રાજપુતની જ્ઞાતિમાંજ રહેલ.

# પ્રકરણ ૩ જુ

## ઓસનગરમાં જૈન ધર્મનો ઉદ્યોત-એક ચમત્કારિ ઘટના

આ સમય સુધી ઓસનગર તથા તેની આસપાસના પ્રદેશોમાં જૈન ધર્મનો ખાસ પ્રચાર ન હતો. રાજા તથા બ્રાહ્મણ–ક્ષત્રિયાદિ સર્વ લોકો મોટે ભાગે શૈવમતાનુયાયી તેમજ બીજા નાસ્તિક યા વામ માર્ગના (કુળાપંથી) મતના તથા દેવી ઉપાસક ( ચામુંડા, મહામાયા, જોગમાયા, ઓસિયા ઇ. દેવીઓને માનનારા) હતા ને તેઓ મધમાંસાદિ દુષ્ટ બદિઓમાં સપડાયલા હતા.

આ સમયમાં બૌધ ધર્મનો ભારત દેશમાંથી અંત આવ્યો હતો, છતાં તેની અસર બીજી રીતે પણ ચાલુ રહી હતી. એ બૌદ્ધ ધર્મની એક મહાયાન શાખા, જે ભ્રષ્ટાચારને પંથે વળી ચૂકી હતી

---

૧. વામમાર્ગમાથી શાક્ત અર્થાત માતાપથ, ભૈરવી ચક્ર, કાંચળીઆ પંથ, પચમકાર, વગેરે કેટલીક શાખાઓ નીકળી છે. આ પંથોમાં જાતિ પાંતિના અને ગમ્ય અગમ્યના કોઈ ભેદભાવ નથી. તેઓમાં કપાલી, રાખોડી (ભસ્મ લગાવનાર), જોગી, નાથ, કૌતિક અને બાહ્ય એ ફિરકા છે. આ મતના લોકો સ્વર્ગ-નરક-જીવ-પુણ્ય અને પાપ વગેરે કંઈ પણ માનતા નથી; પરંતુ ચાતુર્ભોતિક શરીર માને છે. આ મતના લોકો મધમાસનું સેવન કરે છે અને કામ સેવન તથા મોજ વિલાસ સિવાય બીજો કોઈ ધર્મ માનતા નથી.

અને જેણે બૌદ્ધ ધર્મને એ કારણથી આ દેશમાંથી રૂખસદ અપાવી હતી, તેણે વામમાર્ગને જન્મ આપ્યો હતો. આ વામમાર્ગે લોકોનું નૈતિક જીવન તદ્દન બગાડી નાખ્યું હતું.

અધર્મના અખાડા ચલાવતા તેમજ મધમાંસ તથા વ્યભિચારનો પ્રચાર કરતા આ પંથે તો ઈશ્વરનો તથા સભ્યતાનો પણ ખૂલ્લો વિરોધ કર્યો હતો, અને પોતાના એ મતના મૂળ ઉંડા રોપ્યા હતા. આ જંગલી મત ગુપ્ત રીતે ચાલતો હોવા છતાં લાખો લોકો તેના અનુયાયી હતા. આ પંથનો આ સમય દરમિયાન ઉત્તર હિન્દ, મારવાડ તથા સિંધમાં ખૂબ પ્રચાર હતો. આ વામમાર્ગમાં ખાસ કરીને શુદ્રો મોટી સંખ્યામાં સપડાયલા હતા–સિવાય ક્ષત્રિયોનો પણ કેટલોક ભાગ એ પંથની અસરમાંથી બાકાત રહી શકયો ન હતો.

આવીજ રીતે આ વામમાર્ગનો ઓસનગર તથા તેની આસપાસના પ્રદેશમાં પણ કેટલોક પ્રચાર હતો અને ત્યાંના ક્ષત્રિયાદિક લોકોનો કેટલોક ભાગ એ પંથમાં સપડાયલો હતો, અને જેથી ઉક્ત લોકોમાં મધ–માંસ તથા વ્યભિચારાદિ દુષ્ટ બદિઓએ પ્રવેશ કર્યો હતોઃ અર્થાત્ મિથ્યાત્વી મતોએ ત્યાંના ભોળા તથા અજ્ઞાન લોકોને પોતાના જડવાદી મતોમાં સપડાવ્યા હતા.

## શ્રી જિનદત્તસુરિજી [1]

અનેક લબ્ધિસંયુત, સકલગુણાગાર, વિધામંત્રાદિ ચમત્કાર

---

૧. શ્રી જિનદત્તસુરિજી વીક્રમની બારમી શતાબ્દીમાં ખરતર ગચ્છમાં થયા છે. તેઓ યુગપ્રધાન આચાર્ય હતા–જેઓ બડા દાદાજીના નામે જૈન સંઘમાં પ્રસિદ્ધ છે. એઓનું જન્મ વિક્રમ સંવત ૧૧૩૨ માંઃ દિક્ષા ૧૧૪૧માંઃ આચાર્યપદ ૧૧૬૯માં અને દેવલોક સં. ૧૨૧૧ના અસાઢ સુદી ૧૧ ના દિને અજમેર નગરમાં પામ્યા.

શ્રી જીનદતસુરિજી મહારાજે વિક્રમ સંવત ૧૧૭૦થી લઇને વીક્રમ સંવત ૧૨૧૦ સુધીમાં ૧,૩૦,૦૦૦ (એક લાખ ત્રીસ હજાર) ક્ષત્રિય રાજપુતોને પ્રતિ-

ભંડાર, શાન્ત દાન્ત, પૂર્ણ જીતેન્દ્રિય તથા આચાર્યના સમસ્ત સદ્ગુણોથી અલકૃંત એવા યુગપ્રધાન ક્ષત્રા (ખરતર) ગચ્છીય આચાર્ય શ્રી જિનદતસુરિજી મહારાજ કેટલાક શિષ્યો સાથે વિહાર કરતા એકદા આબુ પ્રદેશમાં આવેલા અચલગઢમાં પધાર્યા. ત્યાં તેમને જ્ઞાનથી જણાયું કે, મરૂધર (મારવાડ) દેશમાં દયામુલ સત્યધર્મના પ્રચારની ખાસ આવશ્યકતા છેઃ આથી તેઓ એક શિષ્યને સાથે રાખી ગ્રામાનુગ્રામ વિહાર કરતા કરતા ઓસનગરમાં આવી લાગ્યા; અને નગરની બહાર લુણી નદીના કિનારે આવેલ લુણાદ્રી નામે ટેકરી પરના એક દેવાલ્યમાં ઉતર્યા.

આ સમયે ઓસનગરમાં ઉવડ ઉર્ફે ઉત્પલદેવ પરમાર (બીજો) રાજ્ય કરતો હતો. તે શૈવોપાસક હતો. સુરિજીનો શિષ્ય નામે વીરધવલ આહાર લેવા માટે રોજ ઓસનગરમાં ગોચરીએ જતો હતો; પરંતુ જૈન મુનિઓને લેવા યોગ્ય શુદ્ધ આહાર તેને કોઈ પણ

---

બોધ્યા હતા. એના પ્રમાણરૂપ અનેક પ્રાચિન લેખો છેઃ જેઓમાનું એક નિમ્ન લિખિત પણ છે.

"ખડ ખડે ગામે, ઠામ ઠામે ભુપતિ પ્રતિબોધીયા;
ઈક લખ્ખી ઉપર સહસ તીસા, કલુમેં શ્રાવક કીયા;
પરચાં દેખાડયા, રોગ ઝાડયા લોક પાયલ સંત એ;
જિણદતસુરિ સૂરીસ સદગુરૂ સેવતાં સુખ સંતએ."

કનોજમાં રાઠોડ રાજાએ યુગપ્રધાન જૈનાચાર્ય શ્રી જિનદતસુરિજી મહારાજને કહ્યું હતું કે, "રાઠોડો આજથી લઈને જૈન ધર્મ નહિ પાળનારા પણ ક્ષત્રા (ખરતરા) ગચ્છવાળાઓને પોતાના ગુરૂ માનશે." એ રાઠોડ રાજા ઉપર આ મહારાજે ઉપકાર કર્યો હતો એ સમયનાં ઘણાં પ્રાચિન દુહા છે, જેમાંનો આ એક પ્રસિદ્ધ દુહો કે જેને પ્રાયઃ ઘણાં લોકો જાણે પણ છે તે આ છે:—

દુહો—"ગુરૂ ખરતર પ્રોહિત સેવડ, રોહિડિયો બારહ્ટ;
ઘરકો મંગત દે દડો, રાઠોડાં કુલ ભટ્ટ." (૧)

જગ્યાએથી મળતો ન હતો. કારણુ કે, એ નગરનો રાજા તથા લોકો શૈવમતાનુયાયી તથા બીજા વામમાર્ગી હતા, જેથી જૈન ધર્માનુયાયી સાધુ આદિને આહારાદિ આપવાની વિધિને એ લોકો જાણુતા ન હતા. આમ આહાર ન મલવાથી આ મુનિઓએ માસક્ષમણુ તપ આદરી દીધું; અને તપશ્ચર્યા પુરી થઈ ત્યારે તેઓએ ત્યાંથી વિહાર કરી જવાની તૈયારી કરી.

"આવા ઉત્તમ આચારવાળા એક ત્યાગી મુનિ મહાત્મા નગરની આટલી વસતીમાંથી એક મહિનાના ભુખ્યા વિદાય થાય છે." એવી વાત એ નગરના એક ઉદાર મનવાળા પુરુષે સાંભળી—અને 'આમ થાય એ યોગ્ય ન કહેવાય' એમ વીચારી તે આચાર્યશ્રી પાસે આવ્યો અને નમન આદિ શિષ્ટાચાર કરી તેમને કહ્યું કે, "હે મહારાજ! કંઈ ચમત્કાર હોય તો બતાવો."

પેલા પુરૂષનું ઉપર્યુક્ત વચન સાંભળી ગુરૂજીએ કહ્યું કે, "હે મહાશય! કારણુ વગર મુનિજન લબ્ધિનો ઉપયોગ નથી કરતા." આથી પ્રસ્તુત્ પુરૂષે પુનઃ આચાર્યશ્રીને કહ્યું કે, "હે મહારાજ! ધર્મના કાર્ય માટે મુનિજન તેમ કરી શકે છે—એમાં કંઇ પણુ દોષ નથી; અને આપ પણુ તે જાણોજ છો. છતાં પણુ જો આપ અહીં લબ્ધિને ફોરશો તો અવશ્ય બધાને લાભ થશેઃ કારણુ કે અહીંના લોકો દેવ દેવીઓની શુદ્ધ ભક્તિને બદલે નીતિવિહિન દુષ્ટ બદીઓ તથા હિંસાધર્મની વિધિઓમાં ફસેલા છે. જેઓમાંથી તેઓ મુક્ત થશે અને સભ્યતા, સદાચાર તથા સત્ય ધર્મને ગ્રહણુ કરી પોતાનો પરમ અને શ્રેષ્ઠ મનુષ્ય અવતાર સફળ કરશે.

ઉકત પુરૂષનું આ વચન સાંભળી સુરિજી મહારાજે તે પર વિચાર કર્યો તો તેમને તેનું ઉકત કથન સત્ય લાગ્યું. આથી લબ્ધિનો ઉપયોગ કરવો ઉચિત માની તેમણે પેલા પુરૂષ પાસેથી રૂની એક પુણી મંગાવી. તરતજ એ પુણીનો એક માયાવી પુણીયો

સર્પ (સાંપ) બની ગયો. એ સર્પે દરબારમાં જઈ ભરી સભામાં બેઠેલ રાજા ઉત્પલદેવ પરમારના કુંવર મહિપાલને ડંસી લીધો.[૧] આથી નાગ દેવતાના પ્રાણહારક વિષનો શરીરમાં પ્રભાવ થતાં જ યુવરાજ મુર્છિત થઈને ધરાશાયી થઈ ગયો.

સર્પના વિષના નિવારણ માટે રાજાએ મંત્ર-જંત્ર-તંત્ર તથા ઔષધ આદિક અનેક ઉપચારો કરાવ્યા; પરંતુ એ સર્વ ઉપચારોનું કાંઈપણ ઇષ્ટ પરિણામ ન થયું અને યુવરાજ સર્પના વિષની બાધાથી મુક્ત ન થઈ શકયો એટલે આથી અંતઃપુરમાં તથા સમસ્ત નગરમાં હાહાકાર વ્યાપી ગયો, અને પોતાના એક માત્ર ઉત્તરાધિકારી તથા વંશરક્ષક પુત્રને આવી રીતે અચાનક મૃત્યુના મુખમાં પડેલો જોઈને રાજાના શોકનો પરમાવધિ થઈ ગયો. બીજા પણ અનેક ઉપચારો કરવામાં આવ્યા; પરંતુ પરિણામ શુન્યમાં જ આવ્યું. અંતે રાજા આદિક પરિવારિક (કુટુંબી)જનો તથા રાજભક્ત નાગરિકો નિરૂપાય તથા નિરાશ થઈ ગયા, અને તેઓ યુવરાજને મરી ગએલો માનીને તેના મૃતદેહને યથાવિધિ અગ્નિસંસ્કાર માટે સ્મશાનભૂમિમાં લઈ જવા રવાના થયા.

---

૧. આ ઘટના માટે (૧) 'મહાજન વંશ મુક્તાવલી' મા યતિ શ્રી રામલાલજી લખે છે કે, રત્નપ્રભસુરિ એક શિષ્યની સાથે આવ્યા. ભિક્ષા ન મલવાથી ગૃહસ્થોની ઔષધી કરી ભિક્ષા લાવતા હતા. અને (૨) સેવક લોકો કહે છે કે, એ મુનિઓને ભિક્ષા ન મળવાથી અમારા પૂર્વજો (વડવાઓ) એ ભિક્ષા આપી હતી. (૩) ભાટ-ભોજકો કહે છે કે: તેમને ભિક્ષા ન મળવાથી આચાર્યશ્રીનો શિષ્ય જંગલમાંથી લાકડાં કાપી, ભારાં બનાવી, બજારમાં વેચી તેનું અનાજ લાવી રોટી બનાવી ખાતો. એવી રીતે કરવાથી એ શિષ્યના માથાના બાલ પણ ઉખડી ગયા. એકદા સુરિજીએ શિષ્યના માથા પર હાથ ફેરવ્યો તો બાલ નહીં જોયા. ત્યારે તેમણે પુછવાથી પેલા શિષ્યે બધી હકીકત સંભળાવી. જેથી સુરિજીએ એક રૂનો માયાવી સાપ બનાવી રાજાના પુત્રને ડંસાવ્યો. પછી પોતે તેનું વિષ (ઝેર) ઉતારી નગરના રાજપુત લોકોને જૈની બનાવ્યા.

જ્યારે તેઓ કુંવરની લાશને લઈને નગરના દ્વાર નજિક આવી લાગ્યા ત્યારે પ્રસ્તુત્ મુનિનો શિષ્ય વીરધવલ ત્યાં આવીને કહેવા લાગ્યો કે: "તમો આ જીવિત બાળકને આમ શા માટે લઇ જાઓ છો ?"-વગેરે કેટલીક વાતચીત બાદ તેણે કહ્યું કે, " અમારા ગુરૂદેવ મહા પ્રભાવશાળી તથા ચમત્કારી છે......જો તમો તેમની આજ્ઞા અનુસાર વર્તવાની હા પાડતા હો અને વચન આપો તો અમારા ગુરૂદેવ આ મૃત યુવરાજને નવિન જીવન સમર્પીને પુનરપિ સજીવન કરી બતાવવાનું સંપૂર્ણ સામર્થ્ય ધરાવે છે."

આ આશાદાયક શબ્દો સાંભળીને સર્વ જનોએ એકવાકયતાથી કહ્યું કે: "જો આપના ગુરૂદેવ અમારા યુવરાજશ્રીને સજીવન કરી બતાવશે, તો અમે તેમની સર્વ આજ્ઞાઓને તત્કાળ શિરોધાર્ય કરી લઈશું."

રાજાએ પોતે પણ ગુરૂદેવની આજ્ઞા અનુસાર વર્તવાનું વચન આપી દીધું. કારણ કે વિપત્તિગ્રસ્ત મનુષ્યો વિપત્તિના નિવારણ તથા ઇષ્ટ કાર્યની સિદ્ધિ માટે સર્વ પ્રકારની શર્તોને કોઇપણ પ્રકારના વિશેષ વિચાર તથા વિરોધ વિના સ્વીકારી લે છે, એ આ વિશ્વનો બહુધા પરાપૂર્વથી ચાલતો આવેલો અબાધ્ય નિયમ છે, અને એ રાજા તથા તેના રાજપુત નાગરિક લોકો એ નિયમના અપવાદરૂપ તો હતા જ નહિ એટલે તેમણે પ્રસ્તુત સુરિશિષ્યની એ સરતને તત્કાળ સ્વીકારી લીધી. અસ્તુ.

અંતે શિષ્યની સૂચના અનુસાર રાજા તથા તેના નાગરિક આદિ સર્વ લોકો યુવરાજના શબને ગુરૂજી પાસે લઈ આવ્યા. આથી રાજા આદિ આવેલા સર્વ લોકોને સંબોધીને ગંભીરતાથી સુરિજીએ કહ્યું કે:—

"જો તમો પોતાના કુટુંબો સહિત તમારા મિથ્યા ધર્મને સર્વથા ત્યજી દઈને સર્વજ્ઞના દર્શાવેલા દયામૂલક તથા અહિંસાપ્રધાન

ધર્મને અંગિકાર કરી લેવાની હા પાડતા હો, તો હું આ યુવરાજને ક્ષણમાત્રમાં જ જીવિત કરી દેવાને તૈયાર છું."

રાજા આદિક સર્વ લોકોએ સુરિજીના ઉક્ત કથનને હર્ષપૂર્વક સ્વીકારી લીધું. આ વખતે કેટલાક ક્ષત્રિયોએ ઉક્ત કથન મૂજબ પોતાનો ધર્મ ત્યાગવા આનાકાની કરી; પરંતુ આપી દીધેલા વચનને લીધે તથા રાજાના આગ્રહને લીધે અંતે તેઓએ એ વાતનો સ્વિકાર કરી લીધો. બસ પછી શું વાર હતી—સુરિજીએ તરત જ ઉક્ત માયાવી સાપને બોલાવી લીધો. સર્પે આવીને સુરિજીની આજ્ઞા અનુસાર યુવરાજના શરીરમાંથી વિષને ચૂસી લીધું અને પશ્ચાત્ તે તરત જ ત્યાંથી પ્રયાણ કરી ગયો.

શરીરમાં પ્રવેશેલા વિષનો લોપ થતાં યુવરાજ જાણે નિંદ્રામાંથી જાગૃત થયો હોય તેવી રીતે આળસ મરડીને બેઠો થઈ ગયો, અને પોતાની આસપાસ ચારે તરફ દ્રષ્ટિપાત કરીને આશ્ચર્યદર્શક ભાવથી કહેવા લાગ્યો કે, "તમો મને આ અરણ્યમાં શા માટે લઈ આવ્યા છો?"

સજીવન થયેલા યુવરાજના આ પ્રશ્નને સાંભળીને રાજા તથા અન્ય સર્વ લોકોના નેત્રોમાંથી સ્વાભાવિક જ પ્રેમાશ્રુની ધારા વહી નીકળી, અને તેમના હૃદયોમાં હર્ષ તથા આનંદના તરંગો ઉદ્ભવવા લાગ્યા.

રાજા ઉપલદેવ પરમારે સુરિજીને આથી મહા ચમત્કારિક મહાત્મા જાણીને આનંદ તથા વિસ્મયપૂર્વક પોતાના રાજમુકુટને મસ્તક પરથી ઉતારીને તેમના ચરણોમાં રાખી દીધો, અને પ્રાર્થના રૂપમાં કહેવા માંડ્યું કે:

"હે ગુરૂદેવ! આ સમસ્ત રાજ્ય, કોઠાર, ભંડાર તથા મારા પોતાના પ્રાણોને પણ મેં આપ શ્રીમાનના ચરણોમાં સમર્પી દીધેલાં

હોવાથી એ સર્વ વસ્તુઓ હવે આપ શ્રીમાનની જ છે-અર્થાત્ મારા આ રાજ્યને સ્વીકારી લઈને જો આપ મને ઋણમુક્ત કરી દેવાની ઉદારતા દર્શાવશો, તો આપ શ્રીમાનનો મારા પર મહૂદ ઉપકાર થશે !"

રાજાની એ પ્રાર્થનાને શાંતિપૂર્વક સાંભળી લઈને નિસ્પૃહ સુરિજી ગંભીરતાથી કહેવા લાગ્યા કેઃ—

"હે નરેન્દ્ર ! જ્યારે મેં મારા પિતાના રાજ્યનો પણ પરિત્યાગ કરી દીધો છે, તો હવે આ નરક આદિક અનેકવિધ દુઃખદાયક નવીન રાજ્યને હું સ્વીકારૂં એ ઘટના કદાપિ શકય તથા સંભવનીય હોઈ શકે ખરી કે ! અર્થાત્ તારા રાજ્ય આદિકની અમોને લેશમાત્ર પણ આવશ્યકતા નથી અને હોઈ શકે પણ નહિં-અમારો હવે જો કોઈ પણ વસ્તુ સાથે સંબંધ હોય તો તે કેવળ શ્રી વીતરાગ ભગવાનના કથેલા ધર્મ સાથે જ છેઃ સારાંશ કે, તું એક પરમ શ્રદ્ધાળુ પુરૂષ હોવાથી તને મારો માત્ર એટલો જ આદેશ છે કે તું શ્રી વીતરાગ ભગવાનના કથેલા સમ્યક્ત્વયુક્ત દયામૂલક ધર્મના સિદ્ધાંતોને સાંભળી તથા જાણી લે અને તે સિદ્ધાંતોને તેમની પરિક્ષા કરીને સ્વીકારી લે, કે જેથી આ ભવ તથા પરભવમાં તારૂં કલ્યાણ થાય અને તારા વંશજો પણ સદાને માટે અખંડ સૌખ્યને ભોગવતા રહેઃ મતલબ કહ્યું છે કેઃ—

**बुद्धेः फलं तत्त्वविचारणं च, देहस्य सारो व्रतधारणं च ।**
**अर्थस्य सारः किल पात्रदानं, वाचः फलं प्रीतिकरं नराणाम् ॥**

**અર્થાત્**—બુદ્ધિને પામવાનું ફળ-તત્વોનું વિચાર કરવું એ છે; મનુષ્ય શરીરને પામવાનું સાર (ફળ) વ્રતનું ધારણ કરવું એ છે; ધનને પ્રાપ્ત કરવાનું સાર સુપાત્રોને દાન દેવું એ છે; તથા વચન (વાચા) ને પામવાનું ફળ બધાથી પ્રીતી કરવી એ છે."

સુરિજીએ ત્યારબાદ રાજાને જૈન ધર્મના સિદ્ધાંતો કહી સમ-

જાવ્યા. અને કહ્યું કે: "શ્રી વીતરાગ સર્વજ્ઞે એ ધર્મના બે ભેદ કહ્યા છે—સાધુ ધર્મ અને શ્રાવક ધર્મ. એમાંથી સાધુ–ધર્મ એને કહે છે કે, સંસારનો ત્યાગી સાધુ પોતાના સર્વ વિરતિરૂપ પંચ-મહાવ્રતરૂપી કર્તવ્યોનું સંપૂર્ણ પાલન કરે.

"બીજો ભેદ શ્રાવક ધર્મ એટલે કે ગૃહસ્થ ધર્મ છે. આ ધર્મનું પાલન કરનાર ગૃહસ્થ કોઈકિ તો સમ્યક્ત્વી હોય છે; જેઓ નવ તત્વો પર યાથાતથ્ય રૂપથી શ્રદ્ધા રાખે છે; પાપને પાપ સમજે છે; પુણ્યને પુણ્ય સમજે છે; અને કુગુરૂ, કુદેવ તથા કુધર્મને નથી માનતા; પરંતુ સુગુરૂ, સુદેવ તથા સુધર્મને માને છે—અર્થાત્ અઢાર પ્રકારના દુષણોથી રહિત શ્રી વીતરાગદેવને દેવ માને છે અને ઉપર મૂજબના લક્ષણોથી યુક્ત ગુરૂઓને પોતાના ગુરૂ માને છે, તથા સર્વજ્ઞના કથેલા દયામૂલ ધર્મને માને છે. આ સમ્યક્ત્વી શ્રાવકના લક્ષણ છે. આ પહેલા દર્જાના શ્રાવક છે.

"બીજા પ્રકારના શ્રાવક એ છે કે, જેઓ સમ્યક્ત્વયુક્ત બાર વ્રતોનું પાલન કરે છે. એ બાર વ્રતો આ છે: સ્થુળ પ્રાણાતિપાત, સ્થુળમૃષાવાદ, સ્થુલ અદત્તાદાન, સ્થુલ મૈથુન, સ્થુલ પરિગ્રહ, દિશા પરિમાણ, ભોગોપભોગ વ્રત, અનર્થદંડ વ્રત, સામાયિક વ્રત, દેશાવકાશી વ્રત, પૌષધોપવાસ વ્રત તથા અતિથિ સંવિભાગ વ્રત.

"હે રાજેન્દ્ર! આ બાર વ્રતોનું સારાંશ સંક્ષેપમાં આપને સંભળાવું છું. ધ્યાનપૂર્વક સાંભળો. ઉપરોક્ત સાધુઓને માટે તો વીસ વીસવા દયા છે: અર્થાત્ ઉક્ત સાધુજન વીસ વીસવા (સંપૂર્ણ) દયાનું પાલન કરે છે; પરંતુ ગૃહસ્થથી તો કેવળ સવા વીસવા જ દયાનું પાલન કરવું બની શકે છે, જુઓ—

ગાથા—**जीवा सुहुमा थूला, संकप्पा आरंभा दुविहा ।**
**सवराह निरवराह, साविक्खा चेव निरविक्खा ॥ (१)**

**અર્થ**:—જગતમાં બે પ્રકારના જીવ છે—એક સ્થાવર અને

બીજા ત્રસ. એમાંથી સ્થાવરોના પુનઃ બે ભેદ છે—સુક્ષ્મ અને વાદર. એમાંથી જે સુક્ષ્મ જીવ છે એની તો હિંસા થતી જ નથીઃ કારણ કે અતિ સુક્ષ્મ જીવોના શરીરમાં બાહ્ય (બહાર) શસ્ત્ર આદિના ઘા નથી લાગતા, કેમકે શસ્ત્રોની ધારથી પણ એ જીવો સુક્ષ્મ હોય છે, એથી શસ્ત્રોની ધારની એમના પર અસર નથી થતી. પરંતુ અહિં સુક્ષ્મ શબ્દ, સ્થાવર જીવ—પૃથ્વી, પાણી, અગ્નિ, પવન અને વનસ્પતિરૂપ જે વાદર પાંચ સ્થાવર છે એનું વાચક છે. બીજા સ્થુળ જીવ છે, જે દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય ચતુરિન્દ્રિય તથા પંચેન્દ્રિય માનવામાં આવે છે. આ બે ભેદોમાં સર્વ જીવ આવી જાય છે.

"સાધુજન એ સર્વ જીવોની ત્રિકરણ શુદ્ધિથી (મન-વચન અને કાયાની શુદ્ધીથી) રક્ષા કરે છે, એ માટે સાધુને માટે વીસ વીસ્વા દયા છે; પરંતુ ગૃહસ્થ (શ્રાવક)થી પાંચ સ્થાવરની દયા નથી પાળી શકાતી—કેમકે સચિત (સચેત) આહાર આદિના કરવાથી એનાથી અવસ્ય હિંસા થઈ જાય છે. એ માટે એની દશ વીસ્વા દયા તો એનાથી દૂર થઈ જાય છે : હવે રહી દશ વીસ્વા અર્થાત્ એક ત્રસ જીવોની દયા રહી. જે ઉક્ત ત્રસ જીવોમાં પણ બે ભેદ હોય છે-સંકલ્પસંહનન (ઇરાદાથી મારવું) અને આરંભ સહનન (કાર્ય દ્વારા મારવું). એમાંથી શ્રાવકોને માટે આરંભ હિંસાનો ત્યાગ નથી; કિંતુ સંકલ્પહિંસાનો ત્યાગ છે—હા એ ઉચિત છે કે, આરંભહિંસામાં એને માટે પણ યત્ન અવશ્ય છે; પરંતુ ત્યાગ નથી. કારણ કે આરંભહિંસા તો ગૃહસ્થ (શ્રાવક)થી થયા વીના નથી રહેતી—જેથી એ શેષ (બાકીની) દશ વીસ્વા દયામાંથી પાંચ વીસ્વા દયા આરંભહિંસાના કારણથી જતી રહી—હવે શેષ પાંચ વીસ્વા દયા રહીઃ અર્થાત્ સંકલ્પની દ્વારા ત્રસ જીવની હિસાનો ત્યાગ રહ્યો. હવે એમાં પણ બે ભેદ હોય છે—સાપરાધસંહનન અને નિરપરાધસંહનન. એમાંથી નિરપરાધસંહનન ગૃહસ્થને નહિ કરવું જોઇએ અર્થાત્ જે નિરપરાધી જીવ છે, એને નહિ મારવું જોઈએ. શેષ સાપરાધસંહનનમાં એને યતના (સંભાળ) રાખવાનો અધિકાર છે

અર્થાત્ અપરાધી જીવોને મારવામાં યત્ન માત્ર છે: જેથી સિદ્ધ થાય છે કે, અપરાધી જીવોની દયા શ્રાવક (ગૃહસ્થ)થી સદા અને સર્વથી નથી પાળી શકાતી. કારણ કે, જ્યારે ચોર ઘરમાં ધુસી આવીને તથા ચોરી કરીને વસ્તુઓને લઈ જતો હોય એ સમયે એને માર્યા –કુટયા વીના કેવી રીતે કામ ચાલી શકે છે? –તેવી જ રીતે કોઈ પુરૂષ જ્યારે પોતાની સ્ત્રી સાથે અનાચાર કરતો હોય ત્યારે એને જોઈને સજા આપ્યા વીના કેવી રીતે કામ ચાલી શકે છે? કારણ કે આવા વખતે તેને સજા નહિં કરવાથી તે બેફામ બની જઈ તેવા વધુ અનાચાર કૃત્યો કરે છે અને તેથી એવા દુષ્ટ કૃત્યોના પ્રચારમાં સહકાર આપ્યો કહેવાતાં ઉક્ત દુષ્ટજનોને સજા નહિ કરનાર ગૃહસ્થ પોતે પણ દોષિત ઠરે છે. ઉપરાંત જયારે કોઈ શ્રાવક (ગૃહસ્થ) રાજા હોય કે રાજાનો મંત્રી હોય અને જ્યારે એ (મંત્રીત્વ દશામાં રાજાના આદેશથી પણ) યુદ્ધ કરવાને જાય ત્યારે ચાહે શ્રાવક પ્રથમ શસ્ત્રને ન પણ ચલાવે; પરંતુ જયારે શત્રુ એના પર શસ્ત્રને ચલાવે અથવા મારવાને માટે આવે એ વખતે એ શ્રાવકને પણ શત્રુને મારવો જ પડે છે.[1] એજ મુજબ જ્યારે કોઈ સિંહાદિ હિંસક પ્રાણી શ્રાવકને

---

૧. શ્રાવક ધર્મના પહેલા વ્રત 'પ્રાણાતિપાત' વ્રતના અર્થને નહિ જાણનારા એ વ્રતથી અજ્ઞાન એવા કેટલાક ભોળા શ્રાવકો માની બેસે છે કે, શ્રાવકોને કદિ યુદ્ધ નહિ કરવું જોઈએ; પરંતુ એમનું એ કથન બિલકુલ બેસમજનું છે. આ વિષયનું પ્રતિપાદન જૈન યતિ શ્રી શ્રીપાલચંદ્રજીએ પોતાના લખેલા 'શ્રી જૈન સંપ્રદાય શિક્ષા' નામના ગ્રંથમાં સારી રીતે કર્યું છે. જેમાં વધુમાં તેઓ કહે છે કે: "જૈન શાસ્ત્રમાં પણ ઘણાં સ્થળે શ્રાવકો માટે યુદ્ધ કરવું લખ્યું છે જુઓ! શ્રી નિરાવલિકા સુત્ર તથા શ્રી ભગવતી સુત્ર: એમાં કહ્યું છે કે, વરણાંગ નટ નામે બાર વ્રતધારી જૈન ક્ષત્રિયે છઠ્ઠના પારણાના સમયે લડાઈની નોબતને સાંભળીને અઠ્ઠમ પચખાણ કરી સ્વદેશ સેવાને માટે યુદ્ધમાં જઈ સંપૂર્ણ વીરતાથી પોતાનું પરાક્રમ બતાવ્યું. અંતે એક તીર છાતીમાં લાગવાથી પોતાના મૃત્યુને સમિપ આવેલ જાણી સથારો કર્યો. (આ વર્ણન, ઉપર કહેલ બંને સુત્રોમાં મોજુદ છે) જુઓ! ઉક્ત જૈન

મારવાને આવે છે ત્યારે એને પણ મારવો જ પડે છે. આવી દશામાં સંકલ્પથી પણ હિંસાનો ત્યાગ નથી થઈ શકતો; જેથી ઉક્ત શેષ પાંચ વીસ્વા દયામાંથી પણ અર્ધી જતી રહી–હવે માત્ર અઢી વીસ્વા જ દયા રહી ગઈ અર્થાત્ કેવળ એ નિયમ રહ્યો કે, જે નિરપરાધી ત્રસ માત્ર જીવ દ્રષ્ટિગોચર થાય એને ન મારૂં. હવે એમાં પણ બે ભેદ હોય છે–સાપેક્ષ અને નિરપેક્ષ. એમાંથી પણ સાપેક્ષ નિરપરાધી જીવની દયા શ્રાવકથી નથી પાળી શકાતી: કેમકે, જ્યારે શ્રાવક ઘોડા બળદની રથ-ગાડી ઉપર સ્વારી કરે છે, ત્યારે એ ઘોડા આદિને હાંકતી વખતે એને ચાબુક આદિ મારવી પડે છે. જો કે ઉક્ત ઘોડા કે બળદ આદિએ એનો

---

ક્ષત્રિયે પોતાનું સાંસારિક કર્તવ્ય પણ પુરૂં કર્યું અને ધાર્મિક કર્તવ્યને પણ પુરૂં કર્યું. એના વિષયમાં પુનઃ સુત્રકાર સાક્ષી આપે છે કે, એ ઉકત વ્યવહારથી દેવલોકમાં ગયો. આ સિવાય ઉકત સુત્રોમાં એ પણ વર્ણન છે કે, શ્રી મહાવીર સ્વામીનો ભક્ત અને બાર વ્રતધારી શ્રાવક ચેડા રાજાએ કોણક રાજાની સાથે બાર યુદ્ધો કર્યા, અને એમાંના એકજ યુદ્ધમાં ૧,૮૦,૦૦૦૦૦ (એક કરોડ એસી લાખ) માણસો મૃત્યુ પામ્યા. આ પ્રમાણે અનેક પ્રમાણ આ વિષય સંબધમાં બતાવી શકાય છે. તાત્પર્ય એ છે કે, સ્વદેશ-રક્ષાને માટે યુદ્ધ કરવામાં જૈનશાસ્ત્રમાં કોઈ નિષેધ નથી. વિચાર કરવાથી એ વાત સારી રીતે સમજી શકાય છે કે, સ્વદેશ રક્ષાને માટે લડનાર વ્રતધારી શ્રાવક હિંસા કરવાના હેતુથી નથી લડતો; પરંતુ હિંસકોને દૂર રાખવાને માટે અર્થાત્ હિંસક વૃત્તિનો નાશ કરવાને માટે લડે છે. તથા અપરાધીને સજા આપવાને માટે લડે છે: આ માટે શ્રાવકનો પહેલો (પ્રાણાતિપાત) વ્રત એને એ વિષયમાં નથી રોકી શકતો. (જુઓ બાર વ્રતોમાંના પહેલા વ્રતનો આગાર). પાઠકગણ ! અમારા આ કથનથી એમ નહિ સમજી લેતાં કે, શ્રાવકને યુદ્ધમાં જવામાં કોઈ દોષ નથી; પરંતુ અમારા કથનનું પ્રયોજન એજ છે કે, કારણ-વિશેષથી તથા ધર્મને અનુકુળ યુદ્ધમાં જવાથી શ્રાવકના પહેલા વ્રતનો ભંગ નથી થતો. આ વિષયમાં જૈનાગમમાં પણ અનેક પ્રમાણો છે, જેનું કેટલુંક વર્ણન ઉપર કરવામાજ આવ્યું છે. ગ્રંથના વધી જવાના ભયથી અહીં આ વિષયમાં વિશેષ લખવા ચાહતો નથી; કેમકે વિચારશીલ પાઠકોને માટે પ્રમાણસહિત થોડું પણ લખવું પર્યાપ્ત (પુરતું) અને ઉપયોગી કહેવાય છે.”

કંઇ અપરાધ નથી કર્યો–કારણ કે, એ બીચારા તો એને પીઠ પર બેસાડીને લઈ જતા હોય છે, અને પોતે તો પ્રથમ એની પીઠ ઉપર ચઢી બેઠેલો છે, તે એ નથી સમજતો કે એ બીચારા પ્રાણીમાં ચાલવાની શક્તિ છે યા નથીઃ જ્યારે એ પ્રાણી ધીરે ધીરે ચાલે છે યા નથી ચાલતો ત્યારે તે અજ્ઞાનના ઉદયથી એને ગાળો આપવા માંડે છે તથા મારે પણ છે. તાત્પર્ય એ છે કે, આવી દશામાં આવા નિરપરાધી જીવોને પણ દુઃખ દે છે. એજ મૂજબ પોતાના શરીરમાં અથવા પોતાના પુત્ર–પુત્રી કે જાતી તથા ગોત્ર (કુટુંબી)માંના પુરૂષના મસ્તક યા કાન આદિ અવ્યવોમાં અથવા પોતાના દાંતોમાં જ્યારે જંતુ (કીડા) પડી જાય છે, ત્યારે એ જંતુઓને દૂર કરવાને માટે એ જંતુઓની જગા પર શ્રાવકને ઔષધ લગાડવું પડે છે. યદ્યપિ એ તો નક્કી જ છે કે, એ જીવોએ ઉક્ત શ્રાવકનો કંઈ પણ અપરાધ કર્યો નથી –કેમકે એ બીચારા તો પોતાના કર્મોને વશ એ યોનીમાં ઉત્પન્ન થયા છે, પરંતુ કોઇ શ્રાવક (ગૃહસ્થ)નું બુરૂં કરવા કે એને હાની પહોંચાડવાની ભાવનાથી ઉત્પન્ન નથી થયા–છતાં શ્રાવકને એ મારવા પડે છે. તાત્પર્યમાં એ છે કે, એની હિંસા પણ શ્રાવકથી ત્યાગી નથી શકાતી, એથી અઢી વીસ્વારમાંથી અર્ધી દયા પુનઃ જતી રહી હવે ફક્ત સવા વીસ્વા દયા શેષ (બાકી) રહીઃ બસ આ સવા વીસ્વા દયાને પણ શુદ્ધ શ્રાવક જ પાળી શકે છે. અર્થાત્ 'સંકલ્પથી નિરપરાધી ત્રસ જીવોને વીના કારણ ન મારૂં' એવી પ્રતિજ્ઞાનું યથાશક્તિ પાલન કરી શકે છે. હા એ શ્રાવકનું અવશ્ય કર્તવ્ય છે કે, પોતે જાણી બુજીને એવું હિંસાકર્મ ન કરેઃ મનમાં હંમેશા એવી ભાવના રાખે કે, મારાથી કોઇ પણ જીવની હિંસા ન થઇ જાય. તાત્પર્ય એ છે કે, એવા કર્મથી સ્થુળ પ્રાણાતિપાત વ્રતનું શ્રાવકે પાલન કરવું જોઈએ. હે નરેંદ્ર! આ વ્રત મૂળ રૂપ છે તથા એના અનેક ભેદ અને ભેદાંતર છે, જેને અન્ય ગ્રંથોથી જાણી શકાય છે. એના સિવાય બાકીના જેટલા વ્રત છે એ સર્વ આ વ્રતના પુષ્પ, ફલ, પત્ર અને શાખા રૂપ છે. ઈત્યાદી.

આ પ્રમાણે શ્રી જિનદત્તસુરિજી મહારાજના મુખથી અમૃત સમાન ઉપદેશને સાંભળીને રાજા ઉત્પલદેવ પરમારને પ્રતિબોધ થયો; અને તે પોતાના પૂર્વે ગ્રહણ કરેલા મહા મિથ્યાત્વરૂપ તથા નરકપાતના હેતુભુત દેવ્યુપાસકત્વરૂપી સ્વમતનો ત્યાગ કરીને સત્ય તથા દયાયુંક્ત ધર્મ પર આવી ઉભો; અને હાથ જોડીને શ્રી આચાર્ય મહારાજને કહેવા લાગ્યો કે : "હે પરમ ગુરૂ ! એમાં કોઇ સંદેહ નથી કે, આ દયામૂલ ધર્મ આ ભવ તથા પરભવ બનેમાં કલ્યાણકારી છે; પરંતુ શું કરવું ? મેં આજ સુધી પોતાની અજ્ઞાનતાના ઉદયથી વ્યભિચારપ્રધાન અસત્ય મતને ગ્રહણ કરી રાખ્યો હતો-પરંતુ હાં, હવે મને એની નિઃસારતા તથા દયામૂલ ધર્મની ઉત્તમતા સારી રીતે સમજાઇ ચૂકી છે. હવે મારી આપશ્રીને એ પ્રાર્થના છે કે, આ નગરમાં એ મતના જે અધ્યક્ષ લોક છે એમની સાથે આપ શાસ્ત્રાર્થ કરો. એ તો મને ખાત્રીજ છે કે, શાસ્ત્રાર્થમાં આપ જીતશો : કેમકે સત્ય ધર્મની આગળ અસત્ય મત કેવી રીતે ટકી શકે છે ? બસ, એનું પરિણામ એ આવશે કે, મારા કુટુંબી અને સગા સબંધી આદિ સર્વ લોકો પ્રેમપૂર્વક આ દયા-મૂલ ધર્મને ગ્રહણ કરશે."

રાજાનું આ વચન સાંભળીને શ્રી જિનદત્તસુરિજી મહારાજ બોલ્યા કે. "નિસંદેહ એ લોકો આવે, અમો તેમની સાથે શાસ્ત્રાર્થ કરશું. કેમકે હે નરેંદ્ર ! સંસારમાં એવો કોઈ મત નથી જે દયામુલ અર્થાત્ અહિંસાપ્રધાન આ જિન ધર્મને શાસ્ત્રાર્થ દ્વારા હરાવી શકે ! એમાં પણ વ્યભિચારપ્રધાન એ કુડાપંથી (વામમાર્ગ) મત તો કોઇ ચીજ જ નથી-એ મત તો અહિંસાપ્રધાન ધર્મરૂપી સૂર્યની સામે ખદ્યોતવત્ છે. નિસંદેહ ઉક્ત મતાવલંબી લોકો આવે, અમો તેઓની સાથે શાસ્ત્રાર્થ કરવાને તૈયાર છીએ."

ગુરૂજીના આ વચનને સાંભળીને રાજાએ પોતાના કુટુંબી તથા સગા સબંધીઓને કહ્યું કે : " જઈને આપણાં ગુરૂને બોલાવી લાવો."

રાજાની આજ્ઞા સાંભળીને દશ વીસ મૂખ્ય મૂખ્ય પુરૂષો ગયા અને જઈને પોતાના મતના નેતા (ધર્મગુરૂ)ને કહ્યું કે: "જૈનાચાર્ય આપણા મતને વ્યભિચારપ્રધાન તથા બહુજ ખરાબ બતાવે છે, અહિંસામૂલ ધર્મને સર્વથી ઉત્તમ બતાવી તેની સ્થાપના કરે છે, એટલા માટે આપ કૃપા કરીને તેમનાથી શાસ્ત્રાર્થ કરવાને માટે હમણાં ને હમણાં પધારો."

એ લોકોનું આ વાકય સાંભળીને મધપાન કરેલ તથા તેના નશામાં ઉન્મત થયેલા એ મતના આચાર્ય, શ્રી જિનદત સુરિજી મહારાજ પાસે આવ્યા. પરંતુ, પાઠકગણ જાણી શકે છે કે, સૂર્યની સામે અંધકાર કેવી રીતે ટકી શકે છે! બસ દયામુલ ધર્મરૂપી સૂર્યની સામે એમનું અજ્ઞાન તિમિર દૂર થઈ ગયું અર્થાત્ તેઓ શાસ્ત્રાર્થમાં હારી ગયા, અને બહુ જ શરમિંદા પડી ગયા. સાચું જ છે કે, ઘુવડનું જોર રાતે જ રહે છે; પરંતુ જ્યારે સૂર્યોદય થાય છે ત્યારે તે નેત્રોથી પણ નથી જોઈ શકતો.

—બસ, શ્રી સુરિજી મહારાજના ઉપદેશ તથા જ્ઞાનરૂપી સૂર્યનો ઉદય ઓસનગરમાં થઈ ગયો અર્થાત્ શ્રી સુરિજીએ રાજા ઉત્પલદેવને દયામુલ તથા અહિંસાપ્રધાન જૈન ધર્મની સત્યતા તથા ઉતમતાનો અનેકવિધ પ્રમાણો તથા દ્રષ્ટાંતો દ્વારા સાક્ષાત્કાર કરાવી દીધો, જેના પ્રભાવથી મુગ્ધ થઈને રાજાએ પોતાના હિંસાપ્રધાન પૂર્વ ધર્મને ત્યજી દઈને જૈન ધર્મને પોતાના ધર્મ તરિકે સ્વીકારી લીધો અને બે હાથ જોડીને સમ્યકત્વ સહિત શ્રાવકના બાર વ્રતોને સ્વીકારી લીધા. ઉપરાંત રાજાને અનુસરીને 'યથા રાજા તથા પ્રજા'—એ ન્યાય અનુસાર ત્યાંના છત્રીસ રાજકુળમાંના રાજાના સગાંસંબંધી આદિ સર્વ ક્ષત્રિય રાજપુતોએ પણ દયામુલ જૈન ધર્મને સ્વીકારી લીધો.

### નગરની અધિષ્ઠાતા ઓસીયા દેવી અને તેનો ભોગ:

ઓસનગરની અધિષ્ઠાતા ઓસિયાદેવી હતી, અને તે એ નગરના

સજા તથા ક્ષત્રિય રાજપુતોની કુળદેવી હતી તેને આ રાજપુતો તરફથી પાડાં તથા બકરાંનો ભોગ આપવામાં આવતો હતો. તેના આ ભક્તોએ માંસાહાર તથા પશુવધનો ત્યાગ કરવાથી એ દેવીને પોતાના ભોગ માટે ફિકર થઈ, અને તેના ક્રોધનો પાર ન રહ્યો. આથી તેજ વખતે તે ત્રીશુળ તથા ખડગ લઈને ઉકત સુરિજી પાસે આવીને દયાધર્મ સ્વીકારી લેનારા પોતાના ભક્તોને પશુબલિ માટે છુટ આપવાની વીનંતી કરી. સુરિજીએ દેવીને તેમ થવાની ચોકખી ના પાડી અને તેને ઉકત ભોગ છોડી દેવા તથા તેને બદલે અન્નાહારી મીઠું નૈવેદ સ્વિકારવાને સમજાવ્યું. દેવીએ એ વાત કબુલ ન કરી.

છેવટે દેવીએ પોતાનો પૂર્વોકત ભોગ ચાલુ રહેવા દેવા માટે હઠ પકડી ને ક્રુર સ્વરૂપ ધારણ કરી તોફાન મચાવ્યું. તેણે સુરિ પર ધસી જઈ ત્રીશુળ ઉગામ્યું: અને ભયો બતાવ્યા તથા ધમકીઓ આપી.

સુરિએ તેના એ તોફાનની લેશ પણ દરકાર નહિં કરતા તેઓ મક્કમ રહ્યા. આખરે દેવી નહિં સમજતાં અર્થાત્ પોતાના એ ભોગ માટે હઠ ચાલુ રાખતાં મંત્રવિદ્યાના બળે તેને વશ કરી, અને બકરાં તથા પાડાંના ભોગને બદલે અન્નાહારનું મીઠું નૈવેદ સ્વીકારવાનું કબુલ કરાવ્યું.[1]

## જૈની ક્ષત્રિયો અને 'મહાજન'નું ઉપનામ:

ઓસનગરમાં જે ક્ષત્રિયોએ પ્રતિબોધ પામી માંસમદિરાદિ

૧. આ ઓસીયા દેવીનું ઓસનગર ઉપરથી એ નામ પડયું છે. તે આદિ ઓસવાલ જ્ઞાતિની કુળદેવી છે: એટલે કે ઓસનગરમાં જે જે કુળના ક્ષત્રિય કુટુંબો રહેતા હતા એ કુટુંબોની કુળદેવી ઓસિયા છે, અને તેનું મૂખ્ય મંદિર હાલ પણ ઓસિયા (ઓસનગર)માંજ છે. એ મંદિરમાં તેની વિશાળ મુર્તી છે. તેની આકૃતિ સિંહ પર સ્વારી કરેલી અને હાથમાં ખડગ (તલવાર) સાથેની છે.

દુરાચરણોનો ત્યાગ કર્યો અર્થાત્ સદાચરણીય બન્યા તેઓનું શાકાહારી અને માંસાહારીના ભેદથી બીજું નામ મહાજન થયું: અને આ રીતે જૈની ક્ષત્રિયો મહાજનને નામે પ્રસિદ્ધ થયા.

## જિન દેવમંદિરો અને સેવકો:

સુરિજીના ઉપદેશથી ઓસનગરમાં પાર્શ્વનાથ આદિના જિન મંદિરોની ત્યારબાદ પ્રતિષ્ઠા થઈ. તેની સેવાપુજા માટે સેવકોની વ્યવસ્થા કરવામાં આવી. જે બ્રાહ્મણોએ મધમાંસાદિ દુરાચરણોનો ત્યાગ કર્યો અર્થાત્ જૈન ધર્મ સ્વીકાર્યો હતો, તેમને એ જિન દેવ-મંદિરોની સેવા તથા પુજા-સંગિત આદિક કાર્ય માટે નિયુક્ત કર્યા.

આ બ્રાહ્મણ સેવકોને, તેમના ઉક્ત સેવાકાર્યના બદલામાં ત્યાંના રાજા તેમજ અન્ય સરદારોએ જમિન તથા ગ્રામ સમર્પણ કર્યા અને ઠાકોરની પદવી વંશપરંપરાને માટે આપી. આ સેવક બ્રાહ્મણો શ્રીમાલ પ્રાંતમાંના એક ભવ્યજકપુર (હાલ ભોજકરા કહેવાય છે) નામના ગામમાંથી આવેલા હતા તેથી અહીં તેઓ 'ભોજક' (બ્રાહ્મણ) નામે ઓળખાયા.[1]

---

૧. ભોજક બ્રાહ્મણો હાલમાં મારવાડ તથા ગુજરાતમા મોટી સંખ્યામાં વસેલા છે. મારવાડમા ભોજકને સેવક કહે છે; અને ત્યાં તેઓ ઓસવાલોના મંદિરોમાં સેવા પુજા તેમજ તેમની જ્ઞાતિને લગતું ટેલબદી આદિ કામ કરે છે. ગુજરાતમાં મહેસાણા, કડી, સામેત્રા, પાટણ, સિદ્ધપુર વગેરે ગામોમાં તેમની ઘણી વસ્તી છે. એ તરફના કેટલાક ભોજકોને પૂર્વે ગ્રામ જાગીરો મળેલી, જે હજી પણ તેમની પાસે લગભગ જળવાઇ રહી છે; સિવાય તેમને મળેલ 'ઠાકોર'નું પદ પણ તેઓએ હજુ જાળવી રાખ્યું છે. સિવાય કચ્છમા પણ, ગુર્જરભાષી ઓસવાલોની વસ્તીવાળા ભુજ આદિ મુખ્ય નગરોમાં તેઓની કેટલીક સંખ્યા છે. ત્યાં તેઓ ગુર્જર ઓસવાલોનું ગોરપદુ તથા જૈન મંદિરોમાં સેવાપુજા ઈત્યાદિ કામ કરે છે. (કચ્છીભાષી ઓસવાલોની સાથે આ ભોજક બ્રાહ્મણોને કંઈ પણ સંબંધ નથી; તેઓનાં ગોર કચ્છી રાજગોર બ્રાહ્મણ છે.)

## ઓસનગર પછીનો મહોદય:

ઓસનગરને જૈન ધર્મથી વીભુષિત કરી શ્રી સુરિજીએ એ

---

બીજું ભોજક બ્રાહ્મણોની ઉત્પતિની હકિકત કેટલાક પુસ્તકોમાં જુદી જુદી રીતે બતાવી છે. કેટલાકો કહે છે કે, ઓસનગરમા ક્ષત્રિયો સાથે જૈન ધર્મ સ્વીકારીને તેમની સાથે જેઓએ ભોજન વ્યવહાર કર્યો તે શ્રીમાલના બ્રાહ્મણો ભોજક કહેવાયા.

જ્યારે અમુક સ્મૃતિ આદિ વૈદિક (વેદ) ધર્મના ગ્રંથોમાં એ જ્ઞાતિની ઉત્પતીની હકિકત, માનવામાં ન આવે એવી તદ્દન અસંગત રીતે બતાવી છે. પરંતુ એ સર્વ કલ્પીત અને જોડી કાઢેલી વાતોજ છે–જ્યારે એ જ્ઞાતિની ઉત્પતીની ખરી હકિકત ઉપર લખ્યા મૂજબ ગામના નામ પરથી એ જ્ઞાતિનું ઉક્ત નામ થયું છે તે છે.

ભોજકો સિવાય રાજગોર. (કે જેઓ મૂળ મારવાડ-ગોલવાડના બ્રાહ્મણો તથા બીજા શ્રીમાલ તથા મોઢ બ્રાહ્મણો છે), ભાટ (મૂળ ક્ષત્રિઓમાંથી તથા બીજા બ્રાહ્મણોમાંથી બનેલા એમ તેઓની બે જાતની જ્ઞાતિઓ છે), સેવક, ત્રાગાડા ઉપરાંત કુંભાર, સલાટ, સુતાર, લુહાર, હજામ વગેરે વાણીયા સિવાયની સેંકડો જ્ઞાતીઓની ઉત્પતિ પણ ઉક્ત સ્મૃતિ આદિ ગ્રંથોમાં એવીજ રીતે બતાવી છે.

જેથી પણ લાગે છે કે, ધાર્મિક મતોના પરસ્પરના વિરોધકાળના (દસમા–પંદરમા શતકો વચ્ચેના) સમય દરમિયાન ઘણું કરીને લખાયલા કેટલાક પુરાણાદિ ગ્રંથોમાં જેવી રીતે જૈન તથા બૌદ્ધ ક્ષત્રિય રાજાઓનો જાતિપરિચય વૈશ્ય તથા શુદ્રનો આપ્યો છે—દાખલા તરીકેઃ મહાન સમ્રાટ ચંદ્રગુપ્ત મૌર્ય (પ્રાચિન ક્ષત્રિય નાગવંશની પરમાર કુળની મોરી શાખા), કે જે બૌદ્ધધર્માનુયાયી હતો, તેને શુદ્ર બતાવ્યો છે; તેવીજ રીતે શિયાલબેટ (કાઠિયાવાડમાં હતું.)ના રાજા શ્રૃંગાળશાહ ઉર્ફે સગાળશા (જેના વંશજોની શિયાળ શાખા થઈ છે અને તે ઓસવાલ જ્ઞાતિમાં છે.) જે પણ જૈન ક્ષત્રિય હતો–તેનો જાતિ પરિચય વાણીયાથી કરાવ્યો છે–તેવીજ રીતે ઉકત સ્મૃતિ આદિ ગ્રંથો લખાયા સમયે ઉપરોકત જ્ઞાતિઓ જૈન યા બૌદ્ધ ધર્મનું અવલંબન કરતી હોય અને તેના ઉપરથી ધાર્મિક મતભેદો અનુસાર પણ તેમની ઉત્પતિ ઉક્ત રીતે બતાવી હોય !

ઓસવાડ પ્રાંતના બીજા ગામોમાં વિહાર કર્યો અને ત્યાંના રાજા–સાંમત–સરદાર આદિ હજારો ક્ષત્રિયોને પ્રતિબોધ આપી જૈન ધર્માનુયાયી બનાવ્યા.

ત્યાર બાદ તેઓએ મારવાડની ઉતરે આવેલા પંજાબ દેશમાં વિહાર કર્યો અને મુલતાન, સંઘપુર (જેના પરથી કેટલાકોની સીંઘવી ઓળખ–શાખા થઈ છે), ધુરી (ત્યાંના લોકોની ધુરીયા શાખા થઈ છે.) વગેરે મોટા મોટા નગરોમાં ત્યાંના રાજા તથા હજારો ક્ષત્રિયોને પ્રતિબોધી જૈન બનાવ્યા. ત્યાંથી તેઓ ત્યાંજ આવેલા લખ્ખીજંગલ ઉર્ફે ભાટીનગર (હાલ ભટીંડા કહેવાય છે.) માં આવ્યા અને ત્યાંના રાજા સહિત દસ હજાર ક્ષત્રિયોને પ્રતિબોધ્યા. ત્યાંથી થઈ તેઓએ ઉત્તરહિંદ તરફ વિહાર કરી કનોજ આદિ અનેક નગરોના રાજાઓને પ્રતિબોધ્યા. તત્પશ્ચાત્ તેઓ બુંદેલખંડ, મધ્યપ્રાંત, મેવાડ, માલવા, સિંધ આદિ દેશોમાં વિહાર કર્યો અને ત્યાંના રાજાદિ હજારો ક્ષત્રિયોને પ્રતિબોધી જૈન ધર્માનુયાયી બનાવ્યા.

આવી રીતે આ આચાર્ય શ્રી જીનદત્તસુરિજી મહારાજે મારવાડ, મેવાડ, મધ્યપ્રાંત, માલવા, ઉત્તરહિંદ, સિંધ, પંજાબ આદિ દેશોમાં વિહાર કરી ત્યાંના જુદા જુદા કુળના મળીને કુલ એક લાખ ત્રીસ હજાર રાજપુત ક્ષત્રિયોને પ્રતિબોધ્યા. (જે ક્ષત્રિયો યા તેમના ઉત્તરાધિકારીઓનો મોટો ભાગ પાછળથી ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થયો હતો.)

## પ્રકરણ ૪ થું

---

### હેમાચાર્ય તથા કુમારપાળ અને જૈન જ્ઞાતિઓનું ઉદ્દભવ

વિક્રમ સં. ૧૨૦૦ ના સમય દરમિયાન જુદા જુદા મતો વચ્ચે ઘર્ષણો જાગ્યા હતા. જૈન ધર્મમાં થયેલા અનેક ગચ્છો પણ આપસ આપસમાં લડી રહ્યા હતા; આથી જૈન સમાજમાં વિશેષ ક્ષીણતા આવવા લાગી હતી: વિપક્ષીઓ તરફથી પણ અનેક પ્રહાર પડવા લાગ્યા હતા; જેથી જૈનોનો આત્મસંયમ શિથિલ થવા લાગ્યો હતો: અન્ય ધર્મોના વિદ્યામંત્ર સિદ્ધિના ચમત્કાર દેખી જૈનો સ્વધર્મથી વિમુખ થવા લાગ્યા હતા: અંદરોઅંદરના ક્લેશના કારણે જૈન મુનિઓમાં એકસંપતા રહી ન હતી: ભક્તિમાર્ગ આદિ વૈષ્ણવ સંપ્રદાયોનો પ્રચાર જોરશોરમાં ચાલતો હતો; અને તે પંથોએ શુદ્ધ ભક્તિની લોકોના મન પર સુંદર છાપ પાડી હતી, જેથી પણ જૈન ધર્મમાંથી નીકળીને લોકો તે પંથોનો આશ્રય ગ્રહણ કરી રહ્યા હતા.

આવે વખતે જૈન ધર્મના અસ્તિત્વને જાળવી રાખવાને જૈન સમાજને એવી વ્યક્તિની અપેક્ષા હતી કે જે પોતાના સામર્થ્ય દ્વારા જૈન ધર્મ પર ઘેરાયલું વિપતિનું વાદળ વિદારી શકે. ગતીવાળા

મહાન વાયુના બળથી તે મેઘાડંબર દૂર થયો અર્થાત્ શ્રી હેમાચાર્ય : જૈન શાસનનો ઉદ્ધાર કરવા બહાર પડ્યા.[1]

૧. વિક્રમ સં. ૧૧૪૫ની કાર્તિક પુર્ણિમાને દિને ધંધુકા (ગુજરાત)માં મોઢ જ્ઞાતિય ચાચિગને ત્યા તેની પત્ની પાહિનીના પવિત્ર ગર્ભથી મુનિંદ્ર હેમચંદ્રાચાર્યનો અવતાર થયો હતો. શ્રી દેવચંદ્રસુરિએ પોતાના જ્ઞાનબળથી આ વ્યક્તિ દ્વારા જૈન ધર્મનો મહાન ઉદય જાણી નવ વરસના આ નાના બાળકને સં. ૧૧૫૪નાં ધર્મ દિક્ષા આપી: અને ગુરૂએ નાગોર (મારવાડ)માં સં. ૧૧૬૨મા હેમાચાર્યને આચાર્યપદ આપ્યું. હેમાચાર્યે શાસનરક્ષા અર્થે ગમે તેટલા ભવ કરવા પડે તોયે શું?–એવાં ભાવનાથી શાસનનું અને લોકનું હિત જાળવવા એકાંત લોકાનુગ્રહમાં ઝંપલાવ્યું; અને શાસનોદ્ધાર કરવાની પ્રતિજ્ઞાને પૂર્ણ કરવા કોઈ રાજા મહારાજાને ધર્મનાયક બનાવવા સંકલ્પ કર્યો. તેમણે વિવિધ દેશમાં વિહાર કરી અનેકને પ્રતિબોધી ગુજરાતના પાટનગર અણહિલપુર પાટણમાં પ્રવેશ કર્યો. તે વખતે મહારાજ સિદ્ધરાજ જયસિંહ ત્યા પ્રજાપિય નૃપતિ હતો. શ્રી હેમાચાર્યની વિદ્વતાની ધીમે ધીમે આખા નગરમાં તથા રાજદરબારમા ખ્યાતી થવા લાગી. આખરે તેમણે મહારાજા સિદ્ધરાજનો પણ ચાહ મેળવી લીધો. મહારાજાની ઈચ્છાનુસાર તેમનું આગમન નિરંતર રાજસભામાં થતું હતુ.

એકદા રાજસભામાં સિદ્ધરાજે એવો પ્રશ્ન કર્યો કે, " જગતમાં કયો ધર્મ સંસારથી મુક્ત કરનારો છે?—આનો ઉત્તર હેમચંદ્રજીએ પુરાણના શંખાખ્યાનનો અધિકાર સંભળાવી 'સંજીવની ન્યાય' જણાવી બતાવ્યું કે, "સર્વ ધર્મોનો પરિચય લઈ સત્ય ધર્મનું ગ્રહણ કરવું યોગ્ય છે–ખરી જિજ્ઞાશા જેને જાગી હોય અને તે જિજ્ઞાશા પ્રમાણે તે પ્રયાસ કરે તો તેની જિજ્ઞાશા જરૂર પુરી થાય." ધર્મઅવેષણા માટે આવો નિષ્પક્ષપાત ભાવ પ્રકટ થયેલો જોઇ રાજા મુગ્ધ થયો.

તે મહારાજાના કહેવાથી શ્રી હેમાચાર્યે 'સિદ્ધ-હેમ શબ્દાનુશાસન' નામનું સવા લાખ શ્લોકપ્રમાણ મહાવ્યાકરણ રચ્યુ. રાજાએ તેને હાથી પર રખાવી ચમર ઢળાતાં ઢળાતાં શહેરમાં મહોત્સવપૂર્વક ફેરવી આનંદ સાથ રાજસભામાં લાવી પધરાવ્યું. ત્યાં વાંચી સંભળાવ્યું. ત્યારબાદ ત્રણસો લહિયાઓને રાખી તેની પ્રતિઓ ત્રણ વર્ષ સુધી લખાવી અઢાર દેશોમાં પઠન–

સિદ્ધરાજ પછી પાટણની ગાદી પર કુમારપાલ થયો. તેણે કેટલાક વરસો રાજ્યની સુવ્યવસ્થા કરવામાં તથા શત્રુઓને જીતવામાં ગાળ્યા. તેના રાજ્યમાં સિદ્ધરાજના જૈન મંત્રીઓ કાયમ રહ્યા. ઉદયન મંત્રીને સૌરાષ્ટ્ર જીતવા મોકલ્યો હતો અને ત્યાં સં. ૧૨૦૫ માં તેનું અવસાન થયું. તે મંત્રીના પુત્ર અંબડે કોકણના રાજા મલિકાર્જુન પર બીજી સ્વારી કરી જય મેળવ્યો. કુમારપાલે તેથી તેને 'રાજપિતામહ'ની પદવી આપી. ઉદયનનો જ્યેષ્ટ પુત્ર વાગ્ભટ મહા યોદ્ધો હતો. તેને કુમારપાલે મહામાત્ય પદ આપ્યું. તેનો બીજો પુત્ર ચાહડ રાજઘરટ્ટ પદ પર હતો; અને ચોથો પુત્ર સોલાક સુત્રાગાર (શસ્ત્રાગાર) પર નિયત કરવામાં આવ્યો હતો. ચાહડ ( ? બાહડ ) નો પુત્ર કુમારસિંહ કુમારપાલનો કોષ્ટાગારાધિપતિ ( કોઠારી ) હતો.

કુમારપાલ મહા બળવાન તથા પરાક્રમી હતો. તેણે અનેક દેશો પર ચઢાઈ કરી ત્યાંના રાજાઓને પોતાના સામંત બનાવ્યા. માલવા તથા રાજપુતાના (મારવાડ)ના કેટલાક રાજાઓને પણ પોતાને આધિન કર્યા ( સામંત બનાવ્યા ). તેણે પોતાના રાજ્યની સિમા દૂર દૂર સુધી ફેલાવી.

કુમારપાલને રાજપ્રાપ્તી પૂર્વેના તેના ખરાબ સંજોગોમાં અનેક સંકટોમાંથી શ્રી હેમાચાર્યે ઉગાર્યા હતા, તેથી ગુજરાતની સિમા વધી અને નિષ્કંટક રાજ્ય થતાં સર્વત્ર શાંતિ ફેલાઈ ત્યારે શાસનના

---

પાઠન માટે મોકલી, અને પ્રસિદ્ધ ભંડારોમા રખાવી તેની સ્થાને સ્થાને પ્રવૃત્તિ કરાવી.

સિદ્ધરાજ ન્યાયી અને વિદ્યાવિલાસી નૃપ હતો. તેણે હેમચંદ્રજીના ઉપદેશથી પાટણમાં ' રાય વિહાર ' અને સિદ્ધપુરમાં ' સિદ્ધવિહાર ' નામના જૈન મંદિરો બંધાવ્યાં. તેનું સં. ૧૨૦૦માં અવસાન થયું. સિદ્ધરાજનુ અવસાન થતાં હેમાચાર્ય અન્ય પ્રદેશોમાં વિચરવા લાગ્યા, અને ત્યાં જૈન ધર્મનો પ્રચાર કર્યો. તેમના ઉપદેશથી હજારો લોકોએ ત્યાં જૈન ધર્મ સ્વીકાર્યો.

ઉદ્ધારની પ્રતિજ્ઞા પૂર્ણ થવાનો અવસર જાણી શ્રી હેમાચાર્ય પાટણમાં આવ્યા.

કુમારપાલ નરેશ રાજ્ય પ્રાપ્તી પહેલા અનેક સંકટોમાંથી પોતાને ઉગારવા માટે આચાર્યનો ઉપકારવશ હતો તેથી તે ઋણ અદા કરવા તેણે પોતાનું રાજ્ય શ્રી હેમાચાર્યને સમર્પણ કર્યું. આથી સુરિએ કહ્યું કે :"નિષ્પરિગ્રહી અમો મુનિઓને એ સર્વ તુચ્છ છે." પછી પોતાની નિમ્નલિખિત ત્રણ આજ્ઞાઓ પાલન કરવા જણાવ્યું :–

"(૧) પ્રાણી માત્રનો વધ બંધ કરી, સર્વ જીવોને અભયદાન આપો; (૨) પ્રજાની અધોગતિના મૂખ્ય કારણરૂપ દુર્વ્યસન–દ્યુત (જુગાર), માંસ, મધ (દારૂ), શિકાર આદિનો નાશ કરો; અને (૩) પરમાત્મા મહાવીરની પવિત્ર આજ્ઞાઓનું પાલન કરી તેના સત્ય ધર્મનો પ્રચાર કરો."

કુમારપાલે એ આજ્ઞાઓનો સ્વિકાર કર્યો અને તેમની પાસે પ્રકટપણે જૈનધર્મ અંગિકાર કર્યો. (સં. ૧૨૧૬ના માર્ગશિર્ષની શુકલ દ્વિતીયાને દિને) કુમારપાલે અમારિપડહ વગડાવી; સમસ્ત રાજ્યમાંથી હિંસાને દેશનિકાલ કરી; દુર્વ્યસનોનો બહિસ્કાર કરાવ્યો; અને અપુત્રોનું ધન રાજખાલસા થતું તે બંધ કર્યું; અને જૈન ધર્મના પ્રચારને વેગ આપી 'પરમાર્હંત' બન્યો.[1]

---

૧ કુમારપાલે જૈન ધર્મ સ્વીકાર્યા બાદ અનેક વખત શત્રુંજયાદિ જૈન તીર્થયાત્રા કરી. જ્યાં જ્યાં જિર્ણોદ્ધારની જરૂર પડી ત્યાં ત્યાં તેણે તે કરાવ્યા. તેણે ૧૬૦૦૦ જિર્ણોદ્ધાર, ૧૪૪૪ નવા જૈન મંદિરો પર કળશ ચઢાવ્યા અને ઠેકાણે ઠેકાણે જૈન મંદિરો બંધાવ્યાં. સૌથી પ્રથમ પાટણમાં શ્રીમાલ કુળના મંત્રી ઉદયનના મંત્રી બાહડ અને વાયડવંશીય ગર્ગશેઠના પુત્રોની દેખરેખ નીચે 'કુમાર વિહાર' નામે ૨૪ જિનનું મંદિર બંધાવ્યું. પછી 'ત્રિભુવન વિહાર' નામનું ૭૨ જિનાલયનું મોટું મંદિર બંધાવ્યું. તારંગા–પર્વત પર જયદેવના પુત્ર દંડાધિપ અભયની દેખરેખ નીચે અજિતનાથનું

શ્રી હેમાચાર્ય મહા વિદ્વાન, જ્ઞાની તથા ચમત્કાર–મંત્ર આદિ વિદ્યામાં પણ નિપુણ હતા. તેમણે પોતાની એ અદ્‌ભુત વિદ્યાશક્તિ વડે રાજાની કુળદેવીને વશ કરી, તેનો પાડાનો ભોગ બંધ કરવ્યો.

હેમાચાર્યે આ રીતે કુમારપાલને ધર્મનાયક બનાવી, પોતાની શાસનોદ્ધારની પ્રતિજ્ઞા પૂર્ણ કરી; અને ગુજરાતના આધિન દેશોમાં કુમારપાલ દ્વારા અમારિઘોષણા કરાવી જીવહિંસા બંધ કરાવી. આમ કરીને તેમણે જૈન ધર્મને પતનમાંથી બચાવી તેની મહતા તથા કિર્તિ વધારો.[1]

---

ભવ્ય મંદિર બંધાવ્યું; તેમજ જાલોરના કાંચનગિરિ ગઢ પર સં. ૧૨૨૧માં 'કુમારવિહાર' નામનું મંદિર બંધાવ્યું. તે સિવાય ૨૪ તીર્થંકરના ૨૪ જુદા જુદા મંદિરો તેમજ 'ત્રિવિહાર' પ્રમુખ બીજા પણ ઘણાં વિહારો એકલા પાટણમાં જ કરાવ્યાં. ઉપરાંત બીજે પણ ઘણાં મંદિરો કરાવ્યાં. કુમારપાળે આ ઉપરાત ૨૧ જ્ઞાન ભંડારો કરાવ્યાં.

૧. હેમાચાર્યના જીવનને જગતમાં શાશ્વત પ્રકાશિત રાખનાર અને અન્ય ધર્મીઓને પણ આશ્ચર્ય ઉત્પન્ન કરાવનાર એ તેનો અગાધ જ્ઞાનગુણ હતો. તેના જેવો સકલ શાસ્ત્રોમા પારંગત શોધવા જતાં પણ કોઈ મળશે નહિ–આ પરિમિત જ્ઞાનશકિતથી મોહિત થઇ તત્કાલિન (તે વખતના) સર્વ ધર્મના વિદ્વાનોએ 'કલિકાલ સર્વજ્ઞ' એવી મોટી ઉપાધી [પદવી] તેને સમર્પણ કરી હતી. તેઓ પોતાના શિષ્ય શ્રી કુમારપાલ મહારાજાના અવસાન [કુમારપાલ એંશી વરસનુ આયુષ્ય ભોગવી સં. ૧૨૩૦ માં અવસાન પામ્યો હતો.] થી છ મહિના અગાઉ એટલે સ. ૧૨૩૦માં દેવલોક પામ્યા.

* આજે ગુજરાતમાં સર્વ દેશોથી અધિક પ્રમાણમાં જે અહિંસાવૃતિ જોવામાં આવે છે, તેનું મુખ્ય કારણ શ્રી હેમાચાર્ય અને કુમારપાળ જ છે. સદ્‌ગત પ્રો. મણિલાલ નભુભાઇ ત્રિવેદી 'દ્વાશ્રય ભાષાંતર'ની પ્રસ્તાવનામાં લખે છે કે: કુમારપાલે શ્રી હેમાચાર્યના ઉપદેશથી જ્યારથી અમારી ઘોષણા કરાવી ત્યારથી યજ્ઞયાગમાં પણ માસબલિ અપાતો બંધ થઈ ગયો, ને તેને બદલે જવ તથા ડાંગર [ચોખા] હોમવાનો ચાલ શરૂ થયો. લોકોને જીવ પર અત્યંત દયા વધી; અને માંસ ભોજન એટલું બધું નિષિદ્ધ થઈ ગયું કે; આખા હિંદુસ્તાનમાં એક કે બીજે પ્રકારે થોડું ઘણું માંસ કહેવાતા હિંદુઓ વાપરે

**ખંડેલા મહાસમેલનઃ**

પાછળ જણાવ્યા મૂજબ શ્રી હેમાચાર્યે મહારાજા કુમારપાલને પ્રતિબોધી જૈન ધર્માનુયાયી બનાવી તેની દ્વારા તેમણે જૈન શાસનને પતનમાંથી ઉગારી લીધો અર્થાત જૈન શાસનનો ઉદ્ધાર કર્યો; અને તેમ કરીને જૈન શાસનને સ્થિર કર્યો. ત્યારબાદ જૈન શાસનના ભાવીનો ખ્યાલ કરી તેના અનુયાયીઓની સંખ્યા ટકાવી રાખવા તેમણે વધુ વિચાર કર્યો.

કારણ કે આ વખતે રામાનુજી આદિ કેટલાક ભક્તિ સંપ્રદાય વગેરે વૈષ્ણવ સંપ્રદાયોનો વિશેષ અને જોરશોરમાં પ્રચાર હતો. અનેક જૈનો સ્વમતમાંથી નીકળીને અન્ય મતોમાં દાખલ થઈ રહ્યા હતા; અને એ સંપ્રદાયોના આચાર્યોએ પણ પોતાના અનુયાયીઓને પોતાના મતમાં ટકાવી રાખવા માટે તેમના જથ્થા ( આજની જ્ઞાતિઓ ) બાંધી લેવા માંડયાં હતા.

આજ કારણથી કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રી હેમાચાર્યે ઉદેપુર ( મેવાડ ) નજિકના ખંડેલા નામે નગરમાં, આસપાસના દેશોના સમસ્ત જૈન સંઘો તથા ત્યાંના આચાર્યોનું વિક્રમ સંવત ૧૨૨૦માં એક મહા સમેલન યોજ્યું. આ વખતે શ્રી હેમાચાર્ય સિવાય મારવાડ તરફ શ્રી રત્નપ્રભસુરિ તથા બીજા પ્રાંતોમાં શ્રી ધર્મઘોષસુરિ વગેરે અનેક પ્રભાવશાળી આચાર્યો વિધમાન હતા. આ સમેલનમાં હાજરી આપવા ઉકત સર્વ આચાર્યો તથા જૈન સંઘોને આમંત્રણો મોકલવામાં આવ્યા.

-પ્રસ્તુત્ આમંત્રણ મૂજબ—મારવાડ, મેવાડ, માલવા, મધ્યપ્રાંત,

---

**છે; છતાં ગુજરાતમા તો તેની ગંધ આવે તો પણ નાહી નાખે એવી લોકોની વૃત્તિ તે સમયથી બંધાયલી તે અધાપિ છે."**

**એક અંગ્રેજ વિદ્વાન લખે છે કેઃ " કુમારપાલે જૈન ધર્મનું ઘણી ઉત્કૃષ્ટતાથી પાલન કર્યું; અને સમસ્ત ગુજરાતને એક આદર્શ અને જૈન રાજ્ય બનાવ્યું."**

ઉત્તરહિંદ, પંજાબ, સિંધ, ગુજરાત અને સૌરાષ્ટ્ર આદિ દેશોમાંથી પ્રતિનિધિઓ મુકરર દિવસે ખંડેલા નગર સંમેલનમાં આવી લાગ્યા.

આ સંમેલનમાં જૈન સંઘો તથા શ્રાવકો (જૈન ગૃહસ્થો)ને લગતા ધાર્મિક તથા સામાજિક વિષયો હાથ ધરવામાં આવ્યા. ધાર્મિક વિષયોને લગતું કાર્ય પુર્ણ થયા બાદ ત્યાં, આવેલા પ્રતિનિધિઓની શ્રી જગદેવ પરમારના[1] પ્રમુખપણા હેઠળ સામાજિક બાબતો સંબંધી કાર્ય માટે એક ખાસ સભા મળી. એ સભામાં ઉકત વિષયને લગતા કેટલાક ચોક્કસ ઠરાવો પસાર કરવામાં આવ્યા. જે ઠરાવોમાં–ઉપરોકત પ્રાંતોમાં મહાજન આદિ સર્વ જૈનોનું સંગઠ્ઠન બનાવી રાખવું અને તે માટે પોતપોતાની જાતીના જથ્થા બાંધી લેવા–એ ઠરાવ મૂખ્ય હતો.

---

૧. આ જગદેવ પરમાર કોણ હતો તેને માટે ઈતિહાસકારો કોઈ કોઇ ચોક્કસ મત પર નથી આવી શકયા; છતા જન ગ્રંથોમાંથી તેની કેટલીક હકિકત મળી આવે છે. આ જગદેવ પ્રથમ સિદ્ધરાજનો મંત્રી હતો. ત્યારબાદ તેણે શ્રીમાલનું રાજ્ય પ્રાપ્ત કર્યું હતું. તેની કુળ શાખા પણ શ્રીમાલ હતી. જગદેવ પરમારને સં. ૧૨૦૫માં શ્રી હેમાચાર્યે પ્રતીબોધી જૈન બનાવ્યો હતો; અને તેને 'બાલકવી'નુ બીરૂદ આપ્યું હતું. જન ધર્મથી વીરૂદ્ધ ચાલનારને શીક્ષા કરવા માટે શ્રી ધર્મઘોષસુરીએ કેટલાક અગ્રેસરો નીમ્યા હતા જેમાં આ જગદેવ મુખ્ય હતો: શ્રી રત્નપ્રભસુરીએ તેની વીનતીથી–હવે થનારા તીર્થંકર અમમ સ્વામીનું ચરીત્ર રચી પાટણના શ્રી શાંતીનાથ મંદીરમાં જગદેવને શ્રવણ કરાવ્યું હતુ. આ જગદેવના બીજા પુત્રો સિવાય એક શૂરાજી નામે હતો, જેના વંશજોની સુરાણા શાખા થઈ, જે શાખાના પુરૂષો ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થયા હતા.

# પ્રકરણ ૫ મું

## ઓસવાલ ભુપાલ વર્ગ અને મહાજન સંઘ

ખંડેલા સમેલન બાદ જૈનોના પણ અનેક જ્ઞાતિ-જથ્થાઓ બંધાઈ ગયા; અને તેના બંધારણ ઘડાયા. એટલે આવી રીતે શ્રીમાલ, પોરવાલ, ખંડેલવાલ, મેડતવાલ, અઘેરવાલ, જાયલવાલ, પલ્લીવાલ, ટીંટાડા, હુમડ-એમ જૈનોમાંના ક્ષત્રિય, બ્રાહ્મણ, વૈશ્ય વગેરે લોકોની અનેક જ્ઞાતિઓ બંધાઈ મુકી.

આમાં જૈનોની જ્ઞાતિઓ પણ અન્ય સંપ્રદાયોની જેમ બે રીતે બંધાઈ: એક વર્ણાંતરીય અને બીજી અવર્ણાંતરીય રીતે. જેમાં વર્ણાંતરીય એટલે જે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય-એમ એ ત્રણે વર્ણ યા તેમાંના બે વર્ણના લોકોની એક જ્ઞાતિ થઈ તે વર્ણાંતરીય અને જ્યાં પોતપોતાના વર્ણનાજ જથ્થા બંધાયાં તે અવર્ણાંતરીય. આમાંથી જે ક્ષત્રિયોની પોતાનાજ વર્ણની જ્ઞાતિઓ થઈ તે જ્ઞાતિના લોકો પોતાનો જાતિ પરિચય મહાજનના ઉપનામથી કરાવવા લાગ્યા.[1]

---

૧. મહાજનનું ઉપનામ મુળ જૈન ધર્માનુયાયી ક્ષત્રીયોનું હતું, અને તે રાજપુતોમાં શાકાહારી અને માંસાહારીના ભેદ ઉપરથી, એટલે તેઓમાંથી શાકાહારી ક્ષત્રીયોને ઓળખી કાઢવા માટે, રાજપુતનું એ બીજું નામ થયું છે મહાજનનો અર્થ મહાપુરૂષ-મોટા માણસ-બડે પુરૂષ : એટલે કે સામાન્ય પ્રજાવર્ગમાં

આમ જૈનોની આ પૂર્વે કેટલીક જ્ઞાતિઓ બંધાઈ ચૂકી હતી. પરંતુ મારવાડ તેમજ તેની આસપાસના પ્રદેશોના તરતના સમયમાં જૈન ધર્મ સ્વીકારેલા તેમજ રાજકર્તા વર્ગના સત્તાધારી ક્ષત્રિયોના હજી સુધી કોઈ જ્ઞાતિ-જથ્થા બંધાયા ન હતા. આ ક્ષત્રિયો આ વખત સુધી કોઇ પણ દેશના શાકાહારી તથા ઉચ્ચ આચરણીય બીજા વૈષ્ણવ કે શૈવમતાનુયાયી ક્ષત્રિયો સાથે રોટી બેટી-વ્યવહાર કરી શકતા હતા; અને તેઓ સોનીગરા, શ્રીમાલ, ખીચી, દેવડા, ઓસવાલ, ભંડારી, વગેરે ગોત્ર-શાખા કે ચોહાણ, પરમાર, શીશોદીયા ઈત્યાદી વંશનામોથી ઓળખાતા હતા. આવી રીતે અત્યાર સુધી આ વર્ગ જ્ઞાતિ જથ્થાઓથી મુક્ત રહેલો હતો-તે હવે નિયમ બદલાયો અને આ રાજપુત વર્ગના પણ જથ્થો બંધાવા લાગ્યો.

## ઓસવાલ જ્ઞાતિની સ્થાપના:

આ વખતે એટલે વિક્રમ સં. ૧૨૨૨માં શ્રી રત્નપ્રભસુરિનો વિહાર મારવાડમાં હતો. તેઓ મહા પ્રભાવશાળી અને વિદ્વાન આચાર્ય હતા. તેમણે અનેક ક્ષત્રિયોને પ્રતિબોધી જૈન ધર્મના અનુયાયી બનાવ્યા હતા ને 'ઉપદેશમાલા' આદિ કેટલાક ગ્રંથો

---

સત્તાવાળો પુરૂષ એવો થાય છે. જૈન ક્ષત્રિયો પ્રથમ મહાજનને નામે ઓળખાવા લાગ્યા હતા. પાછળથી તેઓના જ્ઞાતીરૂપ જથ્થાઓ બધાઇ જતાં; તેઓ જે જે નામના જથ્થા ( આજની જ્ઞાતીઓ )મા સામેલ થયા ને તે જથ્થાના નામે ઓળખાવા લાગ્યા. આવીજ રીતે ઓસવાલોનું મહાજન પછી આ બીજું નામ (ઓસવાલ ) થયું. વર્તમાનમાં આજ નામોનો ( હાલની જ્ઞાતીઓનો ) વીશેષ વ્યવહાર થાય છે-મહાજન નામ લુપ્તપ્રાય થઈ જવા આવ્યું છે. હાલમાં મહાજન નામનો ઉપ્યોગ કોઈ વીરલ તથા પ્રાચીન સ્થાનોમાંજ થાય છે. દાખલા તરીકે જેસલમેર (કચ્છમાં પણ કેટલેક અંશે ચાલુ છે ) વગેરે કેટલાક પ્રાચીન સ્થાનોમાં આજસુધી ઓસવાલો માટે ' મહાજન ' નામનોજ વ્યવહાર થાય છે. જેસલમેરમાં ' મહાજનસર ' નામે એક કુવો છે, જેને બન્યાને આસરે સાતસો વરસ થયા છે-એ આ વાતને પુષ્ટી આપે છે. ' મહાજન ' નામનો અર્થ પાછળથી મંડળ-સંઘ વગેરે થઈ જતાં હાલમાં તે એ અર્થમાં પણ વપરાવા લાગ્યો છે.

પણ તેમણે લખ્યા હતા. સિવાય પરમાર જગદેવ મંત્રીના જેમ (પુર્ણતલીય) ગચ્છના પ્રસિદ્ધ હેમાચાર્ય તથા શ્રી ધર્મઘોષસુરિ ગુરૂ હતા તેવીજ રીતે તેઓ પણ તેના ગુરૂ હતા.

શ્રી રત્નપ્રભસુરિએ જથ્થા બહાર રહેલા ક્ષત્રિયોનો જથ્થો બાંધી લેવા, અને તેમનો રોટી-બેટી વ્યવહાર તેમની જાતિના અન્ય મતાનુયાયીઓ સાથે નહિં થતાં તેમની જાતીમાંના જૈન ધર્મ પાળનારાઓ સાથે જ થાય તેમ કરવા વીચાર્યું. અને આ માટે મારવાડના મધ્યભાગમાં આવેલ અને તત્ સમયે જેસલમેરના ભટ્ટીઓને આધિન જઈ રહેલ અર્થાત્ જેસલમેર રાજ્યમાં ચાલી ગયેલ ઓસનગર ( હાલનું ઓસિયા ગામ )માં તેઓ પધાર્યાં. ત્યાં તેમણે સમસ્ત મારવાડ ઉપરાંત તેની આસપાસના સિંધ, દક્ષિણ પંજાબ, મેવાડ તથા પારકર આદિ દેશોના જથ્થા બહાર રહેલા ઉક્ત સત્તાધારી જૈની ક્ષત્રિયોને એકત્ર કર્યા.

આમ આવી રીતે અહીં આવેલા ક્ષત્રિયોમાં તેઓ છત્રીસ રાજકુળ (રાજન્ય કુળ)માંના પરમાર, ચૌહાણ, સોલંકી, ભટ્ટી, ગેહલોત (ગુહિલોત-શીશોદીયા), ચાવડા, જાદવ, ઝાલા, સોઢા (પરમાર), કછવાહા (સુર્યવંશી), રાઠોડ, દૈયા, ગૌડ (અજમેરના), પ્રતિહાર (પડિહાર) ઇત્યાદી અઢાર કુળના અથવા તેની શાખાઓના હતા. જેઓ ઠાકોરો, સામંતો, સરદારો, અને પટાવતો હતો ને તેઓ ઠાકુર, રાવ, શાહ, રાવલ, રાવત તથા રાજાના પદને ધારણ કરતા હતા.

આ સ્થળે એ ક્ષત્રિયોનો જથ્થો બંધાયો; અને તેમની યોગ્યતા અનુસાર તેનું બંધારણ ઘડાયું. જેમાં મૂખ્ય બાબતો આ હતી:

પોતાની જાતિને લગતા યોગ્ય આચાર વ્યવહાર તેમજ રિત-રિવાજ આદિ સામાજિક પ્રણાલિકાઓ પાળતા રહેવાનું; પોતાનાજ વર્ણ (જાતિ-વર્ગ ) અને પોતાનાજ ધર્મવાળાઓમાં કન્યા અર્થાત

બેટી વ્યવહાર કરવો; કોઈપણ દેશમાં જૈન ધર્મમાં આવનાર નવા ક્ષત્રિય રાજપુતોને ત્યાં ત્યાંના પોતાના જથ્થામાં દાખલ કરવા: ઉપરાંત ધાર્મિક તેમજ લોકહિતના જાહેર કાર્યોમાં પાછળ નહિ પડવાનું–વગેરે બાબતો મૂખ્ય હતી.

વિશેષમાં આ જથ્થાની સંજ્ઞા અર્થાત્ જ્ઞાત નક્કી કરવામાં આવી; ને જૈની ક્ષત્રિયોની વિશેષ વસ્તીવાળા પ્રદેશના આ મધ્ય ભાગના ઓસવાડ પ્રદેશ પરથી તેની સંજ્ઞા ઓસવાડ (પાછળથી ઓસવાલ થયું છે.) ઠરાવવામાં આવી. ત્યારબાદ ઓસવાલ ગચ્છ સ્થાપાયો. આ પછી જુદા જુદા પ્રાંતોમાંથી અહીં આવેલા અગ્ર પુરૂષોએ પોતપોતાના પ્રાંતોમાં પોતાના મહાજન સંઘોની સ્થાપના કરી અને તેનું નામ 'ઓસવાલ મહાજન સંઘ' રાખવામાં આવ્યું. (પાછળથી આવા સંઘો જ્ઞાતિઓ કહેવાઈ.)

આમ આ ઓસવાલ સમાજની સ્થાપના થઇ. ત્યારબાદ કોઈ પણ દેશમાં જૈન ધર્મને અંગિકાર કરનાર ક્ષત્રિય રાજપુત આ સમાજ (ઓસવાલ જ્ઞાત)ના લોકો સાથે પોતાનો કન્યા–વ્યવહાર કરી શકતો અને તેની જ્ઞાત (સંજ્ઞા) ઓસવાલ કહેવાતી. આવી રીતે નવા નવા ક્ષત્રિયો આ સમાજમાં આવતા ગયા અને તેથી તેનો ખૂબ મહોદય થયો અર્થાત્ ઓસવાલોની સંખ્યા ઘણી વધવા પામી.

લગભગ સં. ૧૫૦૦ ના સમય સુધી જૈન ધર્મને સ્વીકારીને પછીથી ઓસવાલ નામને ધારણ કરનારા ક્ષત્રિય કુળોનું એક પ્રાચિન પણ છિન્નભિન્ન હાલતમાં નિમ્નલિખિત પ્રસિદ્ધ કવિત પણ છે:–

"વર્ધમાન તણેં પછૈ, વરસ બાવન પદ લીયો;
શ્રી રત્નપ્રભસૂરિ નામ તાસુ સતગુરૂ વ્રત દીયો.
ભિન્નમાલ સું ઉઠીયા, જાય ઓસયા બસાણા;
ક્ષત્રિય હુઆ સાખ અડારા, ઉઠૈ ઓસવાલ કહાણા.

ઈકિ લાખ ચૌર્યાસી સહસ ઘર રાજકુલી પ્રતિબોધીયા;
શ્રી રત્નપ્રભ ઓસ્યા નગર ઓસવાલ જિણ દિન કિયા. (૧)
પ્રથમ સાખ પંવાર સેસ સીસૌદ સિંગાલા;
રણથંભા રાઠોડ વંસ ચંવાલ બચાલા
દૈયા ભાટી સૌનગએ કછાવા ધન ગૌડ કહીજે;
જાદવ ઝાલા જિંદ લાજ મરજાદ લહીજે.
ખરદરા પાટ ઔ પેખરા લેંણા પટા જલા ખરા;
એક દિન ઇતા મહાજન હુવા સૂર બડા ભિડસાખરા." (૨)

ભાવાર્થ—શ્રીમાલથી નીકળીને ક્ષત્રિયાદિ લોકો ઓસનગરમાં આવી વસ્યા. ખરતર ગચ્છમાં શ્રી વર્ધમાનસુરિ વિખ્યાત આચાર્ય થયેલા અને જેઓ વિમલશાહના બીજા ગુરૂઓમાં તેઓ પણ એક ગુરૂ હતા–તેમના પછી બાવન વરસે શ્રી રત્નપ્રભસૂરિએ આચાર્ય પદ લીધું. આ રત્નપ્રભસૂરિએ, જૈન ધર્મનો પ્રબોધ પામેલા અને આસપાસના પ્રાંતોમાં રહેતા ક્ષત્રિયોને ઓસનગરમાં એકઠા કર્યા. જ્યાં આવેલા એ ક્ષત્રિયો, છત્રીસ રાજકુળમાંના અઢાર કુળના કે જે કુળોના નામ ઉપરોક્ત કવિતમાં છે, તે કુળોના હતા. આ ક્ષત્રિયોનો ત્યાં જથ્થો બંધાયો, અને એ જથ્થાની જ્ઞાત (જ્ઞાતમાંથી જ જ્ઞાતિ નામ થયું છે) ઓસવાડ પ્રદેશ પરથી ઓસવાલ સ્થાપી. આ જથ્થામાં તે પછી કુલ એક લાખ ચોર્યાસી હજાર ક્ષત્રિય કુટુંબો દાખલ થયા અને તેઓ પ્રથમ મહાજન અને બાદ ઓસવાલને નામે ઓળખાયા હતા.[1]

---

૧. ઓસવાલ જ્ઞાતીની ઉત્પત્તી ભાટ–ભોજક, સેવક અને કેટલાક વંશાવળી લખનારા કુલગુરૂ અર્થાત્ વહીવંચા લોકો ૨૨૨ માં થયેલી બતાવે છે. એમાં ઇતિહાસ પ્રમાણ ખાસ નથી પણ એ કહેવત કેટલાક સમયથી ચાલતી આવી છે તે ઉપરથી કહે છે. ઉપરાંત એનું અનુકરણ અનેક જૈનેતર (બીજા ધર્મના) લોકોએ પણ કર્યું અને પોતાના ગ્રંથોમાં એવીજ રીતે લખ્યું કે 'ઓસવાલ બીયે બાવીસે' અર્થાત્ ઓસવાલ જ્ઞાતીની ઉત્પતી સં. ૨૨૨ માં થઈ છે. જેવાં કેઃ 'જાતિ ભાષ્કર'

( ઓસવાલ જ્ઞાતિની ઉત્પતિની આ વાત લોકોને મોઢે ચાલતાં કાળાંતરે તે ઘસાઈ ગયેલ હોય અને પાછળથી કવિત બનાવતી વખતે તેને કોઈ ભાટે ઉપરોક્ત કવિતામાં જેમ તેમ સાંકડી લીધી હોય એમ લાગે છે; અને તેથીજ મૂળ હકિકત તેમાં ઉલ્ટી સુલ્ટી રીતે જણાવાય છે.)

---

જાતિ અન્વેષણ '-'જાતિ વિલાસ' આદી ગ્રંથોમાં લખેલું મળી આવે છે. એટલુંજ નહી; પણ કેટલીક રાજ તવારીખો [ રાજાઓના ઇતીહાસ ]માં પણ આ જ્ઞાતીની ઉત્પતીનો સમય વીક્રમ સં. ૨૨૨ નો લખેલો છે. એવીજ રીતે જનસમુહ દ્વારા પણ એમજ સાંભળવામાં આવે છે કે—' ઓસવાલ બીયે બાવીસે ' મા થયેલ.

પણ છતાં આવી રીતે જુદા જુદા વર્ગો દ્વારા એકજ સમય બતાવવામાં આવે છે, જેમાં પણ એક રીતે કેટલુંક તથ્ય તો છે જ. એટલે આ સંબંધીની મુળ નોંધ સં. ૧૨૨૨ ના ઉપરથી કાળાંતરે પ્રથમનો આંક ભુંસાઈ જતાં અને ત્યાર બાદ ઉક્ત મુળ નોંધ પરથી લખનારે જે આંકડા કાયમ જોયા હશે તે લખી નાખ્યા હોય અને તે ઉપરથી આ સંવત ૨૨૨ નો સમય પ્રચલિત થઈ ગયેલ હોય એમ જણાય છે. બીજો મત જૈનાચાર્યો અને જૈન ગ્રંથકારોનો છે. તેઓ ઓસવાલની ઉત્પતીનો સમય વીક્રમ સંવત પૂર્વે ૪૦૦ વર્ષ અર્થાત આજથી ૨૪૦૦ વરસ પહેલાનો બતાવે છે. આ મત પ્રચલીત થવાનું કારણ ઉપકેશ ગચ્છ ચરિત્ર અને ઉપકેશ ગચ્છ પટાવલી છે, કે જે વીક્રમ સ. ૧૪૦૦ પછી લખાયલા છે; પરંતુ એમાં ઐતિહાસીક સત્ય જેવું કંઈ નથી અને આવી વાતોને ઈતિહાસમાં સ્થાન આપી શકાય નહી. વસ્તુમાં આ જ્ઞાતીની ઉત્પતિ ક્યારે થઇ છે એ વાત બુદ્ધિમાન ઓસવાલો બરાબર જાણે છે.

# ખંડ ૩ જો : વિભાગ ૨ જો

## :: મંગલાચરણ ::

વર્ધમાન કે ચરણયુગ, નિત વંદો કર જોર;
ઓસવાલ વંશાવળી, પ્રકટ કરૂં ચહું ઓર. (૧)
શ્રી સરસ્વતી દેવો સુમતિ, અવિરલ વાણી અથાહ;
ઓસવાલ ઉપમા ઇલા, સકલ કલા સારાહ. (૨)
દાનવીર સબ જગતમેં, ધનયુત ગુણ ગંભીર;
રાજવંશ ચઢતી કલા, જશ સુરધુનિકો નીર. (૩)
સકલ બારહો ન્યાતમેં, ધનયુત રાજકુમાર;
શુરવીર મચ્છરાલ હૈ, જાને સબ સંસાર. (૪)
(–યતિશ્રી શ્રીપાલચંદ્રજી કૃત 'જૈન સંપ્રદાય શિક્ષા'માંથી).

## પ્રકરણ ૧ લું.

---

## ઓસવાલોના મૂળ ક્ષત્રિયકુળ તથા ગોત્ર–શાખાઓ

કચ્છમાં તથા મારવાડ આદિ દેશોમાં વસતા ઓસવાલોની ગોત્ર –શાખાઓની હકિકત મળી શકી છે તેટલી આ વખતે આ પ્રકરણમાં આપી છે : ઉપરાંત તેમની ગુજરાત તરફના બાકીના ઓસ-

વાલોની ગોત્ર–શાખાઓની ઉત્પતિની હકિકત મેળવવા માટે અમારો પ્રયાસ ચાલુ છે, જે આ પુસ્તકના બીજા ભાગમાં આપવામાં આવશે. બીજું કચ્છના ઓસવાલોમાં નીચે જણાવ્યા મૂજબ લગભગ ૮૪ ગોત્ર–શાખાઓ છે. પરંતુ એ બધા મૂળ ગોત્રો નહિં હોતાં તેમાંના કેટલાક, મૂળ ગોત્રોમાંથી નીકળેલી શાખાઓ છે.

વિશેષમાં કચ્છના ઓસવાલો તથા મારવાડમાં વસતા ઓસવાલોના મોટા ભાગના ગોત્રોનું મૂળ એકજ છે, અને જેમાંથી પુનઃ પુનઃ જુદે જુદે સ્થળે તેમજ જુદે જુદે સમયે અનેક નવી નવી શાખાઓ નીકળવા પામી છે. દાખલા તરીકે, નવા સ્થળ ઉપરથી–ધંધા ઉપરથી–મંત્રી વગેરેના હોદાઓ પર રહેવાથી ઈત્યાદિ જુદા જુદા કારણોથી હજારો નવી નવી શાખાઓ યા અવટંકો નીકળવા પામી છે. એટલે એ માત્ર શાખાઓ જ છે–મૂળ ગોત્રો નથી. તેથી એવી શાખાઓના ઓસવાલ ભાઈઓએ પોતાના મૂળ કુળ–ગોત્રનું જ સ્મરણ રાખવું જોઈએ, કે જેની સગપણ–લગ્નાદિ સંબંધ બાંધતી વખતે ખાસ જરૂર પડે છે.

## (૧) કચ્છી ઓસવાલ વિભાગ

**પરમારમાંથી ૩૫ શાખા.**

| | | | |
|---|---|---|---|
| ગદ્ધ | પરમાર | કેણીયા | પરમાર |
| ચાપણીયા | ,, | ખોભડા | ,, |
| રાંભીયા | ,, | હરીયા | ,, |
| મારૂ | ,, | પાસડ | ,, |
| અઉઆ | ,, | ગુટકા | ,, |
| મોતા | ,, | ગોસર | ,, |
| ખોખીયા | ,, | વેકરા | ,, |
| જુરીચા | ,, | દઢ્ઢા (દંડ) | ,, |
| | | શાહા | ,, |

| | |
|---|---|
| સતીયા | પરમાર |
| શાહીયા | ,, |
| ધરોડ | ,, |
| લુઠીયા | ,, |
| વીરા | ,, |
| દાગા | ,, |
| ગીઢરા | ,, |
| ગાબીર | ,, |
| મોમાઇઆ | ,, |
| છાજેર (છાજડ) | ,, |
| વીસરીયા | ,, |
| વીકમ (વીક્રમ) | ,, |
| ભુહંદ | ,, |
| વોવારીયા | ,, |
| કપુરીયા | ,, |
| પટણી | ,, |
| વધાણા (વધણોરા) | ,, |
| લાલણ (લાલન) | ,, |

## રાઠોડમાંથી ૧૬ શાખા

| | |
|---|---|
| ચુડલા | રાઠોડ |
| ફોરીયા | ,, |
| સંગોઇ (સિંગુઇ) | ,, |
| પેખડ | ,, |
| કક્કા | ,, |
| ગંગર | ,, |
| લાપસીયા | ,, |
| ભીધરા | રાઠોડ |
| સાયલા | ,, |
| જોટા | ,, |
| લોઢાયા (લોડલાઇયા) | ,, |
| છાડવા | ,, |
| ધર્મસિંહ | ,, |
| ફોફરીયા | ,, |
| કુબડીયા | ,, |
| (કબરીયા–કોબેરા) | |
| પોલડીયા | ,, |

## ચૌહાણમાંથી ૯ શાખા

| | |
|---|---|
| નીસર | ચૌહાણ |
| બેદા | ,, |
| ગુજર | ,, |
| બેરાચ | ,, |
| હેહા (હૈહય) | ,, |
| ખીમસીયા | ,, |
| માલદેવ | ,, |
| નાગડા | ,, |
| મકડા | ,, |

## ચાવડામાંથી ૪ શાખા

| | |
|---|---|
| છેડા | ચાવડા |
| દેઢીયા | ,, |
| નંદુ | ,, |
| સાવલા | ,, |

**ભટ્ટીમાંથી ૭ શાખા**

| | |
|---|---|
| ગાલા | ભટ્ટી |
| ગોગરી | ” |
| શેડીયા | ” |
| સોની | ” |
| ગસીયા | ” |
| લાલકાપ | ” |
| લાલણા | ” |

+

**સોલંકીમાંથી ૧૬ શાખા**

| | |
|---|---|
| સતરા | સોલંકી |
| ખંઢેરા | ” |
| (ખંડેલા-ખંડેરા) | |
| રોહિલા (રોહીડા) | ” |
| ચંદરીયા | સોલંકી |
| ઉસવાર (ઓસવાલ) | ” |
| પુરવાડા | ” |
| સોરઠીયા | ” |
| ગુર્જર | ” |
| માઢા | ” |
| ઝાલોરીયા | ” |
| જાપડા | ” |
| સુમમાડી | ” |
| તોવારીયા | ” |
| વોરા | ” |
| (વોરામાંથી પુનઃ) | |
| ૧ બગડ | ” |
| ૨ વછી (વીંછી) | ” |

+

( આ નીચે ગોત્રોની ઉત્પતિની હકિકત આપવામાં આવી છે, તેમાં ક્ષત્રિય વંશો સામે જે “ગોત્ર” શબ્દ મુકવામાં આવ્યો છે, તેનો અર્થ શાખા સમજવો. રાજપુતોમાં કુળની મૂખ્ય શાખાને ગોત્ર પણ કહેવામાં આવે છે, જેથી જ અત્રે ગોત્ર શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે.)

### પરમાર વંશ-મોતા ગોત્ર

પરમારની વંશની ૩૫ શાખાઓમાં એક સાંખલા શાખા થઈ છે. એ સાંખલા શાખામાંથી પુનઃ મોતા શાખા થઈ. વંશાવળીઃ-

ચંદ્રાવતી આબુના રાજા ધરણીવરાહના પુત્ર બાહડના બે પુત્રો સોઢા અને સાંખલાથી એ નામની બે શાખાઓ થઈ. સાંખલાનું બીજુ નામ વાઘ પણ હતું. સાંખલાને પડિહારોએ જમિન આપી ને

ત્યાં તેણે વાઘોરીયા ગામ વસાવ્યું. બાદ વાઘને પડિહારો સાથે વેર થતાં વાઘને પડિહારોએ મારી નાખ્યો. સાંખલા ઉર્ફે વાઘની સ્ત્રી આથી અજમેર ચાલી ગઈ. ત્યાં તેને વેરસી નામે પુત્ર થયો. તે ઉમર લાયક થતાં પડિહારો સામેનું બાપનું વેર લેવા નક્કી કર્યું. આ માટે તેણે પોતાની કુળદેવી સચીયાય (સત્યા) માતાની માન્યતા માની. માતા સહાય થઈ અને તેને માર્ગ બતાવ્યો. વેરસીએ ચૌહાણો પાસેથી સૈન્યની મદદ લઇને પડિહારોના સ્થાન પર હલ્લો કર્યો. તેણે પડિહારોનાં ઘણાં માણસો મારી નાખ્યાં ને બાપનું વેર લીધું.

કાર્ય સિદ્ધ થવાથી તે ઓસવાડમાં પારકર તરફ માતાના સ્થાન પર આવ્યો અને માતાના મંદિરનાં દ્વાર બંધ કરી એકાંતમાં કમલ પૂજા કરવા તલવાર ઉઠાવી. સચયાય દેવીએ હાથ પકડી લઈને સમજાવ્યું કે, હું તારી સેવાથી પ્રસન્ન થઇ અને તારૂં મસ્તક તને આપ્યું: એના બદલે સુવર્ણનું મસ્તક બનાવી ચઢાવજે.

બાદ વેરસી રૂણવાયમાં જઈ રહ્યો અને મુંધીયાડમાં પડિહારોનો ગઢ પાડી નાખી એણે રૂણકોટ બનાવરાવ્યું. ઉકત વેરસીને રાજપાલ નામે પુત્ર થયો.

રાજપાલને છોહિલ, મહિપાલ અને તેજપાલ નામે ત્રણ પુત્રો થયા. છોહીલના પુત્રો રૂણમાં રહ્યા ને તેઓ રૂણેચા કહેવાયા. છોહિલના એક પુત્રે **જૈન** ધર્મ સ્વીકાર્યો ને તેના વંશજો **ઓસવાલ** જ્ઞાતિમાં દાખલ થયા.

મહિપાલ રૂણ છોડી જાંગલુમાં ગયો ને તેના વંશજો જાંગલવા કહેવાયા. મહિપાલે જૈન ધર્મ સ્વીકાર્યો અને તેના ઉતરાધિકારીઓ **ઓસવાલોની** જ્ઞાતિમાં ગયા.

છોહિલના વંશમાં અનુક્રમે પાલણસી—મહેન્દ્ર—હંસપાલ—સોઢલ—વીરમ અને ચાચગ થયા. ચાચગના ગઢ પર માંડુના સુલતાને ચઢાઈ કરી. લડાઈ થઈ. બાદશાહ નાઠો, અને એના નગારા નીશાન સાંખલાઓએ છીનવી લીધા.

ચાચગને સીહડ નામે પુત્ર થયો. તે મહા વીર થયો. તેણે મેરો સાથે લડાઈ કરી તેમને મારી નાંખ્યા. સીહડને નિમ્નલિખિત બાર પુત્રો થયાઃ—

સાલ્હા, વચ્છા, હાંસા, જૈતકરણ, લુણા, સુર્જન, દેવરાજ, કુંભા, નાલ્હા, રતનસી, બીજા, માંડણ.

સાલ્હાને ઉધા અને ઉદીંગ (ઉદયસિંહ) નામે બે પુત્રો થયા. તેમાંના જ્યેષ્ઠ પુત્ર ઉધાને મોતા અને જેતસી નામે બે પુત્રો થયા.

ઉધાનો જ્યેષ્ઠ પુત્ર મોતા રૂણકોટની ગાદીએ બેઠો. આ મોતા ઉર્ફે મોટસિંહને વડગચ્છના જૈન યતિશ્રી કનકસુરિએ સં. ૧૩૮૦માં પ્રતિબોધ્યો ને તેના વંશજો ઓસવાલની જ્ઞાતિમાં ભળી ગયા. ઉક્ત મોટસિંહના વંશજોનું મોતા ગોત્ર થયું.

## ચૌહાણ વંશ-માલદેવ ગોત્ર

ચૌહાણોની ચોવીસ શાખાઓમાં એક માલણ યા માલદેવ શાખા પ્રસિદ્ધ છે, જે મૂળ માલદેવના નામ પરથી થઈ છે.

ચૌહાણોના મૂળ પુરૂષ ચાહમાન (વીક્રમની છઠી શતાબ્દીમાં) ની રાજધાની અહિછત્રપુર (પછી એનું નામ નાગોર થયું.) નામના નગરમાં હતી. તેના ઉત્તરાધિકારી વાસુદેવે સાંભર (શાકંભરી)નું રાજ્ય મેળવ્યું. વાસુદેવના વંશમાં કેટલીક પેઢીએ વીક્રમની નવમી શતાબ્દીમાં વાકપતિરાજ થયો. તેને સિંહરાજ, લક્ષ્મણ (લાખણ) અને વત્સરાજ નામે ત્રણ પુત્રો થયા.

સિંહરાજના વંશમાં વીક્રમ સં. ૧૧૬૨માં પૃથ્વીરાજ (પ્રથમ) થયો. તેની રાણી રાસલદેવી જૈન યતિ અભયદેવસુરિ મલધારીની શિષ્યા હતી. લાખણે નંદોલમાં રાજ સ્થાપ્યું. તેના વંશમાં કીર્તિપાલ યા કીતુ થયો. આ વખતે સુવર્ણગિરિ પર આવેલા જાલોરની ગાદી પર કુંતપાલ યા કોટપાલ પરમાર નામે રાજા હતો, અને સીવાણાની

ગાદી પર વીરનારાયણ પરમાર હતો. જાલોરના રાજાનો પ્રધાન એક દૈયા વંશનો રાજપુત હતો. આ દૈયા રાજપુતથી મળીને કીતુ ચૌહાણે જાલોર અને સીવાણાગઢ લીધા. આ જાલોરના ચૌહાણોની સોનગીરી ઉપરથી સોનીગરા શાખા થઈ.

કીતુ ચૌહાણની કેટલીક પેઢીએ (સં. ૧૩૦૦ની લગભગમાં) રાવલ સાંમતસિંહ થયો. તેને કાન્હડદેવ તથા માલદેવ નામે બે પુત્રો થયા.

માલદેવના વંશજોનું માલદેવ–માલાણી યા માલણ ગોત્ર થયું.

વિ. સં. ૧૩૬૧માં જાલોર ગઢ પર અલ્લાઉદ્દીન બાદશાહ ચઢી આવ્યો. ભયંકર લડાઇ ચાલી. કાન્હડદેવનો પુત્ર વીરમદેવ મરાયો. કહાન્ડદેવે આથી પોતાનો વંશ બનાવી રાખવા અથવા સોનગીરા કુળને કાયમ રાખવા પોતાના નાના ભાઈ માલદેવને ગઢની નીચે મોકલી આપ્યો ને પોતે બાદશાહના લશ્કર સાથે ઝનુનપૂર્વક લડયો. તેણે તેનો ખૂબ ઘાણ કાઢયો. આખરે અલ્લાઉદ્દીને જાલોરગઢ ફતેહ કર્યો.

જાલોર ગઢને ફતેહ કરી બાદશાહ અલ્લાઉદ્દીને ચિતોડ પર ચઢાઈ કરી તે સર કર્યું. માલદેવ ચૌહાણે આ સમય દરમિયાન પ્રસ્તુત્ બાદશાહને કોઇ કામમાં મદદ કરી હતી, જેના બદલામાં અલ્લાઉદ્દીને માલદેવને ચિતોડ ગઢનો હાકેમ બનાવ્યો.

માલદેવ ચિતોડના હાકેમ પદ પર સાત વરસ રહ્યો. વિક્રમ સંવત ૧૩૬૫માં તપગચ્છના એક યતિએ માલદેવને પ્રતિબોધી જૈન ધર્મી બનાવ્યો હતો. એ માલદેવના વંશજોનું માલદેવ ગોત્ર થયું.

માલદેવને ત્રણ પુત્રો હતા : જૈસા–કીર્તિપાલ અને વણવીર.

જૈસાને પિતાની જાગીર મળી. માલદેવના બીજા પુત્ર કીર્તિપાલનું કુટુંબ ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થઈ ગયું. અને તે માલદેવના નામથી પ્રસિદ્ધ થયું.

મારવાડમાં વસતા આ માલદેવના રાજપુત તથા ઓસવાલ વંશજો માલણ તથા માલાણીના નામે ઓળખાય છે.

## રાઠોડ વંશ-ચુડલા ગોત્ર

મારવાડની ગાદી પર રાવ આસથાનની નવમી પેઢીએ રાવ ચુડા થયા. તેણે પડિહારોનું મંડોવરનું રાજ્ય મેળવ્યું ને રાજધાની ત્યાર પછી મંડોવરમાં રાખી. રાવ ચુડાએ ત્યાં ચુડલા ગામ વસાવ્યું, જે તેના એક પુત્ર નામે વરજાંગને મળ્યું. આ ચુડલા ગામના રાવ ચુડાના પુત્ર વરજાંગને સં. ૧૪૫૨ માં ખરતરગચ્છના એક યતિ નામે જિનરાજસુરિ મહારાજે પ્રતિબોધી જૈન ધર્માનુયાયી બનાવ્યો. તેના કુટુંબનું ગોત્ર ગામના નામ પરથી ચુડાલા યા ચુડલા થયું, અને તે ઓસવાલ જ્ઞાતિમાં ભળી ગયું.

## રાઠોડ વંશ-છાડવા ગોત્ર

મારવાડની ગાદી પર રાવ આસથાનની છઠ્ઠી પેઢીએ રાવ છાડા થયા. આ રાવ છાડાના એક પુત્રને સંવત ૧૪૨૦ માં ખરતરગચ્છના એક યતિ નામે શ્રી જિનકુશલસુરિએ પ્રતિબોધી જૈન ધર્મી બનાવ્યો. ત્યારબાદ તેનું કુટુંબ ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થઈ ગયું અને પુર્વ પુરૂષના નામ પરથી તેનું છાડવા ગોત્ર થયું.

## ચાવડા વંશ-સાવલા ગોત્ર

ચાવડાઓનું પાટણનું રાજ સોલંકી મૂળરાજે લેતાં અને બીજા ચાવડાઓની ભૂમિ છીનવી લેતાં કેટલાક ચાવડા કુટુંબો આબુ તથા પારકર તરફ આવી રહ્યા. એવીજ રીતે પારકરમાં આવી રહેલ એક ચાવડા કુટુંબમાં સાવલ નામે પ્રતાપી પુરૂષ થયો. તેણે સિંધમાં સાવલા ગામ વસાવ્યું. આ સાવલ ચાવડાને એક જૈન યતિએ પ્રતિબોધી જૈન ધર્માનુયાયી બનાવ્યો. ત્યાર બાદ તેના વંશજો ઓસવાલ જ્ઞાતિમાં ભળી ગયા. સાવલના આ ઉત્તરાધિકારીઓનું સાવલા ગોત્ર થયું.

## રાઠોડ વંશ-ગંગર ગોત્ર

મારવાડમાં રાઠોડ વંશનું રાજ સ્થાપનાર રાવ સિંહા યા સિંહજીતની

દસમી પેઢીએ વીરમદેવ થયા. તેમને પાટવી કુંવર ચુડા સિવાય બીજા ચાર પુત્રો થયા: જયસિંહ, ગંગરરાવ, દેવરાજ અને વિજયરાજ.

રાવ વીરમદેવના ત્રીજા પુત્ર ગંગરરાવે તેના ભાઈઓ સાથે લડીને સોજત લીધું. આ રાવ ગંગરરાવથી તેના વંશજોની ગંગર શાખા થઈ.

વિ. સં. ૧૪૮૦ માં આ ગંગર શાખાના એક પુરૂષને ખરતર ગચ્છના એક યતિ નામે શ્રી જિનરાજસુરિએ પ્રતિબોધી જૈન ધર્માનુયાયી બનાવ્યો, જેનું કુટુંબ ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થઈ ગયું.

## પરમાર વંશ–મારૂ ગોત્ર

પરમાર વંશની ૩૫ શાખાઓમાં એક ભાવલ અથવા ભાયલ શાખા છે. એનું વતન સીવાણા અને રોહીસી ગામ હતું. આ ભાવલ શાખામાં રાણા સજન થયા. રાણા સજનના રાણા રાવલ થયા. તેમનું સીવાણાનું ગઢ વચ્ચે કેટલોક સમય છુટી ગયેલ, તે સુલતાન અલ્લાઉદ્દીનથી મળીને રાણા રાવલે પાછું મેળવ્યું.

રાણા રાવલને બે પુત્ર થયા : સિલાર અને મારૂ.

સિલાર ગાદીએ બેઠો. મારૂને વૈરસલ ઉર્ફે વેરસી નામે એક પુત્ર થયો. એ વેરસીથી પરમારની મારૂ શાખા ચાલી. વેરસીને ખરતર ગચ્છાધિપતિ શ્રી જિનકુશલસુરિજી મહારાજે સં. ૧૩૮૦ માં પ્રતિબોધી જૈન ધર્માનુયાયી બનાવ્યો.

ઉપરોક્ત વેરસીના પુત્રો જૈન ધર્મમાં રહ્યા ને તેઓ જૈન રાજપુતોની ઓસવાલ જ્ઞાતિમાં ભળી ગયા. આ કુંટુંબ તેની મૂળ મારૂ શાખા પરથી મારૂને નામે ઓળખાયું.

## પરમાર વંશ–સતીયા ગોત્ર

ચંદ્રાવતીના રાજા જેતસિંહ પરમારને એક જૈનાચાર્ય શ્રી રૂપદેવસુરિએ સં. ૧૦૯૫ માં પ્રતિબોધી જૈન ધર્માનુયાયી બનાવ્યો.

આ જેતસીનો એક પુત્ર નામે રાજપાલ સાંચોર ઉર્ફે સત્યપુરમાં જઈ રહ્યો. તેના સંતાનો સત્યપુર પરથી સતીયાને નામે ઓળખાયા. ઉક્ત રાજપાલના વંશજો જૈન ધર્મમાં રહ્યા ને તેઓ પાછળથી ઓસવાલ જ્ઞાતિમાં ભળી ગયા.

## સોનીગરા ચૌહાણ વંશ-ખીમસીયા ગોત્ર

માલદેવ ગોત્રની હકિકતમાં જણાવ્યા મૂજબ માલદેવને જૈસા, કીર્તિપાલ અને વણવીર નામે ત્રણ પુત્રો હતા.

વણવીરને રણધીર અને રાણા: એમાંના રણધીરને રાજધર અને કેલણ એ મૂજબ પુત્રો થયા. રણધીરના જ્યેષ્ઠ પુત્ર રાજધરને દુદા અને ખીમસિંહ નામે બે પુત્રો થયા. રાજધરના જયેષ્ઠ પુત્ર દુદાને પીતાનું પ્રગણું મળ્યું અને ખીમસિંહે ખીવસર નામે પોતાનું જુદું ગામ વસાવ્યું.

વિક્રમ સંવત ૧૪૯૦માં વૃદ્ધ તપાગચ્છના યતિશ્રી રત્નસિંહ સુરિ મહારાજે ખીમસિંહને પ્રતિબોધ્યો ને તેનું કુટુંબ ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થઈ ગયું. આ ખીમસિંહના કુટુંબનું ગોત્ર ખીમસીયા (ખીમસિંહા) થયું.

## ચાવડા વંશ-ડેઢીયા ગોત્ર.

ચાવડાઓનું પાટણનું રાજ સામંતસિંહ ચાવડાને મારીને તેના ભાણેજ મુળરાજ સાલંકીએ લઈ લીધું ને તેણે ત્યાં ચાવડાઓની કતલ ચલાવી. આ સિવાય તેણે તથા ત્યાર પછીના સોલંકી રાજાઓએ ચાવડાઓની ભૂમિ ધીમે ધીમે લઈ લેવા માંડી.

ત્યાંના ચાવડાઓમાંના એક ડેડજી યા ડેડાજીની ભૂમિ સોલંકીઓએ લઈ લેતાં તે આબુ તરફ આવ્યો. તે વીર અને પરાક્રમી હતો. તેણે ત્યાં વસતા મીણા તથા કાઠી લોકોને પર્વત બાજુ નસાડી મુકયા અને ત્યાં ડેડવા નામે ગામ વસાવ્યું. આ ડેડજી

પુનઃ મંડોવર તરફ આવ્યો અને ત્યાં પડિહારોની ભૂમિ દબાવી ઓસિયા (પૂર્વેનું ઓસનગર) નજિક ડેઢીયા નામનું ગામ વસાવ્યું.

આ ડેડાજીના ડેઢીયા ગામના વંશજોનું ડેઢીયા ગોત્ર થયું.

સંવત ૧૧૦૦માં ડેઢીયા ગામ ઓસિયાના પરમારે લઈ લીધું. સં. ૧૨૫૪માં શ્રી જયસિંહસુરિએ ડેઢીયા કુળના કુંટુંબોને પ્રતિબોધી જૈન ધર્માનુયાયી બનાવ્યા. ત્યારબાદ તે કુટુંબો ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થઈ ગયા.

આ ડેઢીયાઓની કુળદેવી મામલ માતા છે. મામલદે યા મામલદેવી મૂળ રાઠોડ વંશના કક્કા કુળની દીકરી હતી ને ચાવડા વંશના આ ડેઢીયા કુળમાં પરણી હતી. પાછળથી તે શક્તિ થઇ ને દેઢીયા કુટુંબોને વરદાન આપ્યું તથા તેમનું રક્ષણ કરવા વચન આપ્યું. આથી દેઢીયા કુંટુંબોએ તેને પોતાની કુળદેવી તરિકે સ્થાપી.

ડેઢીયા કુળના અમુક કુટુંબો ભુજ વસતાં, ત્યાં જઈ વસ્યા ને ત્યાંના બીજા ગુર્જર ઓસવાલોની જ્ઞાતિમાં દાખલ થઇ ગયા. ભુજનગરના વર્તમાન નગરશેઠ શ્રીમાન સાકરલાલ પાનાચંદ પણ આજ ડેઢીયા કુળના છે.

કચ્છમાં વસતા કચ્છીભાષી ઓસવાલોના ગોર, ત્યાંના રાજવંશના ગોર છે તેજ રાજગોર બ્રાહ્મણો છેઃ પૂર્વે ડેઢીયા, મારૂ, ધરોડ, કક્કા તથા સોની એ કુળોના ગોર જેસરગોર હતા. હાલમાં તેઓના ગોર રાજગોર બ્રાહ્મણ છે—છતાં હજી તેઓમાંના અમુક કુળો પાસેથી પોતાના જુના હક્ક મુજબ જેસરગોરો લગ્ન પ્રસંગે લાગો લઈ જાય છે.

આ ડેઢીયા ગોત્રનું મૂળ ઉત્પતિસ્થાન ડેઢીયા ગામ, જોધપુર તથા જેસલમેરની લગભગ વચ્ચે અને ઓસીયા પ્રગણામાં આવેલું છે. ડેઢીયા ગામનું પાછળથી મારવાડી ભાષામાં ડ નો ઉચ્ચાર દ થાય છે–તે ઉપરથી પ્રાંતિય ભાષાભેદથી ડ નો દે થઈ દેઢીયા નામ

થયું. અને આથી ત્યાં વસનારા પરમાર કુટુંબનું પણ એ મૂજબ દેઢીયા ગામ ઉપરથી દેઢીયા ગોત્ર થયું છે.

મારવાડમાં વસતા પરમાર કુળના ઓસવાલોમાં આ દેઢીયા ગોત્ર છે. સિવાય રજપુતોની એકાદ જ્ઞાતિમાં તથા વૈષ્ણવ ધર્મ પાળનાર વ્યાપારી કોમમાં પણ આ દેઢીયા શાખા થએલ છે. પરંતુ તે મૂળ ડેઢીયાનું અપભ્રંશ થઈનેજ દેઢીયા નામ થયું છે.

## રાઠોડ વંશ-લોઢાયા ગોત્ર

ગુજરાતની સરહદ પર મારવાડમાં આવેલ લોડલાઈ ગામમાં એક રાઠોડ ઠાકોર હતો. તેણે એક જૈન યતિ પાસે સં. ૧૫૫૦માં જૈન ધર્મ સ્વીકાર્યો હતો. આ ઠાકોરનું એક કુટુંબ જૈન ધર્મમાં કાયમ રહ્યું ને તે ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થઈ ગયું અને તેનું ગોત્ર લોડલાઈ ગામ પરથી લોડલાઈયા યા લોઢાયા થયું.

## વરિહાહા પરમાર વંશ-ગદ્દા ગોત્ર

ચંદ્રાવતી-આબુનું રાજ સ્થાપનાર બીહોલ પરમાર કુળની એક વરિહાહા શાખા થઈ. એ શાખાનું જેસલમેરથી પાંચ ગાઉ પર આવેલ લોદ્રવાનગરમાં રાજ થયું. આ શાખા પાસે તે રાજ્ય સં. ૧૦૦૦ સુધી રહ્યું. તતપશ્ચાત્ ભટ્ટી રાજા દેવરાજે (દેવરાસર યા દેરાવર વસાવનાર) તે લઈ લીધું.

લોદ્રવાનગરનું વરિહાહા પરમારોનું રાજ ભટ્ટી વંશે લઈ લેતાં ઉક્ત વરીહાહા પરમારો મારવાડમાં તથા સિંધ દેશમાં ફેલાઈ ગયા, અને જ્યાં સ્થાન મળ્યું ત્યાં ભૂમિ વસાવી. આજ કુળમાં સં. ૧૧૭૫ માં ગદાધર નામે એક વીર પુરૂષ થયો. તેણે પારકર દેશમાં ગામ વસાવ્યું.

વીક્રમ સં. ૧૨૦૦માં યુગપ્રધાન ખરતર ગચ્છાધિપતિ જૈનાચાર્ય શ્રી જિનદત્તસુરિજી મહારાજે ઉપર્યુક્ત ગદાધર પરમારને પ્રતિબોધી

જૈન ધર્મી બનાવ્યો. આ ગદાધરના સંતાનોનું ગોત્ર ગદા થયું ને તેઓ ઓસવાલની જ્ઞાતિમાં દાખલ થઈ ગયા. મારવાડમાં આ ગોત્ર-ગાદવાને નામે ઓળખાય છે.

## ભટ્ટી વંશ–ગાલ્લા (ગાહીલા) : ગોગરી ગોત્ર.

યદુ વંશમાં મહારાજા ઉષ્ણીક થયા. તેમનું રાજ્ય હિમાલય પ્રદેશમાં કેદારનાથની નિકટ ઉખીમડની પાસે શોણિતપુરમાં હતું. ઉષ્ણીકના વંશમાં વિક્રમ સં. ૬૦૦માં શોણીતપુરની ગાદી પર રાજા રિજદેવ થયા. રિજદેવે પોતાના અતુલ બળથી હિમાલયનો વિશાળ પ્રદેશ ઉપરાંત ઉત્તર--પશ્ચિમના મિશ્ર આદિ દેશો જીતી લીધા. આવો મહાન વિજય મેળવીને રિજદેવે દેવેન્દ્રનું પદ ધારણ કર્યું.

આ રિજદેવને ચાર પુત્રો થયા : અસપત–ગજપત–નરપત અને ભુપત. ગજપતે ગિજની શહેર વસાવ્યું ને ત્યાં પોતાની રાજધાની કરી.

રિજદેવના છેલ્લા બે પુત્રો નરપત અને ભુપતથી યદુવંશની બે મહાન શાખાઓ થઈ : સમાવંશ અને ભટ્ટી વંશ.

નરપતના વંશમાં વિ. સં. ૭૦૦માં સામારાવ થયો. આ સામારાવ સિંધમાં ગયો ને ત્યાં સમીનગર યા સામગઢ વસાવ્યું ( પાછળના ભાટોએ આ સામગઢને રૂમ–શામ બનાવી દીધું છે ). સિંધમાં આ સામારાવથી સમા વંશની સ્થાપના થઈ. (પાછળથી સમાવંશમાંથી જાડેજા શાખા નીકળી; જેણે કચ્છમાં રાજ સ્થાપ્યું અને હાલસુધી તે કાયમ છે.)

### ભટ્ટી વંશ:

રાજા રિજદેવના ચોથા પુત્ર ભુપતને સલભન ઉર્ફે શાલિવાહન નામે એક મહાન શુરવીર પુત્ર થયો. તેણે પંજાબ દેશમાં શાલિવા-હનપુરની સ્થાપના કરી. (જે હાલ શાલીપુરા કહેવાય છે.)

શાલિવાહનને બાલંદ અને જંજ નામે બે પુત્રો થયા. જંજથી જંજુયા યા જોઇયા શાખા થઇ. બાલંદને વી. સં. ૭૦૦માં ભાટીરાવ નામે મહા પરાક્રમી અને વિજયી પુત્ર થયો. તેણે મથુરા આદિ ઉતરીય ભારતમાં વિશાળ રાજ્ય સ્થાપ્યું- જે રાજ્યવિસ્તાર બલમંડલને નામે ઓળખાયો. આ રાવ ભાટીથી ભટ્ટીક સંવત ચાલ્યો અને ભટ્ટી વંશની સ્થાપના થઇ.

રાવ ભટ્ટી પછી નીચે મૂજબ વંશ ચાલ્યો:-

મંગલરાવ : મંઝમરાવ : કેહર-એણે કેહરોરનગર વસાવ્યું : કેહરને તનુ નામે પુત્ર થયો-તેણે તનોટનગર વસાવ્યું : વિજયરાવ (પહેલો) : રાવલ દેવરાજ. એણે દેરાવરનગર વસાવ્યું-તેના વંશજોની એક દેવરાજોત શાખા થઈ : મુંધ-એના વંશજો મુંધરાને નામે પ્રસિદ્ધ થયાં : વચ્છ યા વત્સરાવ : દુશાજ : રાવલ લાંજા વિજયરાવ (બીજો) વિ. સં. ૧૧૫૦માં થયો.

રાવલ વિજયરાવ લાંજાની રાજધાની લોદ્રવાનગરમાં હતી. તે સિદ્ધરાજ સોલંકીની પુત્રીને પરણ્યો. તેનાથી તેને ભોજદેવ, રાહડ, દેશલ અને બાપારાય નામે ચાર પુત્રો તથા લાંગ અને લાછ નામે બે પુત્રીઓ-એમ સંતાન થયા.

ભોજદેવને જેસલદેવ નામે પુત્ર થયો. તેણે જેસલમેર નગર વસાવ્યું અને ત્યાં રાજધાની સ્થાપી.

## ઓસવાલ-રાહડીયા ગોત્ર:

વિજયરાવ લાંજાના બીજા પુત્ર રાહડે યુગપ્રધાન જૈનાચાર્ય શ્રી જિનદત્તસૂરિજી મહારાજ પાસે પ્રતિબોધ પામી જૈન ધર્મ સ્વીકાર્યો. આ રાહડથી રાહડીયા ગોત્ર થયું ને પાછળથી આ ગોત્રના કુટુંબો ઓસવાલ જ્ઞાતિમાં ભળી ગયા.

**(આ રાહડીયા ગોત્રના ઓસવાલ કુટુંબો મૂખ્યત્વે મારવાડમાંજ છે.)**

## ઓસવાલ-ગોગરી ગોત્ર:

વિજયરાવ લાંજાના ત્રીજા પુત્ર દેશલને મૂળરાજ અને ગોગરી-રાવ નામે બે પુત્રો થયા. ગોગરીરાવે જેસલમેરની પૂર્વ તરફની પડિહારોની ભૂમિ દબાવી ત્યાં ગોગરીસર તથા ગોગલીયાર નામે ગામ વસાવ્યા.

આ ગોગરીરાવને યુગપ્રધાન ખરતરગચ્છાધિપતિ જૈનાચાર્ય શ્રી જિનદત્તસૂરિજી મહારાજે પ્રતિબોધી જૈનધર્માનુયાયી બનાવ્યો.

વિજયરાવ લાંજાની પુત્રીઓ લાંગ અને લાછ-બને શક્તિઓ અર્થાત શક્તિદેવીઓ થઈ. લાછદેવીએ તેના ભત્રિજા ગોગરીરાવને પ્રત્યક્ષ થઈ તેના ગોત્રનું રક્ષણ કરવા વચન આપ્યું. ગોગરીરાવે જેથી તેને પોતાની કુળદેવી સ્થાપી.

આ ગોગરીરાવના કુટુંબનુ ગોત્ર ગોગરી થયું- ને તે ઓસવાલ જ્ઞાતિમાં ભળી ગયું. આ ગોગરી ગોત્રની કુળદેવી ઉપરોકત લાછમાતા યા લાછલદેવી છે.

( આ ગોગરી ગોત્રના ઓસવાલો કચ્છમાં ઘણા છે. )

## ઓસવાલ-ગાલા ગોત્ર

વિજયરાવ લાંજાના સૌથી નાના પુત્ર બાપારાયને ગાહિલરાય નામે પુત્ર થયો..તેને બણાંદ ગામ મળ્યું. ગાહીલરાયે બીજું ગામ ગાહીલવાલા વસાવ્યું. આ ગાહીલના પુત્રોનું ગાહલા ગોત્ર થયું. ગાહિલરાવે જૈન ધર્મ સ્વિકાર્યો હતો, જેથી તેનું કુટુંબ પાછળથી ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થઇ ગયું.

ઉપરોકત ગાહલા કુળનું એક કુટુંબ ભટ્ટી રાવ વરસલજીએ વસાવેલા વીસલપુરમાં જઇ વસ્યું. ત્યાંની કુળદેવી વીસલદેવીને તેમણે પોતાની કુળદેવી તરીકે સ્થાપી. વિ. સં. ૧૫૫૦માં તેઓ કચ્છમાં આવ્યા.

## રાઠોડ વંશ-સંગોઈયા સિંગુઈ ગોત્ર

કનોજ પર શાહબુદ્દીન ગોરીએ ચઢાઈ કરી તેમાં કનોજનો રાજા જયચંદ રાઠોડ કામ આવ્યો અને કનોજ પર રાઠોડોની સત્તા નષ્ટ થઈ. તે વખતે જયચંદનો પુત્ર હરિશ્ચંદ્ર પોતાના મછલી ગામમાં જતો રહ્યો. અને જયચંદનો ભત્રિજો શિયોજી ઉર્ફે સિંહજીત, કે જેનું રાજ્ય કનોજ નજિક આવેલ બદાયુમાં હતું, તે પણ શાહબુદ્દીને નષ્ટ કરતાં સં. ૧૨૬૫ માં શિયોજી મારવાડમાં આવ્યો.

એ વખતે મારવાડનું પાલીગામ પાલીવાલ બ્રાહ્મણો પાસે હતું. એ પાલીવાલ બ્રાહ્મણો પર ત્યાંના ભીલ લોકો બહુજ જુલમ ગુજારતા હતા. આ વખતે મારવાડમાં આવી રહેલ અને નવા સ્થાનની શોધ કરતા શિયાજીની શૌર્યતા અને સાહસિકતાની પ્રશંસા આ પાલીવાલ બ્રાહ્મણોએ સાંભળી હતી, જેથી પોતાનું રક્ષણ થવાના ઉદ્દેશથી પાલી ગામ ઉક્ત શિયોજીને સોંપી દીધું.

શિયાજી રાઠોડે પાલી પર અધિકાર કરી, ત્યાંના ભીલ લોકોને મારી નાખ્યા અને એ ગામને ભીલોના જુલ્મથી મુક્ત કર્યું. ત્યાર બાદ શિયોજીએ ધીમે ધીમે ખેડના ગોહીલો તથા મંડોવરના પડિહારોની ભૂમિ લેવા માંડી.

શિયોજીને સોલંકી રાણીથી આસથાનજી અને ચાવડી રાણીથી સોનંગ તથા અજ એમ ત્રણ પુત્રો થયા. આસથાનજી, શિયોજી પછી પાલીની ગાદીએ બેઠો; અજ ઓખામાં ગયો ને ત્યાં રાજ સ્થાપ્યું; અને સોનંગજીને ગુજરાતના સોલંકી રાજા ભોળા ભીમે સામેત્રા ગામ આપ્યું. સોનંગજીએ ત્યાંથી પુનઃ ઈડરના જુલ્મગાર કોલીઓને મહાત કરી ઇડરનું રાજ લીધું, અને પોતાની ગાદી ઈડરમાં સ્થાપી.

**ઓસવાલ-હથુડીયા શાખાઃ**

સોનંગજીના એક પુત્રથી ઈડરના રાઠોડ વંશમાં રાઠોડની એક

હથુડીયા શાખા થઈ. ઉકત હથુડીયા શાખાના એક રાઠોડે જૈન ધર્મ સ્વીકાર્યો, જેનું કુટુંબ બાદ ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થયું.

ઈડરના રાવ સોનંગજીની ચૌદમી પેઢીએ કલ્યાણમલ થયો. તે સં. ૧૫૫૦ (લગભગ)માં ઈડરની ગાદીએ બેઠો. કલોજી રાઠોડ મહારાણા પ્રતાપનો ભાણેજ થતો હતો. આ કલોજી ઉર્ફે કલ્યાણમલને જગન્નાથ, ગોપીનાથ, અરજુનદાસ, અને સંગ્રામજી ઉર્ફે સાંગોજી એમ ચાર પુત્રો હતા. કલ્યાણમલના ઉકત ચાર પુત્રોમાંના ત્રણ પુત્રો અનુક્રમે ઈડરની ગાદી પર બેઠા.

કલ્યાણમલના ઉપરોક્ત પુત્રોમાંના ચોથા પુત્ર સંગ્રામજીએ એક યતિ પાસે જૈન ધર્મ સ્વીકાર્યો ને તે ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થઈ ગયો. સંગ્રામજીના પુત્રો પિતાના નામ સાંગોજી પરથી સાંગોઇતના નામથી ઓળખાયા. પાછળથી સાંગોઇતમાંથી ત ઉડી જઈ સંગોઇ અને સિંગુઈ નામ થયું.

કલ્યાણમલ પછી ઇડરની ગાદી પર જગન્નાથજી આવતાં, તેના વખતમાં મુસલમાનોની સેના ઇડર પર ચઢી આવી. એ વખતે મુસલમાનોએ લોકો પર અનેક જુલ્મો ગુજાર્યા તથા હિંદુઓને વટલાવ્યા. આવી પરિસ્થિતિમાં લોકો અન્ય દેશોમાં નાશી જવા લાગ્યા.

આજ કારણથી ઈડરની નજિકમાં રહેતા ઉકત સંગોઈ કુટુંબો પણ પોતાની ભૂમિ છોડી ચાલી નીકળ્યા અને જોધપુરમાં આવી રહ્યા.

## મારવાડી ઓસવાલ–સિંગુઈ: સીંધી: સંઘો ગોત્ર

જોધપુરમાં આવતાં સંગોઇ બંધુઓએ રાજની નોકરી સ્વીકારી અને તેમણે સેનાપતિ–મહામંત્રી વગેરેના મૂખ્ય હોદાઓ હાથમાં લીધા. આ લોકોએ એ હોદાઓ ઉપર રહી અનેક યુદ્ધોમાં જીત મેળવી, અને તેમ કરીને સંગોઇ શાખાનું નામ ઇતિહાસમાં અમર

કર્યું. આજથી એક સો વરસ પૂર્વ સુધી તેઓએ ઉક્ત હોદ્દાઓ જાળવી રાખ્યા હતા. મરાઠાઓની ચઢાઈઓ વખતે (સં. ૧૭૦૦-૧૮૦૦ દરમિયાનના સમયમાં) સેનાપતિ-મંત્રી-મહામંત્રી-કિલ્લાધ્યક્ષ ઈત્યાદિના હોદ્દા પર રહી કામ કરનારા ભિમરાજ સિંગુઈ-ખૂબચંદ સિંગુઈ-દમરાજ સિંગુઈ ઇત્યાદિ સંગોઈ વીશેની તો કર્નલ જેમ્સ ટોડે પોતાના 'રાજસ્થાનનો ઇતિહાસ' ગ્રંથમાં પણ નોંધ લીધી છે.

મારવાડમાં સંગોઈ શાખાના ઓસવાલોની ઘણી સંખ્યા છે, અને સંગોઇમાંથી સિંગુઈ થઈ, હાલમાં તેઓ સીંઘી અને સંઘીના નામે પોતાને ઓળખાવે છે.

**કચ્છી ઓસવાલ-સંગોઇ ગોત્ર:**

ઈડર પાસેથી નીકળી જોધપુર તરફ જઇ રહ્યા બાદ તરતનાજ સમયમાં અમુક સંગોઈ કુટુંબો પુનઃ પારકર નજિક આવી રહ્યા. પરંતુ પારકરમાં મુસલમાનોના વટલાળવૃતિ આદિના જુલ્મો થવા લાગ્યા, એટલે તરત પુનઃ તેઓ કચ્છમાં આવ્યા, અને ત્યાં કાયમ થઈને રહ્યા.

કચ્છમાં સંગોઈ શાખાના ઓસવાલો કેટલીક સંખ્યામાં અને અમુકજ ગામોમાં વસેલા છે. કચ્છના સંગોઈઓની કુળદેવી (મૂળ થરપારકર નિવાસીની) સત્યાદેવી ઉર્ફે સચ્ચા માતા છે. (કેટલાક બીજા ગોત્રોની કુળદેવી પણ એ છે.) એ માતાના મંદિરોમાં માતાની મુર્તિ સાથેજ, ઘોડા પર સ્વાર થયેલા બોંતેર જખ દેવોની ઘોડેસ્વાર મુર્તિઓ પણ બેસાડેલી હોય છે. આ જખદેવોને ઓસવાલો ઉપરાંત કચ્છના લગભગ દરેક જાતિના લોકો આસ્થાપૂર્વક માને છે, અને એ જખદેવો પણ પોતાના ભકતો તરફ સંકટ સમયે હાજરાહજુર હોય છે. કચ્છના સમા રાજા પુંજરાજનો આજ જખ દેવોએ નાશ કર્યો હતો.

## પરમાર વંશ–લાલણ (લાલન) ગોત્ર

આબુ ચંદ્રાવતીના રાજાના એક પુત્ર નામે શિવનારાયણે વિક્રમ સંવત ૧૧૦૦ માં જોધપુરની દક્ષિણ તરફના પ્રદેશમાં સીવાણા નામે નગર વસાવ્યું. તેની ચોથી પેઢીએ ત્યાં લાલસિંહ થયો. તેણે સીવાણા નજિક લાલણા ગામ વસાવ્યું.

વિક્રમ સં. ૧૨૫૦ માં એક જૈનાચાર્ય નામે શ્રી જયસિંહસુરિએ લાલસિંહનો અસાધ્ય રોગ મટાડતાં તેણે સરત મૂજબ જૈન ધર્મ સ્વીકાર્યો. લાલસિંહને સાત પુત્રો હતા. તેમાંના જયેષ્ઠ પુત્ર રાવજીને ગાદી મળી. આ રાવજીના વંશજો પાછળથી ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થઈ ગયા. ઉપરોકત લાલસિંહથી તેના વંશજોનું લાલણ ગોત્ર થયું.

લાલન શાખાના મૂળ લાલસિંહની ચૌદમી પેઢીએ અમરસિંહ થયો. તે સંવત ૧૬૦૦ માં કચ્છ દેશમાં આવ્યો, ને આરીખાણા (અબડાસા) માં રહ્યો. અમરસિંહને સંવત ૧૬૦૬ માં વૃદ્ધમાનસિંહ અને સંવત ૧૬૧૭ માં પદમસિંહ–એમ બે પુત્રો થયા. આ બંને પુત્રો ભદ્રેશ્વર જઈ રહ્યા.

પાછળથી એટલે વીક્રમ સંવત ૧૬૮૯ માં મારીવાયુ–જલ-પ્રલયથી ભદ્રેશ્વરનો દૈવી કોપથી નાશ થયો, જેથી પદમસિંહ કુટુંબ સહિત માંડવી જઈ વસ્યો ને વૃદ્ધમાનસિંહનું કુટુંબ ભૂજમાં જઈ વસ્યું.

## હાલાર–કાઠિયાવાડ અને લાલણ ગોત્ર

કચ્છના જાડેજા રાજવંશમાંના એક પ્રતાપી પુરૂષ નામે જામ રાવલે સં. ૧૬૯૭ માં જામનગર વસાવ્યું અને ત્યાં રાજધાની સ્થાપી. આ વખતે કચ્છમાંથી ત્યાં વસાવવા માટે બીજી કોમોના લોકો સાથે કેટલાક ઓસવાલોને પણ ત્યાં તેડાવ્યા હતા જેઓમાં લાલણ ગોત્રના પણ કેટલાક કુટુંબો ગયેલ હતા. આ રીતે ઓસવાલો કચ્છમાંથી કાઠીયાવાડના હાલાર પ્રાંતમાં ગયા અને હાલ પણ ત્યાં વસે છે.

## મારવાડ અને લાલણ ગોત્રની શાખાઓ

લાલણ શાખાના ઓસવાલોમાંના જેઓ મારવાડમાંજ રહ્યા અને ગોલવાડ તથા થલી પ્રાંતમાં વસ્યા તેઓ લાલાણી કહેવાયા.

ઉપર જણાવ્યા મુજબ લાલસિંહને સાત પુત્રો હતા. તેમાંના બીજા પુત્રને વાંઠીયા ગામ જાગીરમાં મળેલ, જેથી તેની વાંઠીયા શાખા થઈ. તેવીજ રીતે લાલસિંહના બીજા પુત્રો નામે વીરમજી, હરખાજી, શાહજી તથા માલાજી હતા; તેમના એ ચાર પુત્રોના નામ પરથી પુનઃ નિમ્નલિખિત ચાર શાખાઓ થઇઃ—

વીરમેચા-હરખાવત-શાહ અને માલાવત

(આ બધા ગોત્રોના ઓસવાલો મારવાડમાં વસે છે)

## પરમાર વંશ-છાજડ ગોત્ર

સાંચોરના રાજા જગમાલને છાહજીડ નામે એક પ્રતાપી પુત્ર થયો. તેણે આબુ મંડલમાં છાહજીડ નામે ગામ વસાવ્યું. છાહજીડના વંશજોનું છાજડ ગોત્ર થયું. છાહજીડના વંશમાં નેતસી થયો. આ નેતસીને એક જૈનાચાર્યે પ્રતિબોધી જૈનધર્મી બનાવ્યો, અને તે ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થઈ ગયો. ઠાકોર નેતસી છાજડે અનેક વીરતાના તથા લોકોપકારક કાર્યો કર્યા હતા અને જેથી તેણે ભાટોના ચોપડાઓમાં અમર પ્રસિદ્ધિ મેળવી છે. આ છાજડ ગોત્રમાં કેટલાક પ્રસિદ્ધ અમે પ્રતાપી જૈનાચાર્યો પણ થયા છે. (મારવાડમાં પણ આ છાજડ ગોત્રના ઓસવાલો ઘણાં છે.)

## પરમાર વંશ-ગીઢરા ગોત્ર

હાલ જ્યાં જેસલમેરનું રાજ્ય છે ત્યાં પૂર્વે પરમારોની ભૂમિ હતી. પારકરના એક સોઢા પરમાર નામે ગીદરાજે ઉકત સ્થળે આવેલ ખરડ નામના સ્થાનમાં ગીધરા નામે ગામ વસાવ્યું હતું. એ ગીધરાવે જૈન ધર્મ સ્વીકાર્યો અને તેના ઉત્તરાધિકારીઓ

પાછળથી ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થઇ ગયા. ગીદરાવના એ કુટુંબનું ગોત્ર ગીદ્ધરા થયું.

## પરમાર વંશ-બુરીચા ગોત્ર

જાલોરની ગાદી પર સં. ૧૧૯૦માં કોટપાલ ઉર્ફે કુંતપાલ પરમાર થયો. આ કુંતપાલને સં. ૧૨૧૨માં ચૌહાણ કીર્તિપાલે હરાવી તેનું રાજ લઇ લીધું. કુંતુપાલને બોહરજી નામે એક પુત્ર હતો તે જાલોરનું રાજ જતું રહેતાં સીવાણા જઈ રહ્યો. સીવાણામાં તેના પુત્રને શ્રી જયસિંહસુરિએ પ્રતિબોધી જૈનધર્મી બનાવ્યો જ્યારબાદ તેનું કુટુંબ ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થઇ ગયું. આ કુટુંબનું ગોત્ર પૂર્વ પુરૂષ બોહરજીના નામ પરથી બુરીચા થયું.

## ભટ્ટી વંશ-લાલણા ગોત્ર

સીવાણા તાબાનું લાલણા ગામ પરમારો પાસેથી પછવાડે ભટ્ટીઓએ લઇ લીધું. આ લાલણા ગામમાં રહેનારા એક ભટ્ટી રજપુતને એક જૈનાચાર્યે પ્રતિબોધી જૈનધર્મી બનાવ્યો, જ્યારબાદ ઉક્ત રજપુતનું કુટુંબ ઓસવાલ જ્ઞાતિમાં ગયું ને તેનું ગોત્ર ગામના નામ પરથી લાલણા થયું.

## ચૌહાણ વંશ-ભેદા ગોત્ર

નદ્દોલના એક ચૌહાણ રાજપુત નામે કીતુ ઉર્ફે કીર્તિપાલે સં. ૧૨૧૨ માં પરમાર કુંતપાલ પાસેથી જાલોર લીધું. કીર્તિપાલ પછી તેનો જ્યેષ્ઠ પુત્ર સમરસિંહ જાલોરની ગાદી પર બેઠો. જાલોરના અથવા સુવર્ણગિરિના આ ચૌહાણોની સોનગીરા શાખા થઈ.

જાલોરના ઉપર્યુક્ત રાજા સમરસિંહને સં. ૧૩૧૪ માં એક જૈનાચાર્ય નામે શ્રી અજિતદેવસુરિએ પ્રતિબોધી જૈનધર્માનુયાયી બનાવ્યો. આ સમરસિંહના સૌથી નાના પુત્ર ભેદાજીએ ભેદોરીયા ગામ વસાવ્યું ને તે ત્યાં રહ્યો. આ ભેદાજીના કુટુંબનું ગોત્ર,

તેના નામ પરથી ભેદા થયું અને તે ઓસવાલની નાતીમાં દાખલ થઈ ગયું.

### ભટ્ટીવંશ-શેઠીયા : સોની ગોત્ર

(શેઠીયા અને સોની ગોત્રો માટે જુઓ મારવાડ વિભાગમાં)

## વિશેષ વૃત્તાંત

કચ્છમાં ઓસવાલો વિશાળ સંખ્યામાં વસેલા છે, તેઓમાં બે વિભાગ છે: કચ્છીભાષી અને ગુર્જરભાષી. એકંદરે કચ્છમાં ઓસવાલોની સર્વ મળીને પોણા લાખની સંખ્યા છે.

કચ્છમાં આવેલા ઓસવાલો બે રીતે આવેલા છે. એક તો ગુજરાત થઈને અને બીજા સિંધ તથા પારકર થઈને આવેલા છે. એટલે તેઓ કચ્છમાં સં. ૧૫૫૦થી કરીને સં. ૧૭૦૦ સુધીમાં જુદા જુદા જથ્થાઓમાં આવેલા છે.

આમાં જે ગુજરાત થઈને આવેલા છે, તેઓ પૂર્વે વ્યાપારમાં પડી ગયેલાં હતા અને વ્યાપારના સબબસરજ કચ્છમાં આવી વસ્યા હતા. તેઓ કચ્છમાં આવી ગુર્જર ઓસવાલને નામે ઓળખાવા લાગ્યા હતા, અને ફકત વ્યાપારના મુખ્ય ધામ એવા મોટા મોટા શહેરોમાંજ વસ્યા હતા. આ ગુર્જર ઓસવાલોની કચ્છમાં પંદર હજારની સંખ્યા છે. તેઓ કચ્છી શબ્દોના મિશ્રણવાળી ગુજરાતિ ભાષાજ બોલે છે. તેઓના પુરોહિત મુખ્યત્વે ભોજક બ્રાહ્મણો છે. ગુર્જર ઓસવાલો કચ્છ સિવાય મુંબઈ આદિ નગરોમાં ધંધા અર્થે બહુજ અલ્પ સંખ્યામાંજ જાય છે, તેઓ કચ્છમાં જ વ્યાપાર કરે છે. તેઓ સાધનસંપન્ન છે. કચ્છી ઓસવાલોથી ગુર્જર ઓસવા-

લોની સંસ્કૃતિમાં કેટલીક ભીન્નતા જણાય છે. ગુર્જર ઓસવાલોની જ્ઞાતિ પણ જુદી છે.

બીજો વિભાગ કચ્છીભાષી છે એ ઓસવાલો મારવાડથી પારકર તથા સીંધમાં થઈને સીધા કચ્છમાં આવેલા છે. આ ઓસવાલો ફક્ત ગામડાઓમાંજ વસે છે ને ખેડનો ધંધો કરે છે. આ લોકોએ ત્યાં પોતાની જાગીરો તથા ગરાસ પણ જમાવી લીધા છે. હાલમાં મુંબઈ થયા બાદ તેઓમાંના કેટલાકો વ્યાપારનો ધંધો કરવા લાગ્યા છે. તેઓ સાદા, સંયમી, મહેનતુ તથા સ્વભાવે વીર વૃતિવાળા છે. તેઓમાં ત્યાગવૃતિ વિશેષ છે, જેથી એ લોકોમાં નિડરતા તથા નિર્ભયતાના ગુણો વિશેષ પ્રમાણમાં રહેલા છે. તેઓનો આઠ દશ વરસનો છોકરો પણ ત્રણ કે ચાર ગાઉ છેટેના ગામે જવું હોય તો હાથમાં લાકડી–કુહાડી આદિના સાધન સાથે કોઈ પણ જાતના ડર વગર નીકળી પડે છે. તો પછી મોટા માણસો માટે કહેવાનું જ શું હોય !

કચ્છીભાષી ઓસવાલો સંપૂર્ણ ક્ષત્રિયવટથી રહે છે. તેઓ રાજપુતાના તથા સિંધનો પ્રાચિન મર્યાદાવાળો રાજપુત પોશાક ધારણ કરે છે. મારવાડમાં જેને ચુડીદાર પાયજામો કહે છે તેને કચ્છમાં ચોરણો કહે છે–તે પગની ઘુંટણ પાસે બોર (બટન) વાળો પહોળા સુરવાલ જેવો ચોયણો પહેરે છે. ઉપર મર્યાદા જાળવવા આડીયો કે ફાળીયું બાંધે છે. ગામના દરેક કાર્યો રાજ્યાધિકારીઓ કે રાજભાયાતો સાથે મળીને કરે છે. કોઈ પણ લુચ્ચા–લફંગા લોકોથી નહી ડરતાં સમય ઉપસ્થિત થતાં સામનો કરે છે–અને એવા સ્વરક્ષણના કામમાં તેઓ જૈન ધર્મની હાલની પ્રચલિત અહિંસામાં માનતા નથી.

આ કચ્છીભાષી ઓસવાલોને વળી હથીયારોનો પણ શોખ હોય છે. તેઓ ઘરમાં તલવાર–બંદુક–ગુપ્તિ આદિ હથિયાર રાખતા

હોય છે, ને સમય આવે તેનો ઉપયોગ પણ કરે છે. આ લોકોની સ્ત્રીઓ પણ બહાદુર તથા નીડર હોય છે ને પોતાનો બચાવ જાતે પણ કરી શકે છે.

કચ્છી ઓસવાલોના પુરોહિત રાજગોર બ્રાહ્મણો છે. કચ્છી ઓસવાલોની નસેનસમાં ક્ષાત્રતેજ તથા પ્રાચિન કુળાભિમાન કાયમ રહ્યું છેઃ તેમજ સ્વજાતિની ઉત્કૃષ્ટ પ્રાચિન સંસ્કૃતિ પણ હજુ ટકાવી રાખી છે ને રિતરિવાજ, નામાભિધાન, સ્વભાવ-ગુણ, લગ્ન-રિવાજ ઇત્યાદિક બાબતોમાં પોતાની ક્ષત્રિય તરિકેની સ્મૃતિ જાળવી રાખી છે.

## આદિ નિવાસભૂમિ અને કચ્છમાં આગમન

સમસ્ત ઓસવાલ જાતિની આદિ નિવાસભૂમિ મરૂભૂમિ (મારવાડ) તથા તેની આસપાસની નિકટવર્તિની જુદી જુદી ભૂમિઓ હતી. અર્થાત્ જૈન ધર્મ સ્વીકારીને ઓસવાલ નામને ધારણ કર્યા પછી પણ એ જૈન ધર્માનુયાયી ક્ષત્રિય રાજપુતો ઓસ-પારકર-પાલી ઉપરાંત સાંચોર, જાલોર, જેસલમેર, ઇડર, જોધપુર, ગોલવાડ, થલીપ્રાંત, મેવાડ ઈત્યાદિક નગરોમાં તેમજ પ્રગણાઓમાં પોતાની પિતૃભૂમિઓમાં વસતા હતાઃ તેવીજ રીતે કચ્છદેશવાસીની ઓસવાલ જાતિ માટે પણ સમજવું,

ઉપરાંત કચ્છી ઓસવાલો કચ્છમાં આવી વસવા પૂર્વે ખાસ કરીને, થલી પ્રાંત-પારકર-પાલી-ઓસ-રાણી-સાંચોર-ઈડર ઈત્યાદિક પ્રગણાઓમાં વસતા હતા. તેમાં પણ મોટા ભાગના તો પારકરમાંજ[1]

---

૧. વિક્રમ સંવત ૧૭૦૦ પૂર્વે પારકર બહુજ વસેલો હતો. એમાં ચૌદ ચોઢી (એક ચોઢીમાં ૫૬૦ ગામની સંખ્યા થાય છે) એટલે કે ૭૮૪૦ ગામો વસતા હતા. મારવાડનો કેટલોક પશ્ચિમ ભાગ પણ પારકરમાં ગણાતો હતો.

(પારકરની સીમા-વી. સં. ૧૭૦૦ના સમય દરમિયાન)

એક તરફ કચ્છની રાજધાની ભુજનગર ગાઉ ૫૦, જેમાં ૪૦ ગાઉ સુધી પારકરની હદ અને ૧૦ ગાઉ કચ્છનીઃ ગામ રાણી પારકરનુંઃ ઉમરકોટ ગાઉ

વસતા હતા. તેમજ ત્યારબાદ કેટલાકો થોડો સમય સુધી સીંધમાં જઈને વસવા પણ લાગ્યા હતા. ઉપરાંત પારકર પણ તે સમયથી સિંધમાં ગણાવા લાગ્યો હતો.

## મુસલમાનોના સિતમો અને પિતૃભૂમિનો ત્યાગ.

રાજપુતો પર અલ્લાઉદ્દીન ખીલજી બાદ અમદાવાદ વસાવનાર અહમદશાહના જુલ્મોની ફરી શરૂઆત થઇ. તેના વખતમાં હિંદુઓ તેમજ રાજાઓ સુદ્ધાં માટે અનેક અપમાનસૂચક નિયમો થયા હતા. કોઇપણ હિંદુ સારા વસ્ત્ર કે ઘરેણાં પહેરી શકતો નહિ કે ઘોડા પર સ્વારી કરી શકતો નહિ: રાજાઓ પણ અમદાવાદમાં કચેરીના કામે આવતી વખતે નગરમાં તાપના રક્ષણાર્થે છત્રી ઓઢી શકતા નહિ–તેને બદલે, તાપથી રક્ષણ મેળવવા માટે માથા પર ફાળીયું કે પછેડી ઓઢી આવતા હતા.

આ સુલતાને અનેક નિર્બળ રાજપુતોને વટલાવ્યા ને તેઓને મોલેસલામ બનાવ્યા. અને જે રાજપુતોએ તેમ કર્યું તેમની જાગીરો કાયમ રાખી: સિવાય જે નાના રજપુતો ન વટલ્યા તેઓની જાગીરો નષ્ટ કરી.

અહમદશાહ પશ્ચાત મહમદ બેગડાના જુલ્મો રાજપુતો માટે અસહ્ય થઈ પડયા હતા. સં. ૧૫૦૦ (લગભગ)માં સમા વંશના રાજપુતો પુનઃ સિંધના સ્વામી થયા. મહમદ બેગડાએ સં. ૧૫૨૭–૧૫૨૮ અને સં. ૧૫૬૨ એમ ત્રણ વાર સિંધ પર સ્વારીઓ

૮૦ પર–જેમાં ૫૦ ગાઉ સીમા પારકરની અને ૩૦ ગાઉ ઉમરકોટની: સુરાચંદ રાજ્ય ચૌહાણોનું ગાઉ ૪૨ મધ્યે, જેમાં ૩૦ ગાઉ સુધી પારકરનું અને ૧૨ ગાઉનું સુરાચંદનું રાજ્ય: છહોટણ ગાઉ ૬૦ પર, જેમાં ૪૦ ગાઉ સીમા પારકરની અને આગળ ૨૦ ગાઉ છહોટણની: દક્ષિણમાં બાવસુઈ ચૌહાણોનું ગાઉ ૫૦, જેમાંથી ૨૭ ગાઉ સુધી પારકરની હદ અને ૨૩ ગાઉ બાવસુઈની.

આ વખતે (સં. ૧૭૦૦ માં) પારકરમાં ફક્ત ૧૪૦ ગામ વસતા હતા.

કરી. તેણે ત્યાંના સમા, સુમરા અને કેટલાક સોઢાઓને વટલાવ્યા. આ સાથે ત્યાં વસતા બીજા અનેક લોકોને પણ વટલાવવામાં આવ્યા. આમ બનતાં લોકો કચ્છ આદિ દેશોમાં નાશી જવા લાગ્યા.

બાદ જામ ઉનડ બાવનીયાના રાજસમયમાં દિલ્હીના સુલતાન ફિરોજશાહ તુગલકે સિંધ પર ચઢાઈ કરી. પરંતુ બહુજ નુકશાન ઉઠાવી બે વાર સુલતાનને હટી જવું પડયું. ત્રીજી વખતે એટલે સંવત ૧૫૭૫ લગભગમાં સુલતાનને વિજય પ્રાપ્ત થયો અને સમાઓની સત્તા સંપૂર્ણ નષ્ટ થઇ.

આવી રીતે સિંધને કબજે કરીને તેણે ત્યાં પોતાના સુબા રાખ્યા. એ સુબાઓ તરીકે ખાસ કરીને ધર્મગુરૂઓનેજ નીમવામાં આવતા હતા. આ હાકેમોમાં મુખ્ય કલોરા તથા તાલપૂરા શાખાના મુસલમાનો હતા. વખત જતાં આ ધર્મગુરૂ સુબાઓ સ્વતંત્ર થઈ રાજકર્તા બની ગયા. તેમની રાજધાની હૈદ્રાબાદમાં હતી.

સિંધમાં ઉપર મુજબ હિંદુ સત્તા નષ્ટ થઇ, મુસલમાની સત્તા થઇ, અર્થાત્ આખા સિંધ પ્રદેશ પર મુસલમાની રાજ્ય થયું. ત્યાર બાદ સિંધની આસપાસના પ્રદેશો પર ધીમે ધીમે તેમનો પ્રસાર થવા લાગ્યો. એટલે કે સિંધની લગોલગ આવેલા પારકર, થલી તેમજ મારવાડના બીજા સરહદના ગામો પર પણ તેઓ ફેલાવા લાગ્યા કે જ્યાં ઓસવાલો પણ વસતા હતા.

સિંધમાં આ સુબાઓ પર પ્રથમ જૈન યતિયોનો પ્રભાવ સારો હતો. તેઓ સુબાઓને ચિત્ર વિચિત્ર ચમત્કારો બતાવીને ખુશ રાખતા હતા, પરંતુ પાછળથી મુસલમાનો ધર્માંધ બનતાં યતિઓને પણ ત્યાં રહેવું તથા બચવું મુશ્કેલ બન્યું હતું.

આખરે ઉકત મુસલમાન સુબાઓની ધર્માંધતા-અત્યાચારિતા અને અન્યાયપરાયણતા વધવા લાગી, અને હિંદુઓને વટલાવવાની પ્રવૃતી શરૂ થઈ. હિંદુઓ માટે આથી ઉકત પ્રદેશોમાં રહેવું મુશ્કેલ

બની ગયું ને ભાટીયા લોહાણા આદિ જાતિના લોકો પણ જેથી પોતાના ધર્મ તથા જાતિના સંરક્ષણ માટે ઉક્ત દેશનો ત્યાગ કરી કચ્છ તરફ ચાલી જવા લાગ્યા હતા.

આજ વખતે યતિઓ તથા ભાટોની સલાહ અનુસાર ઓસવાલોએ પણ ત્યાંથી ચાલી જવાનું અને અન્ય સુરક્ષિત દેશમાં જવાનું નક્કી કર્યું. અમુક પ્રભાવશાળી યતિઓ તથા ભાટો સાથે કેટલાક મુખ્ય આગેવાન ઓસવાલો આ માટે કચ્છ–વાગડમાં આવ્યા.

વાગડમાં એ વખતે જામ દેદાજીનું રાજ હતું. તેને પોતાની હકિકત જણાવી. રાજાએ પણ આવેલા પ્રતિનિધિઓને આવકાર આપ્યો અને, તેમના જણાવ્યા મુજબ આવનાર ઓસવાલોને પોતાના રાજ્યમાં વસાવાની ખુશી બતાવી અને તેમની સંસ્કૃતિ આદિ જાતીની યોગ્યતા અનુસાર સર્વ હક્ક તથા છુટછાટો આપવાની કબુલાત આપી. તેમજ વધુમાં કચ્છની તથા સિંધની સરહદ ઉપર ત્યાંથી નીકળતી વખતે મુસલમાનો પાછળ ન પડે ને સતામણી ન કરે તે માટે લશ્કર તૈયાર રાખવાની પણ તેણે ઉત્સુક્તા બતાવી.

આમ આખરે ઓસવાલો–મુસલમાન અધિકારીઓના ધાર્મિક સામાજિક તથા રાજનૈતિક અત્યાચારોથી કંટાળીને ધર્મરક્ષા, જાતિરક્ષા તથા જીવનરક્ષા માટે પોતાની પિતૃભૂમિ તથા સુખસમૃધિનો ત્યાગ કરી કચ્છ તરફ પ્રયાણ કરવા લાગ્યા.

જે સત્તાધારી મુસલમાની ધર્મપ્રચારકો ક્યારથી વટલાવવા માટે ઓસવાલોની પાછળ પડેલા હતા, તેઓને ભુલથાપ આપી મધ્ય રાત્રીના સમયે જે કાંઈ જરૂર પુરતું સામાન લઈ શકાય તેને ગાડાંઓ માથે નાખી, કુટુંબોને લઇને ઓસવાલોએ હથીયારો સાથે કચ્છના માર્ગે પ્રયાણ કરી દીધું.

વાગડના રાજાએ પણ ગોઠવણ મુજબ કચ્છ અને સિંધની સરહદ ઉપર મદદ અર્થે લશ્કર તૈયાર રાખ્યું હતું. એવી રીતે સિંધ–

પારકરથી ઓસવાલો રણને માર્ગે રાત્રીના માર્ગ કાપી સહિસલામત કચ્છ-વાગડમાં આવી પહોંચ્યા.

જામ દેદાએ તેમને વસવાને જમિન આપી તથા તેમની યોગ્યતાને ધ્યાનમાં લઈને ગ્રામપંચાયત આદિ કાર્યો સંબંધીના તેમના સ્વતંત્ર હક્કો કાયમ રાખ્યા. ઉપરાંત ગામડાઓમાં પટેલ (મુખી) આદિના પદો પણ આ ઓસવાલોને આપ્યા.

અત્રે આ દેશમાં આવીને ઓસવાલ કુટુંબોના કેટલાક કુટુંબો જ્યાં ગામ વસેલા હતા ત્યાં રહ્યા, ઉપરાંત કેટલાકોએ યોગ્ય સ્થળે તોરણ બાંધ્યા ને ત્યાં નવા ગામ વસાવીને રહ્યા.

ત્યારબાદ પણ ઓસવાલો સીંધ, પારકર તથા મારવાડના સરહદ પરના ગામડાઓમાંથી જુદે જુદે સમયે કચ્છમાં આવતા રહ્યા, અને તેમની સંખ્યા વધવા લાગી.

વખત જતાં વાગડમાં આવી રહેલા ઓસવાલો ચાર વિભાગમાં વહેંચાઇ ગયા. જામ રાવળે જામનગર વસાવતાં પોતાના રાજ્યમાં વસાવવા માટે તે ભાટીયા-લોહાણા તેમજ ઓસવાલોને ત્યાં તેડી ગયો. આ રીતે કેટલાક ઓસવાલો હાલારમાં જઈ રહ્યા.

ત્યારબાદ કચ્છમાંના અબડાસાના તથા ભુજના રાજાઓએ પણ બીજી કોમો સાથે ઓસવાલોને પણ પોતાના પ્રદેશમાં લઇ જઇ વસાવ્યા.

આવી રીતે ચાર વિભાગમાં આ ઓસવાલો વહેંચાઈ ગયા અને તેમની ચાર મંજી (મોટા પટેલની ખુરશી) થઈ. હાલારમાં ગયા તેમની મંજી કુલસુમરામાં; અબડાસામાં ગયા તેમની કોઠારામાં (પાછળથી બીજે બદલી છે.); વાગડમાંજ રહ્યા તેમની લાકડીયામાં અને કાંઠીમાં ગયા તેમની મૂખ્ય ખુરશી ભોરારામાં રખાઈ.

મંજી અર્થાત્ ખુરશીઃ—જ્ઞાતિ સંબંધીના બધા કામો, તેમજ

રાજકિય, સામાજિક, ધાર્મિક અને જનતાવિષયક જાહેર કાર્યો માટે ઓસવાલ જાતિમાં પંચાયત સંસ્થા ખાસ હોય છે.

એવીજ રીતે કચ્છમા આવી વસેલા ઓસવાલોની પ્રત્યેક ગામમાં એવી પંચાયતો રચવામાં આવી. જેને ગ્રામિક પંચાયત કહે છે. આવી પંચાયતોના ઉપર ચાર પ્રાંતોમાં (હાલાર, કાંઠી, અબડાસા અને વાગડ) ચાર મહા પંચાયતો સ્થાપવામાં આવી, અને તેના અગ્રેસરો યા મોટા પટેલો નીમવામાં આવ્યા. આ ચાર મહા પંચાયતો ચાર મંજી અર્થાત્ ખુરશી કહેવાઈ.

## પ્રતિબોધક ગચ્છો:

કચ્છમાં આવી વસેલા કચ્છી ઓસવાલોને પ્રતિબોધનારા ગચ્છોમાં મૂખ્ય ગચ્છો ખરતર ગચ્છ, તપગચ્છ, અચલગચ્છ તથા લોકાગચ્છ છે.

## કુળદેવીઓ:

કચ્છમાં વસતા કચ્છી ઓસવાલોની કુળદેવીઓ ઓસિયા, સત્યા યા સચિયાય, અંબા, મામલ, આશાપુરા, વીશલદેવી, લાછમાતા ઈત્યાદિ કુળદેવીઓ જુદી જુદી શાખાઓની જુદી જુદી છે.

## વંશો:

કચ્છી ઓસવાલો તથા હાલાર (જામનગર રાજ્ય)ના ઓસવાલોની સંસ્કૃતિ એક સમાન છે. તેમજ કચ્છી ઓસવાલો તથા હાલારના ઓસવાલોમાં ગોત્ર શાખાઓ તથા મૂળ વંશો પણ એક જ છે.

આ ઓસવાલો મૂખ્યત્વે સોલંકી, પરમાર, રાઠોડ, ભટ્ટી, ચૌહાણ, અને ચાવડા-વંશોના છે.

## વીર નરરત્નો:

ઓસવાલોએ જેમ મારવાડમાં પોતાની અલૌકિક વીરતા

દેખાડી નામ અમર કર્યું છે, તેવીજ રીતે કચ્છમાં આવ્યા બાદ ઉક્ત મારવાડના ઓસવાલોની શાખાઓમાંના જ કચ્છી ઓસવાલોએ કચ્છમાં પણ અનેક યુદ્ધ પ્રસંગોમાં પોતાની વીરતા બતાવી હતી. છેવટના પ્રસંગોમાં ગુર્જર ઓસવાલોએ મૂખ્ય ભાગ ભજવ્યો છે: જેઓમાં હંશરાજ શાહનું નામ વિશેષ પ્રસિદ્ધ છે. તેમની ફતેહમંદ યુદ્ધ સેવા બદલ તેમને જાગીર પ્રદાન કરાયલ-જે મુજબ કાંદાકરા ગામ તેમના વંશજો પાસે હાલ સુધી પણ કાયમ છે.

સિવાય કચ્છી ઓસવાલોમાં થયેલ અનેક વીરનરો ઉપરાંત ભુજપુરના પટેલ પુંજો તથા રણમલ પણ મૂખ્ય આગળ પડતા છે. તેઓએ પોતાના વીરતાના કાર્યો માટે કચ્છના ઇતિહાસ ગ્રંથોમાં પણ નામ અમર કર્યું છે.

## (૨) મારવાડી ઓસવાલ વિભાગ

### ભટ્ટી વંશમાંથી-ભંડશાલી : ભુરા ગોત્ર

જેસલમેરથી પાંચ ગાઉ પર આવેલા લોદ્રવાપુર પટ્ટણના ભટ્ટી રાવલ સાગરને શ્રીધર અને રાજધર નામે બે રાજકુંવર હતા. રાજધરને ભંડશાલ ગામ મળ્યું ને તેથી તે ભંડશાલી (આનું ભણશાળી થઈ ગયું છે.) ને નામે ઓળખાયો. તેને યુગપ્રધાન જૈનાચાર્ય શ્રી જિનદત્તસુરિજી મહારાજે પ્રતિબોધી જૈન ધર્માનુયાયી બનાવ્યો. રાજધરને ભુરાજી નામે એક પુત્ર થયો તેના વંશજોનું ભુરા ગોત્ર થયું. પાછળથી ભંડશાળી તથા ભુરા ગોત્રના વંશજો ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થઇ ગયા.

એક ભંડશાળી જોધપુરમાં આવી રહ્યો. તેને રાજ્ય તરફથી કામ મળ્યું, ને એ રાજનું કામ કરવા લાગ્યો. ત્યારબાદ તેના વંશજો વ્યાપારાદિ ધંધો કરવા લાગ્યા. જોધપુર નગરમાં સમસ્ત ઓસવાલોના ચૌધરી (ચોધરી) તેઓ જ છે. અર્થાત જ્ઞાતિ સંબંધીનું

કામ તેમની સંમતી વિના નથી થતું. તેઓ બાળકના માથા પર નવ વરસ સુધી ચોટી નથી રાખતા–ત્યારબાદ રાખે છે. આ ભંડશાળીઓમાં એક વોરીદાસોત શાખા છે, જે શાખાના લોકો બ્રાહ્મણો અને હીજડાઓને વિવાહ પ્રસંગે નથી બોલાવતા–જોધપુરમાં ભોજકો ( ભોજક–બ્રાહ્મણો ) પાસે લગ્નક્રિયા કરાવે છે.

આ સર્વ ( ઉપર કહેલા ) રાય ભંડશાળી કહેવાય છે; પરંતુ જે ખડ ભણુશાળી કહેવાય છે તે જાતિના સોલંકી રજપુત છે. ( ભંડશાલીમાંથી જ ભણુશાળી નામ થયું છે.)

## ભટ્ટી વંશમાંથી–આયરીયા : લુણાવત ગોત્ર

દેવરાવરના એક હજાર ગામોના ભટ્ટી રાજપુત રાજા અભયસિંહને સં. ૧૧૭૫માં યુગપ્રધાન જૈનાચાર્ય શ્રી જિનદત્તસુરિજી મહારાજે પ્રતિબોધી જૈન ધર્માનુયાયી બનાવ્યો. તેના એક પુત્રને આયરીયા નામનું ગામ મળ્યું ને તે ઉપરથી તેના ઉત્તરાધિકારીઓનું આયરીયા ગોત્ર થયું. આ આયરીયા ગોત્રમાં લુણાજી નામે એક વીર પુરૂષ થયો. તેના વંશજોની લુણાવત શાખા ગઇ. લુણાને કોલુ ગામમાં કાબેલી ખોડીયાર ચારણી નામે હરખુએ વરદાન આપ્યું હતું તેથી લુણાવત લોકો ખોડીયાર હરખુ ( ખોડીયાર માતા )ને પુજે છે. આ જાતિ જેસલમેરમાં વિસ્તાર પામી.

## પડિહાર વંશ–ચોપડા ગોત્ર

ખરતરગચ્છાધિપતિ જૈનાચાર્ય શ્રી જિનઅભયદેવસુરિજી મહારાજના શિષ્ય તથા વાચનાચાર્ય પદ પર સ્થિત શ્રી જિનવલ્લભસુરિજી મહારાજ વિ. સં. ૧૧૫૨માં મંડોવર પધાર્યા. આ વખતે મંડોવરમાં રાજા નાનુદે પડિહાર હતો. તેનો એક ધવલચંદજી નામે પુત્ર ગળતકોઢથી પીડાતો હતો, જેને શ્રી સુરિજીએ રોગમુક્ત કર્યો તેથી સરત મૂજબ નાનુદે પડિહારે જૈન ધર્મ સ્વીકાર્યો.

ધવલચંદજીની પાંચમી પેઢીએ દીપચંદજી થયા. તેને ચોપરાજ નામે પુત્ર થયો. ચોપરાજના વંશજોનું ગોત્ર આથી ચોપરા થયું; અને ચોપરાજના વંશજો ઓસવાલ જ્ઞાતિમાં ગયા.

ચોપરાજની છઠ્ઠી પેઢીએ સોનપાલજી થયા. તેને મંડોવરના ચૂંડા રાઠોડે ( ચુંડા રાઠોડે પડિહારો પાસેથી મંડોવરનું રાજ મેળવ્યું હતું ) પોતાનો કોષ્ઠાગારાધિપતિ નીમ્યો. તેને ચાર પુત્રો હતા. જ્યેષ્ઠ પુત્રની શાખા કોઠારી થઈ. આ પછી ચોપડા ગોત્રની નીચે મુજબ કુલ્લ ચાર શાખાઓ થઈ:—

કોઠારી, ધુપીયા, ભુબકીયા, જોગીયા.

આમાં ધુપીયા આદિ પાછળની ત્રણ શાખાવાળાઓમાં ઘુઘરા-ઝાંઝર આદિ વાગવાવાળી વસ્તુઓ પહેરવાની કુળદેવીની મનાઇ છે.

## ચૌહાણ વંશ-સાહચેતી ( સંચેતી ) ગોત્ર.

વિક્રમ સંવત ૧૨૩૬માં શ્રી રતનપ્રભસુરિ મહારાજે જાલોરના સાચેત ગામના સોનીગરા ચૌહાણ ઠાકોરને પ્રતિબોધી જૈન ધર્મી બનાવ્યો. તેના વંશજોનું ગામના નામ પરથી સાહચેતી-સાચેતી અથવા સંચેતી ગોત્ર થયું. પાછળથી આ શાખાના લોકો ઓસવાલ જ્ઞાતીમાં ગયા.

## પરમાર વંશ-વરઢીયા ગોત્ર.

ધારાનગરીના રાજા ભોજને વિજયપાલ નામે એક ભાઈ હતો. વિજયપાલના નિમ્નલિખિત બાર પુત્રો હતા.

નિંહગપાલ, તાલણપાલ, તેજપાલ, તિહુણપાલ (ત્રીભુવનપાલ), અનંગપાલ, પોતપાલ, ગોપાલ, લક્ષ્મણપાલ, મદનપાલ, કુમારપાલ, કીર્તિપાલ, અને જયંતપાલ.

આ સર્વ કુંવરો રાજખટપટને અંગે મથુરા જઈ રહ્યા; અને ત્યાં તેઓ માથુર નામે ઓળખાયા. પુનઃ લક્ષ્મણપાલ કૈકેયી નામના ગામમાં જઈ રહ્યો. ત્યાં તેને સંવત ૧૧૧૨માં શ્રી નેમચંદસુરિએ પ્રતિબોધી જૈન ધર્માનુયાયી બનાવ્યો.

આ લક્ષ્મણપાલને એક નાગ વ્યંતરે વર આપ્યો ને તેથી તેના વંશજો વરદીયાને નામે પ્રસિદ્ધ થયા, અને પાછળથી ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થયા.

## ખીચી ચૌહાણ-ધારીવાલ ગોત્ર.

ધારીવાલ ગામમાં ડીંડાજી નામે ખીચી ચૌહાણ ઠાકોર હતો. તેને વાચનાચાર્ય પદધારી શ્રી જિનવલ્લભસુરિજી મહારાજે પ્રતિબોધ્યો. તેના વંશજોનું ગામના નામ પરથી ધારીવાલ ગોત્ર થયું, અને તેઓ ઓસવાલ જ્ઞાતિમાં ગયા.

ડીંડાજીની સાતમી પેઢીએ સાંવલજી થયા. તેઓએ કોઠારીનું કામ કર્યું, તેથી તેમના સંતાનોનોની કોઠારી શાખા કહેવાઈ. સાંવલજીનો એક પુત્ર નામે સેઢાજી ઓસિયા તાબાના તાંનીયા (હાલનું તાંતુવાસ) ગામમાં જઈ રહ્યો જેથી તેના વંશજો તાંનીયા કે ટાંટીયાના નામે ઓળખાયા.

આવી રીતે ધારીવાલ ગોત્રમાંથી કોઠારી તથા ટાંટીયા શાખાઓ થઈ.

## રાઠોડ વંશ-ગોત્ર શાખાઓઃ-

ચોરડીયા--ભટનેરા ચૌધરી--સાવણસુખા--ગોલેચ્છા--બુચા--પારખ-ગદૈયા.

ચંદેરીના રાજા ખરહત્થસિંહ રાઠોડને વિક્રમ સંવત ૧૧૭૦ માં યુગપ્રધાન જૈનાચાર્યશ્રી જિનદત્તસુરિજી મહારાજે પ્રતિબોધી જૈન-ધર્માનુયાયી બનાવ્યો હતો. એ રાજાને નીચે મૂજબ ચાર પુત્રો હતા.

અંબદેવ, નિંબદેવ, ભૈંસાશાહ અને આસુ.

એમાંથી અંબદેવના એક પુત્રને ચોરડીયા ગામ મળ્યું જે ઉપરથી તેના વંશનું ચોરડીયા ગોત્ર થયું. ચોરડીયામાંથી પુનઃ નિમ્નલિખિત શાખાઓ થઇ.

તેજાણી--ધનાણી--પોપાણી--મોલાણી--ગલાણી--દેવસીયાણી--શ્રવણ--નાણી-સદ્દાણી--કકડ-મક્કડ--ભક્કડ--લુટંકણ--સંસારા--કોબેરા (કુબડીયા)--ભટારકીયા--પીતલીયા.

બીજા નિંબદેવના વંશજો ભટનેરા ચૌધરી કહેવાયા.

ત્રીજા ભૈસાશાહને પાંચ સ્ત્રીઓ હતી. એ પાંચેથી પાંચ પુત્રો થયા: કુંવરજી, ગેલોજી, બુચોજી, પાસુજી, અને સેલહત્થજી.

એમાંના પ્રથમ કુંવર કુંવરજીના વંશજો સાવણસુખા યા સાહસુખા કહેવાયા,

બીજા ગેલોજીના વંશજો ગોલેચ્છા કહેવાયા.

ત્રીજા બુચાજીના વંશજો બુચા કહેવાયા.

ચોથા પાસુજીનો એક પુત્ર નામે પરખજી સિંધમાં ગયો અને ત્યાં તેણે પારખ ગામ વસાવ્યું, આથી પાસુજીના વંશજો પારખને નામે ઓળખાયા.

પાંચમા સેલહત્થજીના વંશજો ગદીયા ગામમાં જઈ રહ્યા ને તેઓ એ ગામના નામ પરથી ગદૈયાને નામે ઓળખાયા.

## પડિહાર વંશ-બાફણાઃ નાહટા ગોત્ર.

મંડોવરના રાજા નાહરરાવ પડિહારને બાપરાવ નામે એક પુત્ર હતો. તેણે જેસલમેર નજિક પોતાના પ્રદેશમાં બાપ નામે ગામ વસાવ્યું. (આ પ્રદેશ જેસલમેરના રાજ્યમાં ગયા પૂર્વે ઓયસથાન યા ઓસવાડ કહેવાતો હતો).

આ બાપરાવથી તેના સંતાનોનું બાફણા ગોત્ર થયું.

બાપણા ગોત્રમાં જોબન થયો. જોબનને વિ. સં. ૧૧૭૭માં યુગપ્રધાન જૈનાચાર્ય શ્રી જિનદત્તસુરિજી મહારાજે પ્રતિબોધી જૈન બનાવ્યો. જે પાછળથી જોબનના સંતાનો ઓસવાલ જ્ઞાતિમાં ગયા.

જોબનને નાતારાવ નામે પુત્ર હતો. તેના સંતાનો નાતા યા નાહટાને નામે ઓળખાયા. આવી રીતે બાફણાની નાહટા શાખા થઇ.

તે પછી લખનૌના નવાબે નાહટા વચ્છરાજજીએ, યુદ્ધમાં બહાદુરીપૂર્વક લડી વિજય મેળવી આપ્યો જેથી તેને જાગીર આપી, રાજાનું પદ પ્રદાન કર્યું. આ પછી વચ્છરાજજીના વંશવાળાઓ પણ રાજા કહેવાવા લાગ્યા હતા.

ઉપર કહેલા ગોત્રમાંથી એક બુદ્ધિમાન પુરૂષે ફતેહપુરના નવાબને યુદ્ધમાં પોતાનો અચ્છો પરિચય દેખાડી આપી પ્રસન્ન કર્યો જેથી નવાબે તેને રાયજાદાનું બિરૂદ આપ્યું. ત્યારબાદ તેના વંશજો રાયજાદા કહેવાયા.

ઉપરોક્ત બાફણા ગોત્રની નિમ્નલિખિત ૧૭ શાખાઓ થઇઃ—

બાફણા, નાહટા, રાયજાદા, ધુલ, ધારવાડ, હુંડીયા, જાંગડા, સોમલીયા વાહંતીયા, વસાહ, મીઠડીયા, વાઘમાર, ભાભુ, ધાતુરીયા, મગદીયા, પટવા (જેસલમેરવાળા), નાનગાણી.

## ચૌહાણ વંશ–રતનપુરાઃ કટારીયા ગોત્ર.

અણહિલના પુત્ર સિંહવાડાના ચૌહાણ વિજયરાવે દહીયા રજપુત વિજયરાજ પાસેથી સાંચોર જીતી લીધું. વિજયરાવ પછી નિમ્નલિખિત રાજાઓ સાંચોરની ગાદીએ બેઠા.

પદમસિંહ, સોભ્રમ, સાલ્હા, વીકમસી (સાલ્હાનો ભાઇ), પતા, વરજાંગ અને જયસિંહ.

જયસિંહને નીંબા, ધીરા' જગમાલ, કંવરા, સુરદાસ, ભૈરવસિંહ અને રતનસિંહ નામે સાત પુત્રો હતા. રતનસીએ સં. ૧૪૦૦માં

રતનપુર નામે ગામ વસાવ્યુ. તેનાથી ચૌહાણની એક રતનપુરા શાખા થઇ.

રતનસિંહને ધનપાલ નામે એક પુત્ર થયો. તે ગાદી પર આવ્યો ત્યારે એકદા શિકારે જતાં તેને એકાએક સર્પે ડંસી લીધો. આથી તે બેહોશ થઈ પડી ગયો. એજ સમયે એક જૈન યતિ ત્યાંથી પસાર થતાં તેને જોયો. તરતજ તેમણે પોતાની દ્રષ્ટિપાત વિધા દ્વારા તેના પર પોતાનો ઓઘો ફેરવ્યો કે તરતજ ધનપાલને ભાન વળ્યું. ત્યારબાદ ઉક્ત યતિના ઉપકારને વશ થઈ તેમની સૂચના તથા બોધથી પોતાના ચૌહાણ વંશની કેટલીક શાખાઓના રાજપુતો સહિત તેણે જૈન ધર્મ સ્વીકાર્યો અને તે તથા પ્રસ્તુત્ શાખાઓના બધા રાજપુતો ઓસવાલ જ્ઞાતીમાં મળી ગયા.

ત્યારબાદ રતનપુરા ગોત્રની નિમ્નલિખિત દશ શાખાઓ થઈ.

રતનપુરા, કટારીયા, કોચેટા, નરાણ ગોતા (નરવાણ, નિર્વાણ) સાપદ્રાહ, ભલાણીયા, સાંભરીયા, રામસેના, બલાઈ, બોહરા (વોરા).

કટારીયા-બલાઈ શાખાની વાતઃ—

રતનપુરા ધનપાલના વંશમાં ઝાંઝણસિંહ નામે મહા પ્રતાપી અને વીર પુરૂષ થયો. તે સ્વમાનની ટેક ખાતર પેટમાં કટારી મારી મરણ પામ્યો; પણ વિધર્મી શત્રુઓને શરણ ન થયો, જે ઉપરથી તેના પુત્રોની ઉપરોકત કટારીઆ શાખા થઈ.

ઝાંઝણસિંહના વંશજો ત્યારબાદ માંડવગઢ જઈ વસ્યા. એકદા કોઈ કારણસર મુસલમાનોએ તેમને કેદ કર્યા અને બાવીશ હજારનો દંડ કર્યો. એ વખતે જગરૂપજી નામે એક ખરતર ભટારક ગચ્છીય યતિએ ઉક્ત મુસલમાનોને કંઈ ચમત્કાર દેખાડીને તેઓની પાસેથી કટારીયાઓ પરનો દંડ છોડાવ્યો.

ત્યારબાદ રતનપુરા શાખાનું એક ઓસવાલ કુંટુંબ બાલાહી ગામમાં જઈને વસ્યું. જેથી તેની શાખાનું નામ બલાઇ થયું

## ખીચી ચૌહાણ વંશ–દુગડ સુગડ શાખા.

નાંદોલના રાવ લાખણુને સાત પુત્રો હતા. તેઓમાંના સૌથી નાના પુત્ર ખીચીરાવને નાગોર પટીના ૮૪ ગામ મળ્યા. ખીચીરાવે ત્યાં ભદાણા તથા જાયલ ગામમાં ગઢ બાંધ્યા ને ભદાણમાં રાજધાની રાખી.

ખીચીરાવને અખેરાજ, સુગ્રહસજ, ચંદરાવ, લક્ષ્મણરાવ, ગોયંદદાશ, સંગમરાય અને ગુંદલરાવ એમ સાત પુત્રો હતા.

ખીચીરાવના મોટા પુત્ર અખેરાજને ભદાણાની ગાદી મળી, અને સુગ્રહરાજને જાયલગઢનું રાજ મળ્યું. આ સુગ્રહસજને વિક્રમ સંવત ૧૨૫૦માં યુગપ્રધાન જૈનાચાર્યશ્રી જિનદતસુરિજી મહારાજના પટ પ્રભાકર નરમણિમંડિત ભાલસ્થળ ખોડીયા ક્ષેત્રપાલ (ખેતરપાલ) સેવિત જૈનાચાર્યશ્રી જિનચંદ્રસુરિજી મહારાજે પ્રતિબોધી જૈનધર્મી કર્યો.

એ સુગ્રહરાજના સંતાનોની સુગડ શાખા થઇ, ને એ શાખાના લોકો ઓસવાલ જ્ઞાતિમાં ભળી ગયા.

પુનઃ એ સુગડ શાખામાં એક દુગ્રહ નામે પુરૂષ થયો. તે નબળા ગ્રહમાં જન્મ્યો હતો તેથી તેનું નામ દુગડ પડયું હતું. આ દુગ્રહના સંતાનોની દુગડ શાખા થઇ.

## પરમાર વંશ–સુરાણા ગોત્ર

સિદ્ધરાજના મરણ બાદ તેના મંત્રી પરમાર રાજપુત જગદેવને પાટણમાં વિક્રમ વંવત ૧૨૦૫માં પૂર્ણતલ ગચ્છીય (પુનમીયા ગચ્છના) કલિકાલસર્વજ્ઞ જૈનાચાર્યશ્રી હેમચંદ (હેમાચાર્ય) સુરિજી મહારાજે પ્રતિબોધી જૈનધર્માનુયાયી બનાવ્યો. ત્યારબાદ જગદેવે આબુ પાસે રાજ મેળવ્યું. જગદેવને સુર નામે પુત્ર થયો. તેને રાણા પદવી મળી. આથી તેના વંશજોની સુર રાણા પરથી સુરાણા શાખા થઇ.

## ભટ્ટી વંશ-

ગોત્ર-શાખાઓ:—રાંકા, કાલા, શેઠીયા, સોની, બોક, બાંકા, ગોરા, દક, રાખેચા, પુંગલીયા.

વીંકુપુરની ગાદી પર રાવલ કેલણ થયા. તેમણે કોઇ કારણસર વીંકુપુર ખોયું ને ત્યારબાદ તેમણે પુંગલનું રાજ લીધું. રાવલ કેલણે સં. ૧૨૫૦માં જૈન યતિશ્રી જિનચંદ્રસુરિ પાસે જૈન ધર્મ સ્વીકાર્યો હતો.

રાવલ કેલણને ચાચગદેવ, ગોરાજી, કાલાજી, રાંકાજી અને બાંકાજી નામે પાંચ પુત્રો હતા. આ રાવલ કેલણથી ભટ્ટી કુળની એક કેલણોત શાખા થઈ.

કેલણ પછી તેનો જયેષ્ઠ પુત્ર ચાચગદેવ પુગલની ગાદી પર બેઠો, ને બીજા ચાર પુત્રોને એકેક ગામ મળ્યું. એ ચાર પુત્રોના નામ પરથી નિમ્નલિખિત ચાર શાખાઓ થઈ:—

ગોરા, કાલા, બાંકા, રાંકા.

પાછળથી ઉપરોકત ચારે શાખાઓના લોકો ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થયા. ઉક્ત શાખામાંની રાંકા શાખાનું એક કુટુંબ રાકેચા (રાખેચા) ને નામે પ્રસિદ્ધ થયું; અને એવી રીતે રાકેચા યા રાખેચા શાખા થઈ.

## શેઠીયા-સોની શાખાઓ

ઉપરોકત રાંકાને શેરહત્થજી તથા સોનપાલજી નામે બે મોટા પુત્રો હતા. શેરહત્થજીએ શેતીઓ ગામ વસાવ્યું ને તેના ઉપરથી તેના સંતાનોની શેઠીયા શાખા થઈ. રાંકાના બીજા પુત્ર સોનપાલજીએ આબુ નજિક સોનેહી ગામ વસાવ્યું, જે તેના ઉપરથી સોનપાલના કુટુંબની સોની શાખા થઈ.

## રાખેચા શાખામાંથી પુનઃ શાખાઓ

રાખેચા શાખાના લોકો પુનઃ જુદે જુદે ઠેકાણે જઈ રહેતાં તે ગામોના નામ પરથી તેની પુનઃ નિમ્નલિખિત શાખાઓ થઈઃ-

જે લોકો પુંગલમાં રહ્યા તેમની પુંગલીયા શાખા; બોંક ગામમાં રહ્યા તેમની બોંક શાખા; અને દક ગામમાં રહ્યા તેમની દક શાખા થઈ.

## પરમાર વંશ-

ગોત્ર-શાખાઓઃ—મોહીવાલ, આલાવત, પાલાવત, દુધેડીયા, ગોય, થરાવત, ખુડધા, ટોડરવાલ, પટવા ૯.

મોહી ગ્રામના ઠાકોર પરમાર નારાયણને નરમણિમંડિત ભાલસ્થળ ખોડીયા ક્ષેત્રપાળ સેવિત જૈનાચાર્યશ્રી જિનચંદ્રસુરિજી મહારાજે[1] પ્રતિબોધી જૈનધર્મી બનાવ્યો. આ નારાયણના પુત્રોનુ ગામના નામ પરથી મોહીવાલ ગોત્ર થયું.

---

૧. શ્રી જિનચંદ્રસુરિજીને વિક્રમપુર નગર (બિકાનેર નહિ) મા યુગપ્રધાન જૈનાચાર્યશ્રી જિનદત્તસુરિજી મહારાજે પોતાના હાથે સં. ૧૨૧૧ માં વૈશાખ સુદ ૫ ના દિને આચાર્ય પદ પર સ્થાપીત કર્યા હતા. તથા નંદી મહોત્સવ શ્રી રાસલે કર્યો હતો આ બને ( ગુરૂ ચેલા ) આચાર્યો મહા પ્રતાપી હતા-ત્યાં સુધી કે, દેવલોક થયા બાદ પણ તેઓએ અનેક ચમત્કારો બતાવ્યા હતા, અને વર્તમાનમા પણ પોતાના ભકતોને પ્રત્યક્ષ ચમત્કાર બતાવી રહ્યા છે. તેઓની મહિમાનો પ્રત્યક્ષ પ્રમાણ એજ છે કે, એવા કોઈ પણ પ્રાચિન જૈન વસ્તીવાળા નગરો નથી કે જ્યા તેઓના પગલાંની સ્થાપના ન કરવામાં આવી હોય! તેઓ સર્વત્ર દાદાજીના નામથી પ્રસિદ્ધ છે.

જ્યારે શ્રી જિનચંદ્રસુરિજી મહારાજનો દિલ્હીમાં સ્વર્ગવાસ થયો હતો, ત્યારે ભકતોએ તેમની રથીને દિલ્હીના માણેકચોકમાં વિસામો લેવા માટે રાખી હતી. તે વખતે એવો ચમત્કાર થયો કે, ત્યાંથી રથી ન ઉઠી. આ ચમત્કારને જોઈને બાદશાહે તેજ સ્થાને દાગ દેવાનો હુકમ આપી દીધો; અને સંઘે પણ ત્યાંજ એને દાગ આપી દીધો.

જુની દિલ્હીમાં તેજ ઠેકાણે આજ સુધી તેમના ચરણ મોજુદ છે.

ઉપરોક્ત નારાયણને ૧૫ પુત્રો હતા; જેમનાથી પુનઃ મોહીવાલ ગોત્રની નિમ્નલિખિત ૧૫ શાખાઓ થઈ.

આલાવત, પાલાવત, દુધેડીયા, થરાવત ખુડંવા, ટોડરવાલ, માધોટીયા, ગોય, બંભી, ગિડિયા, ગોલવાડયા, પટવા, બીરીવત, ગાંગ અને ગૌધ.

## ભટ્ટી વંશ-લુણીયા ગોત્ર

ભટ્ટી વંશમાં રાવ તનુ પછી ત્રીજી પેઢીએ રાવલ દેવરાજ થયા. તેના રાવ મુંધ થયા. રાવ મુંધના એક ઉત્તરાધિકારીની મુંધરા શાખા થઈ.

ઉપરોકત મુંધરા કુળમાં ધિંગડમલ તથા હાથીશાહ નામે બે ભાઇ થયા. મુલતાનમાં એ વખતે ભટ્ટી વંશનું રાજ હતું. ધિંગડમલ ત્યાં દેશદિવાન તરીકે હતો. એ ધિંગડમલને લુણોજી નામે એક પુત્ર થયો.

લુણોજી એકદા રાત્રીના પલંગ પર સુતેલો હતો તેવામાં એકાએક દૈવવશ તેને સર્પે ડંસી લીધો. ધિંગડમલે તેના ઘણાં ઉપચાર કર્યાં; પરંતુ કોઇ ઉપચાર કામ ન આવ્યો. એજ દિવસે એટલે કે, સંવત ૧૧૯૨ના અખાત્રીજના દિવસે યુગ પ્રધાન જૈનાચાર્યશ્રી જિનદતસુરિજી મહારાજ વિહાર કરતા કરતા ત્યાં આવી પધાર્યા. તેમને ધિંગડમલે મહાત્મા તથા ચમત્કારી જાણી પોતાના પુત્રને બચાવવા માટે વીનંતિ કરી.

આથી સુરિજીએ તેમની પાસેથી દયામુલ ધર્મને સ્વીકારવાનું વચન માગ્યું. ધિંગડમલ તેમ કરવા કબુલ થયો. આથી તરતજ શ્રી સુરિજીએ ઉકત સર્પને પોતાની વિધાશક્તિના પ્રતાપે બોલાવી લીધો. સર્પે તરતજ તેમની આજ્ઞાનુસાર વિષને ખેંચી લીધું ને લુણો સ્વસ્થ હાલતમાં આવી ગયો. ત્યાર બાદ ધિંગડમલે કુટુંબ સહિત જૈનધર્મ સ્વીકારી લીધો.

ઉપર્યુક્ત લુણાના સંતાનોની લુણીયા શાખા થઈ અને એ શાખાના લોકો ઓસવાલ જ્ઞાતિમાં ભળી ગયા.

## પરમારવંશ-ગૈલડા ગોત્ર

જગદેવ પરમારના સૌથી નાના પુત્ર ગેલોજીથી પરમાર કુળની એક ગૈલડા શાખા થઈ.

એ ગૈલડા શાખામાં એક ગીરધર નામે પુરૂષ થયો. તેને સં. ૧૫૫૨ માં જૈનાચાર્ય શ્રી જિનહર્ષસુરિજી મહારાજે પ્રતિબોધી જૈનધર્મી બનાવ્યો તે એ ગીરધર ઓસવાલ જ્ઞાતિમાં ગયો.

આ ગૈલડા ગોત્રમાં જગત શેઠ નામે એક પ્રસિદ્ધ પુરૂષ થયો. તેના વંશમાં બનારસવાલા રાજા શિવપ્રસાદ સિતાર–એ–હિંદ પણ મહા વિદ્વાન થયા. જેમના પર પ્રસન્ન થઈ ગવર્નમેન્ટે તેમને ઉક્ત સિતાર–એ-હિંદ અર્થાત્ 'સ્ટાર ઓફ ઈન્ડીયા'નો માનવંતો ઈલ્કાબ આપ્યો હતો.

## ચૌહાણ વંશ-લોઢા ગોત્ર

સાંભરના ચૌહાણ વંશમાં વાકપતિરાજ ઉર્ફે બપ્પયરાજ નામે એક મહા વીર રાજા થયો. તેણે ૧૮૮ લડાઇઓ જીતી હતી. તેને સિંહરાજ, લાખણ ઉર્ફે લક્ષ્મણ અને વત્સરાજ નામે ત્રણ પુત્રો થયા.

સિંહરાજ સાંભરની ગાદીએ બેઠા : લાખણે નાંદોલમાં જુદું રાજ્ય સ્થાપ્યું; અને વત્સરાજને જાગીર મળી.

સિંહરાજના વંશમાં વિગ્રહરાજ યા વિશલદેવ ( ત્રીજો ) થયો. એ વિશલદેવને સં. ૧૧[illegible] માં પૃથ્વીરાજ (પ્રથમ) નામે પુત્ર થયો. પૃથ્વીરાજની સ્ત્રી [illegible] જૈન યતિ મલ્લધારી અભ્યદેવસુરિની શિષ્યા હતી.

પૃથ્વીરાજને સં. ૧૨૦૦ માં અજયરાજ નામે પુત્ર થયો. અજયરાજે કેટલાક રાજાઓ સાથે લડાઈઓ કરી જીત મેળવી. તેણે

અજમેરનગર વસાવી ત્યાં ગઢ બાંધ્યો અને ત્યાં પોતાના એક ભાઈ નામે લોહરાજ ઉર્ફે લોહાજીને સુબેદાર તરિકે નીમ્યો.

લોહાજીએ મંડોવર નજિક લોહાવટ ઉર્ફે લોહાનાનગર વસાવ્યું. લોહાજીને લાખણસિંહ નામે પુત્ર હતો તેને એ ગામ મળ્યું. લાખણસિંહનું પિતાના નામ પરથી લોહા ઉર્ફે લોઢા ગોત્ર થયું.

લાખણસિંહને, યુગપ્રધાન જૈનાચાર્ય શ્રી જિનદત્તસુરિજી મહારાજના પટ પ્રભાકર નરમણિમંડિત ભાલસ્થળ ખોડીયા ક્ષેત્રપાલ સેવિત જૈનાચાર્ય શ્રી જિનચંદ્રસુરિજી મહારાજે પ્રતિબોધી જૈન ધર્માનુયાયી બનાવ્યો. જ્યારબાદ તેના ઉત્તરાધિકારીઓ ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થઈ ગયા.

આ લોઢા ગોત્રનો પરિવાર ખૂબ વધ્યો અર્થાત્ તે દિલ્હી, અજમેર, નાગોર અને જોધપુર આદિ સ્થાનોમાં એના પરિવારના માણસો ફેલાઈ ગયા ને આબાદ થયા.

આ લોઢા ગોત્રમાં ટોડરમલ નામે એક પ્રસિદ્ધ પુરૂષ થઈ ગયો. જેને અકબર બાદશાહે પોતાનો મંત્રી બનાવ્યો હતો અને તેને શાહનું બિરૂદ આપ્યું હતું.

(લોઢા ટોડરમલ તથા તેના ભાઈ છજમલને અકબર બાદશાહે શાહની પદવી આપી હતી; છતાં બધા લોઢાઓ શાહ કહેવાય છે.)

લોઢા ગોત્રમાં પુનઃ નિમ્નલિખિત શાખાઓ થઇઃ—

ટોડરમલોત, છજમલોત, રતનપાલોત, ભાવસિંઘોત.

લોઢા ગોત્રમાં બે પ્રકારની માતા (કુળદેવી) ઓ માનવામાં આવી-અર્થાત્ એક તો, વડની પાટી બનાવી એ પાટીને જ માતા સમજી પુજવા લાગ્યા; અને કેટલાક બડલાઇ માતાને પુજવા લાગ્યા.

આ બડલાઈ માતાને માનનારા નાગોરમાં રહેનારા લોઢાઓની સ્ત્રીઓમાં પુત્ર પ્રસવ થયા બાદ તેઓ પ્રથમ માતાના દર્શન કરે અને ત્યારબાદ બીજી જગ્યાએ જઇ શકે એવો રિવાજ છે.

ઉપરાંત બીજા લોઢાઓમાં પુત્રી–પુત્રના ઝડુલા ( ઝંડા ) માતાના મંદિરમાં જઈ ઉતારવાનો રિવાજ છે; અને કાળી બકરી તથા કાળી ભેંસને તેઓ ન તો ખરીદે છે અને ન તો ઘરમાં રાખે છે.

જોધપુર નગરના લોઢાઓને રાવનો ખિતાબ છે. કેટલાક વર્ષોથી આ લોઢાઓમાંથી કેટલાક લોકો જૈન ધર્મને છોડી વૈષ્ણવ પણ થઇ ગયા છે.

## વડા ચૌહાણ વંશ–

ગોત્ર–શાખાઓઃ—બોહીથરા ( બોથરા )–ફોફલીયા–વચ્છાવત–દસવાણી–ડુંગરાણી–મુકીમ–સાહ–રતાણી–જૈણાવત.

શિરોહીના દેવડા ( ચૌહાણ ) વંશમાં સગર નામે એક વીર રજપુત થયો. દેલવાડા ( આબુ પાસેના ) ના ઝાલા રાણા ભિમસિંહ તેના નાના થતા હતા. તેને કોઇ પુત્ર ન હતો તેથી તેણે પોતાના ભાણેજ સગરને ૧૪૦ ગામનું દેલવાડાનું રાજ આપ્યું. સગર ત્યાં રાણા પદવી પામ્યો. આ સગર પર માલવાનો સુલતાન ચઢી આવ્યો અને ઘોર યુદ્ધ ચાલ્યું. આ વખતે બીજા રાજાઓની મદદ મળતાં સગરની તેમાં ફતેહ થઈ અને સુલતાન હાર ખાઈ નાશી ગયો.

ત્યારબાદ સુલતાને બીજી ચઢાઇ કરી સગરને હરાવ્યો. ત્યારબાદ સગર દેલવાડાનો મંત્રી નીમાયો. સગરને બોહિત્થરાય, ગંગદાશ અને જયસિંહ નામે ત્રણ પુત્રો હતા.

સગર પછી દેલવાડાના મંત્રીપદ પર તેનો જ્યેષ્ઠ પુત્ર બોહિત્થ-રાય આવ્યો. બોહિત્થરાયે ચિતોડના રાણા રાયમલજીની સહાયતામાં આવી બાદશાહ સાથે યુદ્ધ કર્યું અને તેમાં ૧૧૦૦ માણસો સાથે તે કામ આવ્યો (મરાયો).

આ બોહિત્થરાયના વંશજોની બોહિત્થરા યા બોથરા શાખા થઈ.

બોહિત્થરાયને શ્રીકરણ નામે પુત્ર થયો. તેણે મચ્છેન્દ્રગઢ

જીતી લીધું. ત્યારબાદ સુલતાનની ફોજે ત્યાં ચઢાઈ કરી, જેમાં શ્રીકરણ કામ આવ્યો ને મચ્છેન્દ્રગઢનો સુલતાને કબજો લીધો.

શ્રીકરણને સમધર, વીરદાશ, હરિદાશ અને ઉધરણ નામે ચાર પુત્રો હતા.

શ્રીકરણ કામ આવ્યો જાણી તેની સ્ત્રી રતનાદે, પોતાના ઉપરોક્ત ચારે પુત્રોને લઈ પોતાને પીયર ખેડીપુર આવી. વિક્રમ સંવત ૧૩૨૩ માં આષાઢ વદી ૨ નાં પુષ્ય નક્ષત્ર અને ગુરૂવારે, ખરતર ગચ્છાધિપતિ જૈનાચાર્ય શ્રી જીનેશ્વરસુરિજી મહારાજ વિહાર કરતા કરતા ખેડીપુર પધાર્યા. તેઓએ અહીં શ્રીકરણના પુત્રોને પ્રતિબોધી જૈનધર્મી બનાવ્યા. ત્યારબાદ આ કુટુંબ ઓસવાલ જ્ઞાતિમાં ભળી ગયું.

ઉપરોક્ત બોહિત્થરા કુટુંબોમાંથી પુનઃ એક કુટુંબ ફોફલીયા ગામમાં જઈ રહ્યું જે કુટુંબ એ ગામ પરથી ફોફલીયા નામે પ્રસિદ્ધ થયું ને તેની એવી રીતે ફોફલીયા શાખા થઈ.

સમધરને તેજપાલ નામે પુત્ર થયો: તેજપાલને વીલ્હાજી નામે પુત્ર થયો; અને એ વીલ્હાજીને કડુવાજી નામે પુત્ર થયો.

કડુવાજી મહા શુરવીર થયો. એની વીરતાથી પ્રસન્ન થઈ ચીતોડના રાણાએ તેને પોતાનો મંત્રીશ્વર બનાવ્યો.

એકદા ચિતોડ પર માંડવગઢના સુલતાનની ફોજ ચઢી આવી, જે વખતે કડુવાજીએ પોતાની સેનાથી તેનો ઉગ્રપણે મુકાબલો કર્યો; અને તેમાં સુલતાનને હાર આપી નસાડી મુકયો.

કડુવાજીની ચોથી પેઢીએ જેશલજી થયા. જેશલજીને વચ્છરાજ, દેવરાજ અને હંસરાજ એમ ત્રણ પુત્રો થયા.

જ્યેષ્ઠ પુત્ર વચ્છરાજજી પોતાના ભાઈઓને લઈને મંડોવર નગરમાં રાવ રણમલ પાસે આવી રહ્યો. રણમલજીએ વચ્છરાજજીને બુદ્ધિમાન તથા સાહસિક જાણી પોતાનો મૂખ્ય મંત્રી બનાવ્યો.

વચ્છરાજજીએ મંત્રીપદે રહી, અનેક યુદ્ધોમાં પરાક્રમ દેખાડ્યું. તેણે બિકાનેર પાસે વચ્છાસર નામે ગામ વસાવ્યું. વચ્છરાજજીને કરમસી, રતી, વરસી અને નરસી નામે ચાર પુત્રો થયા. વચ્છરાજના નાના ભાઇ દેવરાજને દસુ, તેજા અને ભુણ નામે ત્રણ પુત્રો થયા.

રાજમંત્રી વચ્છરાજના વંશજોની વચ્છાવત શાખા થઈ અને દસુજીના વંશજોની દસવાણી શાખા થઈ.

વચ્છરાજ પછી એની જગ્યાએ તેનો પુત્ર કરમસી મંત્રીપદે નીમાયો. કરમસીએ ત્યાં કરમસીસર નામે ગામ વસાવ્યું.

કરમસી પછી તેનો નાનો ભાઈ વરસિંહ મંત્રીપદ પર નિયુક્ત થયો. વરસિંહને મેઘરાજ, નગરાજ, અમરસિંહ, ભોજરાજ, ડુંગરસિંહ અને હરરાજ નામે ૭ પુત્રો થયા.

મંત્રી વરસિંહના મૃત્યુ પછી તેનો બીજો પુત્ર નગરાજ મંત્રી-પદ પર નિયુક્ત થયો. એણે ત્યાં સં. ૧૫૮૫માં નગાસર નામે ગામ વસાવ્યું. નગરાજે અનેક વીરતાના કામો કરી પોતાનું નામ ઇતિ-હાસમાં અમર કર્યું છે.

નગરાજના મૃત્યુ પછી તેનો પુત્ર સંગ્રામસિંહ મંત્રીપદ પર આવ્યો. એણે અનેક ધાર્મિક તથા જનહિતના કાર્યો કર્યાં. સંગ્રામ-સિંહજીને કર્મચંદ્ર નામે એક મહા પરાક્રમી ને શુરવીર પુત્ર થયો. તેને બિકાનેરના મહારાજા રાયસિંહે પોતાનો મૂખ્ય મંત્રી બનાવ્યો.

કર્મચંદ્રે અનેક યુદ્ધોમાં ફતેહ મેળવી; અને તેણે અઢાર રજવાડાઓમાં માન મેળવ્યું. કર્મચંદ્રે યુદ્ધકાર્ય સિવાયના બીજા પણ અનેક ચિરસ્મરણિય કાર્યો કર્યા હતા, કે જેની ખ્યાતી આજ દિન સુધી જળવાઈ રહેલી છે.

ઉપરાંત કર્મચંદ્ર વચ્છાવતે બિકાનેરમાં પોતાની ઓસવાલ જાતિ માટે અનેક રિતરિવાજોનું સંશોધન કર્યું અને તે રિવાજો

અમલમાં મુકાવ્યા હતા. એની બુદ્ધિમતા પર પ્રસન્ન થઈ ખૂદ અકબર બાદશાહે પણ બિકાનેરના મહારાજા રાયસિંહજી સાહેબ પાસેથી તેની માંગણી કરી, અને ત્યાંથી તેડી જઈ તેને પોતાની પાસે રાખ્યો હતો.

આમ છતાં, વચ્છાવત કર્મચંદ્રે પોતાની વૃદ્ધાવસ્થામાં એક મહા અનર્થ કાર્ય કર્યું: અને તેણે પોતાની ઓસવાલ જાતિનો તથા મહાત્મા કુલગુરૂઓનો દ્રોહ વહોરી લીધો. ઓસવાલોની વંશાવળીઓ ભાટો સિવાય મારવાડમાં કેટલાક કુલગુરૂ નામે ઓળખાતા વહીવંચા મહાત્માઓ પણ રાખે છે. એકદા કર્મચંદ્રની કોઇ કારણસર ઉક્ત કુલગુરૂઓ પર ખફા દ્રષ્ટિ થઈ; અને તેણે પોતાને ઓસવાલોની વંશાવળીઓ જાણવાને બહાને કુલગુરૂઓને વહીઓ સાથે બોલાવ્યા. કુલગુરૂઓ વહીઓ લઈને આવતાં તેણે દગાપૂર્વક તે લઈ લઈને તેને કુવામાં નખાવી દીધી.

આ કૃત્યથી કુલગુરૂઓ ખૂબ અપ્રસન્ન થયા—પણ થાય શું ?

કર્મચંદ્રે આવું મહા અનર્થ કાર્ય કરી ઓસવાલો તથા કુલગુરૂઓનું મન દુભાવ્યું: પરિણામે તેનો પણ સર્વથા નાશ થયો. આ તરફ કોઈ કારણસર બિકાનેર નરેશ રાયસિંહજીનો પણ તે અપ્રીતીને પાત્ર થયો. ઉક્ત કાર્યથી તેમજ એ કાર્યના પરિણામરૂપ તેની બુદ્ધિનો પણ નાશ થયો અને તેણે પોતાના ઘરના તમામ માણસોને ક્ષણવારમાં તલવારથી કાપી નાખ્યા; અને છેવટે પોતાનું મસ્તક પણ તેણે તલવારથી કાપી નાખ્યું અને દુર્દશાની સાથે મૃત્યુને આધિન થયો.

આ વખતે તેના પુત્રની સ્ત્રી બચી જવા પામી હતી: કારણ કે તે ગર્ભવતી હોવાથી પીયરમાં હતી. તેને કાળાંતરે પુત્ર ઉત્પન્ન થયો. જેના વંશજો વર્તમાનમાં ઉદેપુર તથા માંડવગઢમાં વસે છે.

—બોહિત્થરા ગોત્રની નિમ્નલિખિત શાખાઓ થઈ:—

બોહિત્થરા–ફોફલીયા–દસવાણી–વચ્છાવત–ડુંગરાણી-મુકીમ-સાહ–રતાણી–જૈણાવત.

## રાઠોડ વંશ—મુહનોત (મુણોત) ગોત્ર.

મારવાડમાં રાઠોડ વંશનું રાજ સ્થાપનાર મૂળ પુરૂષ શિયોજીને આસથાન નામે પુત્ર થયો: આસથાનને ધુહડ નામે પુત્ર થયો: ધુહડને રાયપાલ નામે પુત્ર થયો.

રાયપાલનો સૌથી નાનો પુત્ર મોહન નામે હતો. એ મોહનથી તેના વંશજોની મુહનોત શાખા થઈ.

મોહનને ભીમ તથા સુભટસેન નામે બે પુત્રો થયા. મોહને પોતાની વૃદ્ધાવસ્થામાં એક યતિ પાસે જૈન ધર્મ સ્વીકાર્યો. બાદ સુભટસેનના વંશજો જૈન ધર્મમાં રહ્યા ને ઓસવાલ જ્ઞાતીમાં ભળી ગયા. તેમનું ગોત્ર મુહનોત યા મુણોત થયું.

સુભટસેનની સતરમી પેઢીએ અચલસિંહ થયો. અચલસિંહને જૈસા નામે પુત્ર થયો. જૈસાની બે સ્ત્રીઓમાંની એક સ્ત્રી જયવંતદેથી જયમલ નામે પુત્ર થયો.

જયમલ, જોધપુરના રાજા સુરસિંહજી તથા ગજસિંહજીના સમયમાં રાજ્યના પ્રતિષ્ઠિત પદો પર રહ્યો; તથા વિક્રમ સંવત ૧૬૮૬ માં મારવાડ રાજ્યનો મંત્રી બન્યો.

જ્યારે જોધપુરના મહારાજા ગજસિંહને સાંચોર જાગીરમાં મળ્યું હતું, ત્યારે કાછીઓ (કચ્છ દેશના લોકો)ના ૫૦૦૦ માણસો સાંચોર પર ચઢી આવ્યા હતા. તે વખતે મુહનોત જયમલ ત્યાં હાકેમ હતો. જયમલના લશ્કરે એ કાછીઓ સામે લડાઈ કરી કાછી કટકને ભગાડી મુકી.

જયમલને બે સ્ત્રીઓ હતી: સરૂપદેથી નૈણસી (સં. ૧૬૬૭),

સુંદરદાસ, આશકરણ અને નરસિંહ એમ ચાર પુત્રો થયા અને બીજી સુહાગદેથી જગમાલ નામે પુત્ર થયો.

જયમલનો જ્યેષ્ઠ પુત્ર નૈણસી મહા શુરવીર અને સાહસિક થયો. તેણે પોતાની બાવીસ વરસની વયે રાજ્યસેવામાં પ્રવેશ કર્યો.

(નૈણસીના યુદ્ધ પ્રસંગો તથા વીરકાર્યોની નોંધ છેલ્લુ પ્રકરણ-'ઓસવાલ વીરો' માં વાંચો.)

## ચૌહાણ વંશ-ભંડારી ગોત્ર.

વિ. સં. ૧૦૮૦ દરમિયાન, નાંદોલના ચૌહાણ રાવ લાખણના લઘુ બંધુ રાવ દુદાજીના પુત્રને આચાર્ય યશોભદ્રસુરિએ પ્રતિબોધી જૈની બનાવ્યો. તેના વંશજો બાદ ઓસવાલ જ્ઞાતિમાં ભળી ગયા. દુદાજીના આ વંશજોમાંના એક પુરૂષને નાંદોલમાં શસ્ત્ર-ભંડાર ખાતાનો મૂખ્ય અધિકારી નીમવામાં આવ્યો, અને જે પરથી તેની શાખાનું નામ ભંડારી થયું.

## ભટ્ટીવંશ-સેકસરીયા ગોત્ર.

પુંગલના ભટ્ટી રાજા કેલણને ચાચા, રણમલ, વિક્રમાદિત્ય, અકા, કલિકર્ણ અને હરભમ એમ ૭ પુત્રો થયા. એમાંના ચોથા પુત્ર અકાને શેખા તથા ખીવા નામે બે પુત્રો થયા. શેખાએ શેખાસર ગામ વસાવ્યું અને તેના વંશજોનું એ ગામ પરથી સેખસરીયા ગોત્ર થયું.

શેખાને રતા નામે પુત્ર થયો. એ રતાએ સં. ૧૩૨૦ માં એક યતિ પાસે જૈન ધર્મ સ્વીકાર્યો. બાદ એના સંતાનો ઓસવાલ જ્ઞાતિમાં ભળી ગયા ને તેઓ પોતાની સેકસરીયા શાખાથી પ્રસિદ્ધ થયા.

## રાઠોડ વંશ-ચામડ ગોત્ર.

મારવાડમાં રાઠોડ વંશ સ્થાપનાર શિયોજીના પુત્ર આસથાનને

ધુહડ, ધાંધલ અને ચાચગ નામે ત્રણ પુત્રો થયા. એ ત્રણે પુત્રોથી તેમના નામ પરથી રાઠોડ વંશની ત્રણ શાખાઓ થઈ. ધાંધલના વંશજો ધાંધલ રાઠોડ કહેવાયા.

ધાંધલ રાઠોડ શાખાના એક પુરૂષ નામે ચામુરજીને એક યતિએ પ્રતિબોધી જૈન ધર્માનુયાયી બનાવ્યો, જે ત્યાર બાદ તેના સંતાનો ઓસવાલ જ્ઞાતિમાં દાખલ થઇ ગયા.

આ ચામુરજીના સંતાનોની પિતાના નામ પરથી ચામુર શાખા થઈ. પુનઃ કાળાંતરે તેનું અપભ્રંશ થઇ ચામુરમાંથી ચામડ નામ થયું.

•

# ખંડ ૩ જો : વિભાગ ૨ જો :

## પ્રકરણ ૨ જું

---

### રાજપુત અને ઓસવાલ વિભાગની મૂખ્ય શાખાઓ

આ પ્રકરણમાં રાજપુત તથા ઓસવાલ વિભાગમાં થયેલી મૂખ્ય શાખાઓ આપવામાં આવે છે. ઓસવાલોમાં જે ગોત્ર-શાખાઓ થયેલ છે, તે છત્રીસ રાજકુળોમાંના ક્ષત્રિયવંશો અથવા તેની શાખા-પ્રતિશાખાઓ ઉપરથી થયેલ છે; અથવા તેમાંથી પ્રપ્રશાખા રૂપે નીકળેલ છે.

આ નીચે આપવામાં આવેલ રાજપુત કુળોની મૂખ્ય શાખા-ઓમાંની કેટલીક શાખાઓ અને ઓસવાલોની શાખાઓમાંની કેટલીક શાખાઓનું મૂળ એકજ છે-જે આ નીચે આપેલા બન્ને વિભાગના કોઠાઓ પરથી જાણી શકાશે.

### (૧) રાજપૂત વિભાગ

**ગુહિલોત (શીશોદીયા) કુળની શાખાઓઃ—**

ગુહિલોત, શીશોદીયા, **આહડીયા**, માંગલીયા, પીપાડા, **કેલાવા,**

ગહોર, ગોધા, ઘોરણીયા, મગરોયા, ભીમલા, કંકોટક, કોટેચા, સોરા, ઉહડ, ઉસેબા. નિરૂપ, નાંદોડીયા, નાઘોતા, ભોજકરા, કુચેરા, દસોદ, ભટેવરા, પાહા, પુરોત, હુલ, ડાહલીયા, મોટસીસ, ગોદારા, મોર, ટીબણાં, માહીલ, તીબડકીયા, બોસા, ચંદ્રાવત, બુટીવાલ, બુંટીયા, ગોતમા—ઈત્યાદિ અનેક શાખાઓ છે; પરંતુ મૂખ્ય ચોવીસ શાખાઓ કહેવાય છે.

## રાઠોડ વંશની શાખાઓ:—

રાઠોડ, ભડેલ, ધાંધલ, ચક્રિત, પુહડીયા, ખોખરા, બદુરા, છાજીડા, રામદેવા, કુબડીયા (કબરીયા-કોબેરા), હથુડીયા, રાતડીયા, છપનીયા, સુંડું, માલાવત, કટેચા, મુહોલી, ગોગાદેવા, મહેચા, જયસિંહા, મુરસીયા, જોબસીયા, જોરા, મેડતીયા, કમધજ (કામધ્વજ), અભૈપુરા, જયવંતા, બગલાના, અહીરાવ, કરહા, જલખેડીયા, ચંદેલ, અજબેરીયા, સુરા, ધીરા, કપાલીયા, ખેરૂંદા, ઈ. બીજી પણ અનેક છે.

( પ્રાચિન ગોત્રોચ્ચાર:-ગોતમ ગોત્ર, માધ્યંદિની શાખા, શુક્રાચાર્ય ગુરૂ, ગાર્હપત્ય અગ્નિ, પંખિની દેવી—કુળદેવી. )

## ચોહાણ વંશની શાખ ઓ:—

ચૌહાણ, હાડા, ખીચી, સોનીગરા, દેવડા, પાબીયા, સાંચોરા, ગાયેલવાલ, ભદોરીયા, નીર્વાણ, માલાણી (માલણ–માલદેવ), પુર્બીયા, સુરા, માદડેચા, સંક્રેચા, ભુરેચા, બાલેચા, તસ્સેરા, ચાચેરા, રોસીયા, ચાંદુ, નકુમ્પ. ભાવર, બંકટ, બોડા (બોરા–વોરા), ચીબા, વાગડીયા, કાંપલીયા, મોહિલ, પાવેચા ઈ.

( પ્રાચિન ગોત્રોચ્ચાર:–વત્સગોત્ર, સામવેદ, કૌથમી શાખા, ગોભિલસુત્ર, આપ્રવાન, જમદગ્નિ, ચ્યવન ભાર્ગવ ઔર્વજ, પાંચ પ્રવર, આશાપુરા કુળદેવી, શ્રી કૃષ્ણ કુળદેવતા, ચંદ્રભાંગા નદી, મ્યુર પક્ષી, વામશીખા, વામપાદ, ધ્વજરક્ષક ગરૂડ, આયુધ ખડગ.)

### સોલંકી વંશની શાખાઓઃ—

સોલંકી, વાઘેલા, વીરપુરા, બેહિલ, ભુરતા, કાલેચા, લંગ્રા (મુસલમાન થઈ ગયા–મુલતાન તથા બ્લુચિસ્તાનમાં મૂળ વતન), તોગરૂ (મુસલમાન થઈ ગયા), બીકુ (મુસલમાન થઈ ગયા), સોલુકે (દક્ષિણમાં વસે છે), સીરવરીયા, રાવકા, રાણકરા, બૈરાડા, તાંતીયા (ટાંટીયા), કલામોર, અલમેચા, ખાલત, રહવર, પીથાપુરા, સોજતીયા, ડહર (સીંધમા વટલી ગયા), રૂજા (સીંધમાં વટલી ગયા), ભુહડ (સીંધમાં વટલી ગયા), નાથાવત, રોહીલા, ખંડેલા. ઈ.

(પ્રાચિન ગોત્રોચ્ચારઃ–માધ્યંદિની શાખા, ભારદ્વાજ ગોત્ર, ગઢલોકટ (લોહગઢ–લાહોર) થી નિકાશ (નીકળેલા), સરસ્વતી નદી, સામવેદ, કપિલેશ્વર દેવ, કર્દમાન ઋષિશ્વર, ત્રણ પ્રવર, કયોંજ (ખીંવજ) દેવી–કુળદેવી, ભૈપાલ પુત્ર.

### પરમાર વંશની શાખાઓઃ—

પંવાર અથવા પરમાર, સોઢા, સાંખલા, ભાભા, ભાવલ યા ભાયલ, પેસ, પાણી, સવલ, વહીયા, બાહડ, છાહડ, મોટા યા મોટસી (મોતા), હુંબડ, સીલોરા (સીલાર), જૈપાલ, જાંગડવા યા જાંગડા, કાબા, ઉમટ, કુમટ, ધાંધુ, ધુરીયા, ભાઈ, કછોડીયા, કાલા, કાલમુહા, બૈરા, ખુંટા, દલ, દેખલ, જાગા, ગુંગા, ઢુંઢા, ગૈલડા, કલીલીયા, કુંકણા, પીથલીયા, ડોડા, બારડ, સુમરા (સિંધમાં વટલી ગયા), વરીહાહા, બીહીલ, ભૈપાવત, બુલ્હર, સોરડીયા, રેહવર, હરેર.

સિવાય ચૌંદા, ખેચડ, સુગડા, બરકોટા, પુજા, સંપલ, ભીબા, કાલપુસર, કાલમોહ, ક્રોહીલા, પુયા, કહોરીયા, ધુંધ, દેવા, બરહર, જીપ્રા, પોસરા, ધુંતા, રીકુમ્વા, ટીકા.

(આમાંની અનેકે ઈસ્લામ ધર્મનો સ્વિકાર કરી લીધો છે.)

(પ્રાચિન ગોત્રોચ્ચાર:—આબુથાન-અનલકુંડ નિકાસ, પાંચ-પ્રવર, વશિષ્ઠ ગોત્ર, માધ્યંદિની શાખા, સચિયાય યા સચા કુળદેવી.)

**યાદવ ( યદુ ) વંશની શાખાઓ:—**

યદુ યા યાદવ, ભટ્ટી (ભાટી), સમા, જાડેજા, જંજુયા, જોહીયા, સમૈચા યા સમેજા (મુસલમાન થઈ ગયા), મુડૈચા, બિદમન, બદ્દા, સોહા.

**ભટ્ટી વંશની શાખાઓ:—**

ભટ્ટી, અણુધા, માંગલીયા, ચુડાલા, દેવરાજોત, પાહુ, બનર, અભોહરીયા, કેલણોત, કલાવત, રાહડીયા, બાપાસવણુ, જૈસા, લખ-મણુ, રૂપસીહોત, રાજધર, શેખશરીયા, હરભમ, ધનસજોત મુંધરા, શેખાવત, કીશનાવત, ચુંડાવત, પુંગલીયા ઇ. અનેક છે.

**પડિહાર ( પ્રતિહાર ) વંશની શાખાઓ:—**

પડિહાર, ઇંદા, મલસીયા, કાલયા, ધાસીયા, બુલણા, લુલોરા, રામાવત, બોથા, બારી ( કેટલાક વટલી ગયા છે.), ધાધીયા, કધરા, ખરવડ, ફલા, સીધકા, ચોહીલ, ચૈનાવત, બોજરા, ગંધરા, ધનેરીયા, ભુમલીયા, બાફણા, ચોપડા, ગોઢલા, ટાકસીયા, માહપ, ફુરાણા, સબર, પુમોર, સામોર, જેઠવા (પોરબંદરનો જેઠવા રાજવંશ પડિહાર વંશની શાખા છે.), લુલર, સુર, રામટ, ખીંવા, મોધક, ખુખર (ખોખર) ચંદ, માલદેવ, ધીર, ખીર, ડુંગરોત સુવડ ઈ.

(**ચાવડા કુળની શાખાઓ** કચ્છી ઓસવાલ જ્ઞાતિ સિવાય રજપુતોના કોઈપણ ઇતિહાસ ગ્રંથોમાં દેખાતી નથી. ચાવડા વંશ એ મૂળ પરમાર વંશનીજ એક જુદી શાખા છે.)

## (૨) ઓસવાલ વિભાગ

ઓસવાલોના મૂળ ક્ષત્રિય પૂર્વજોને પ્રતિબોધનારા ગચ્છોમાં ક્ષત્રા-ક્ષત્રિય (ખરતર) ગચ્છ પ્રથમ અને મૂખ્ય છે. ત્યારબાદ,

ક્ષત્રિયોને પ્રતિબોધી ઓસવાલ વિભાગમાં લાવનારા બીજા ગચ્છોમાં ખાસ કરીને તપ ગચ્છ–સિવાય કેટલેક ભાગે વડગચ્છ, અચલગચ્છ તેમજ લોકાગચ્છ પણ છે.

ઓસવાલ સમાજની સ્થાપનાથી કરીને વિક્રમ સંવત ૧૬૦૦ પર્યંત જુદે જુદે સ્થળે પ્રતિબોધ પામી, ક્ષત્રિયો ઓસવાલ સમાજમાં આવતા ગયેલ; વિક્રમ સંવત ૧૬૦૦ પછી નવા ક્ષત્રિયો જૈન ધર્મમાં આવતા બંધ થઈ ગયા હતા. ઉપરાંત બીજા પણ કેટલાક ઓસવાલો જૈન ધર્મમાંથી નીકળીને અન્ય સંપ્રદાયો તેમજ જ્ઞાતિઓમાં જવા લાગ્યા હતા.

આમ છતાં ઓસવાલ કોમ વિશાળ કોમ છે, અને તેણે પોતાનું ક્ષત્રિયત્વ તથા ક્ષાત્રગુણ હજુ સુધી જાળવી રાખ્યું છે. ઓસવાલોમાં ૧૪૪૪ શાખાઓ થયેલી કહેવાય છે. એજ વાત ઓસવાલ કોમ વિશાળ કોમ હોવાની સાબીતી આપે છે.

ઓસવાલો મુખ્યત્વે મારવાડ, મેવાડ, માલવા, મધ્યપ્રાંત, પંજાબ, ઉત્તરહિંદ, કચ્છ, ગુજરાત અને કાઠિયાવાડમાં વસેલા છે.

ઓસવાલોમાં કુળ–શાખા–પ્રતિશાખા–પ્રપ્રશાખાઓ કે ઓળખો યા અવટંકો મળીને કુલ્લે ૧૪૪૪ શાખાઓ યા અવટંકો થયેલી છે. જેઓમાંની કેટલીક પ્રસિદ્ધ અને મુખ્ય શાખાઓ આ નીચેના કોઠામાં આપવામાં આવે છે.

**પ્રતિબોધક:**

**ખરતર ગચ્છ**

| | |
|---|---|
| | કસ્તુરીયા |
| | બોહરા |
| | અચ્છુપતા |
| લુણાવત | પારણીયા |
| સીંધુડા | વરસાણી |
| ચરડ | સુગડ |
| કાંકરીયા | સાંડેસીયા |
| સોની | તુતા |

કરણા
લેરખ્ખા
લુંગ
(ચૌહાણ)
ચંડાલીયા
(પરમાર)
ગરીયા
ટીંબાણી
કાજલીયા
રાણોત
કાગ–કાગવા
(કુલહટગઢ વંશ)
ગુરૂડ
ધાડાવત
ભાખરીયા
ચોપડા
સાલેચા
બાગરેચા
(સોનીગરા ચૌહાણ)
કુંકમ–ચોપડા
ધુળીયા
કુકડા
ગણધર–ચોપડા
જાબલીયા
વટવટા
સફલા–બોહગ
કોઠારી

ભલ–ભલા
નક્ષત્ર
ઘીયા
ખજાનચી
કાંકરેચા
કુબડીયા
(રાઠોડ)
પટવા
લેહરીયા
ચૌહાણ
તુંડ
વાઘમાર
ફલોદીયા
હરસૌરા
તોલા
સાચા
પીછોલીયા
પીપલા
નાગોરી
હથુડીયા
(રાઠોડ)
છપનીયા
(રાઠોડ)
લોઢા
રાતડીયા
પીતલીયા
ગૌડ

મંડોવરા
નકખા
ચાવા
(ચાવડા)
રાખેચા
(ભટ્ટી)
પુંગલીયા
પાવેચા
(ચૌહાણ)
ધામાણી
વીતરાગા
ફીડેચા
ગુંદેચા
ગોગલીયા—ગોગરી
(ભટ્ટી)
વાગાણી
છાજડ
(પરમાર)
માલા

+

**પ્રતિબોધક :**

**તપ ગચ્છ**

માલાણી
(ચૌહાણ)
નૌલખા
ભુતેડીયા
પીપાડા
(શીશોદીયા)
હીરણ
ગોગેડ
શીશોદીયા
રૂણીવાલ
વૈગાણી
હીંગડ
લિગા
રાયસોની
ઝામડ
ઝાબક
છજલાણી
છંડાંણી
ધોડાવત
હીરાઉ
ફેલાણી
ગોખરૂ
ચૌધરી
રાજબોહરા
છોરીયા
સામડા
શ્રી શ્રીમાલ
દુધડ
સુરિયા
મિહા
જોધડ
નક્ષત્ર

નાહાર
(પડિહાર)
જડીયા

+

**પ્રતિબોધક :**
**કોરટા ગચ્છ**
**(ખરતર ગચ્છ શાખા)**

માડોત
સુધેચા
ધુપગોતા
રાતડીયા
ખોત્થરા
વચ્છાવત
મુકીમ
ફોફલીયા
કોઠારી
કોટડીયા
ધાડીવાલ
ધાકડ
નાગગોતા
(ગોતા એટલે ગોત્ર)
નાગશેઠીયા
ધરકટ
ખીવસરા
માથુરા
સોનેચા
મકવાણા
(ઝાલા)
શીતુરીયા
ખાબીયા
સુખીયા
સંકલેચા
ડાગલીયા
પાંડુગોતા
પોસાલીયા
સાહા ચેતી
નાગણ
ખીમાણદીયા
વડેરા
જોગણેચા
નીંબાડા
સોનાણા
જાડેચા
(જાડેજા)
ચીપડા
કપુરીયા
બાકુલીયા

+

**પ્રતિબોધક:**
**ખરતર આદિ ગચ્છો**

ગુંગલીયા
ભંડારી
(ચૌહાણ)
સુતર
ધારોલા

દુધેડીયા
વરડીયા
બાંઠીયા
ચામડ
(રાઠોડ)
કવાડ
રાજગાંધી
વૈદ ગાંધી
શાહ
હરખાવત
શરાફ
લુંકડ
(ચૌહાણ)
ખુરડ
સિંઘી–સિંગુઇ
(રાઠોડ)
મુનોયત–મુહણોત
(રાઠોડ)
ગોરીયા
ઓસતવાલ
વીનાયકીયા
મીન્ની–મીનીયા
(ચૌહાણ)
ખાંટેડ
સોલંકી
ખટેલ
આંચલીયા
ગોડી–ગોષ્ઠિક
ડફરીયા
ગુજરાણી
બંબ
ગંગ
પગારીયા
ગીરીયા
ગૈલડા
(પરમાર)
સાંઢ
સીયાળ
કાવડીયા
પુનમીયા
દઢ્ઢ–દઢ્ઢા–દંડ
શ્રીપતિ
તેલેરા
સુરાણા
સાંખલા
(પરમાર)
ભણવટ
મીડડીયા
ડોશી
(એ નામનું સીંધમાં ગામ છે, ત્યાં રહેવાથી)
ધોખા–ધોકા
(ઘણાં વટલી ગયા છે: હાલ મેમણોમાં છે)

આબીયા
કટોતીયા
કટારીયા
આભાણી
આભડ
કોચેટા-કોટેચા
ગીડવાણી
(સીંધમાં રહી ગયા ને મોતા જ્ઞાતિમાં ગયા)
દરડા
વાઘેલ
દેવડા
(ચૌહાણ)
બુબકીયા
લુણીયા
મઠા
ચૈનાવત
નરવરા
ડુંગરીયા
માલાવત
સુરતી
પાંચાવત
વીનાયકા
નાગડા
(ચૌહાણ)
સોત
કેલાણી

બાફણા
(પડિહાર)
નાહટા
(પડિહાર)
ભોપાલા
ભુતીયા
નાવસરા
મુંગડીયા
જાંગડા
(પરમાર)
બાલા
બેતાલા
સલગણા
બુચાણી
સાવલીયા
ખોખરા
દફતરી
સોનાવત
સેલોત-સેલત
ભાવરા
મારૂ
રણધીરા
પાટલીયા
યોદ્ધા-યૌધેય
(યદુવંશ શાખા)
કરણાવત
વાગડીયા
(મેવાડમાં વાગડ પ્રાંત છે-એ પ્રાંત પરથી)

રણસોત
આચ્છા
કાકેચા
થંભોરા
જીતોત
લાભાણી
ભીન્નમાલા
શેઠ
શેઠીયા
દેપારા—દેપાલા
લાલા
ધારીયા
સાલીપુરા
ચીતોડા
કાગડા—કાગવા
કુશલોત
પોકરણા
(મારવાડમાં પોકરણ ગામ છે, ત્યાં રહેવાથી)
મોરખ—મોરખીયા
ચંગા
ગોરીવાલ
કોલેરા—કલેરા
(સિંધમાં મોટા ભાગના એ શાખાના વટલી ગયા અને તેમ કરવાથી તેઓને ત્યાંનું દિલ્હીના બાદશાહે રાજ દીધું.)
શીંગાલા
કુલહટ
(કાગવા વંશ)
સુરવા—સુર્વે
સુસાણી
મસાણીયા
ચૌધરી—ચોધરી
સુરાણીયાં
સાખેચા
કટારા
જાલોરી
વીરહટ
તુહાણા—તુહાના
ઓસવાલા
ગાગા
નોપતા
નીબોલીયા
હાંસા
રાજસરા
ઉજોત
કોટડીયા
ઝાબાંણી
નાહરલાણી
કેસરીયા
સોની
ખોપર
ખજાનચી

દાનેસરા
ઉદાવત
અટકલીયા
ભીન્નમાળ્ળ
દેવડા
માડલીયા
ચંદિયા
સાંચોરા
શ્રેષ્ઠી–શેઠી
ભાલા
સિંહાવત
વૈદમુતા
સેવડીયા
મોતા
(પરમાર)
થાનાવત
જોધાવત
પોપાવત
ઠાકુરોત
વિજયોત
દેવરાજોત
(ભટ્ટી)
સેખાણી
લાખાણી
મેડતીયા
પાતાવત
ધમાણી

માલોત
બાલોત
પાલાણી
મંત્રી
હુકમીયા
બેગાણીયા
ઇસરાણી
મરૂવા
ઉદેચા
ચોસરીયા
બાપાવત
મુરગીપાલ
કીલોલા
ભોજાવત
તેજાણી
સહજાણી
સેણા
મંદીરવાલા
માલતીયા
ભોપાવત
આદિત્યનાગ
(સૂર્યવંશી)
ચોરડીયા
સોઢાણી
પારખ
(સીંધમાં એ નામનું ગામ છે, તે પરથી)

ભાવસરા
જશાણી
મોલ્હાણી
રૂપાવત
ગોલેચ્છા
દોલતાણી
સાંગાણી
કાજાણી
સેહજાવત
દાતારા
સાહસુખા
મીનારા
બીજાણી
વાલા-વાળા
નાદિયા-નંદુ
( ચાવડા )
ભટનેરા
ભટેવરા
કુંપાવત
જીમણીયા
ચંદ્રાવત
સાંભરીયા
(ચૌહાણ)
કાનુગા
ગદૈયા
ગેહલોત-ઘેલોટ
( સીસોદીયા )

લુગાવત
રણશોભા
દુદાણી
બુચા
ભંડલીયા
ફુલગરા
ચીંચટ
દેસરડા
ડાકુરા
ગોસલાણી
ખીમસરા
પાચોરા
પુરવીયા
નીસાણીયા
તારાવાલ
શાહા
પોશાલીયા
વનાવત
કુમટ
( પરમાર )
સુધા
જગાવત
પુંગલીયા
કાપુરોત
સોનીગરા
(ચૌહાણ)
લાહોરા

દાનેસરા
ઉદ્દાવત
અટકલીયા
ભીન્નમાળા
દેવડા
માડલીયા
ચંદિયા
સાંચોરા
શ્રેષ્ઠી–શેઠી
ભાલા
સિંહાવત
વૈદમુતા
સેવડીયા
મોતા
(પરમાર)
થાનાવત
જોધાવત
પોપાવત
ઠાકુરોત
વિજયોત
દેવરાજોત
(ભટ્ટી)
સેખાણી
લાખાણી
મેડતીયા
પાતાવત
ધમાણી

માલોત
બાલોત
પાલાણી
મંત્રી
હુકમીયા
બેગાણીયા
ઇસરાણી
મરૂવા
ઉદ્દેચા
ચોસરીયા
બાપાવત
મુરગીપાલ
ફીલોલા
ભોજાવત
તેજાણી
સહજાણી
સેણા
મંદીરવાલા
માલતીયા
ભોપાવત
આદિત્યનાગ
(સૂર્યવંશી)
ચોરડીયા
સોઢાણી
પારખ
(સીંધમાં એ નામનું ગામ છે,
તે પરથી)

| | |
|---|---|
| ભાવસરા | લુગાવત |
| જશાણી | રણશોભા |
| મોલ્હાણી | દુદાણી |
| રૂપાવત | બુચા |
| ગોલેચ્છા | ભંડલીયા |
| દોલતાણી | ફુલગરા |
| સાંગાણી | ચીંચટ |
| કાજાણી | દેસરડા |
| સેહજાવત | ડાકુરા |
| દાતારા | ગોસલાણી |
| સાહસુખા | ખીમસરા |
| મીનારા | પાચોરા |
| બીજાણી | પુરવીયા |
| વાલા—વાળા | નીસાણીયા |
| નાદિયા—નંદુ | તારાવાલ |
| ( ચાવડા ) | શાહા |
| ભટનેરા | પોશાલીયા |
| ભટેવરા | વનાવત |
| કુંપાવત | કુમટ |
| જીમણીયા | ( પરમાર ) |
| ચંદ્રાવત | સુધા |
| સાંભરીયા | જગાવત |
| (ચૌહાણ) | પુંગલીયા |
| કાનુગા | કાપુરોત |
| ગદૈયા | સોનીગરા |
| ગેહલોત—ઘેલોટ | (ચૌહાણ) |
| ( સીસોદીયા ) | લાહોરા |

મરવાણી
મોરચીયા
છાલીયા–શાલીયા
ડીંડુ
રાજેતા
સોસલાણી
ધીરોત
ખંડીયા
યોદ્ધા
ભાટીયા
(ભટ્ટી)
લાલન–લાલણ
કોચર
ભીમાવત
સીખરીયા
વાંકા
કનોજીયા
(મારવાડમાં એ નામનું ગામ છે તે પરથી)
રાંકાવાલ
(બાદલીયા)
ધેવરીયા
ગુંગલેચા
ગઢવાણી
કરેલીયા
જાલોરા
વર્ધમાન
લુણેચા

હાડા–ચૌહાણ
લુણા
ગોરેચા
લોઢા–લોહા
(ચૌહાણ)
પ્રામેચા
ગુગલેચા
રાયભંડારી
જાણેચા
(જાડેજા)
સંખવાલ
ઢોકા–ધોકા
ભોરે
(ઘણાં મહારાષ્ટ્રમાં ગયા ને મરાઠાઓમાં ભળી ગયા)
બરડા
સુરાણા
માલુ
સાધુ
ભણશાળી
તાતહડ–તાતાર
બલાહા–બાલા
(બલા રજપુત
ઢેઢીયા
(દેઢીયાનું અપભ્રંશ. આ ઢેઢીયા શાખા પરમાર તથા ચાવડા બને કુળોમાં છે.)

ગદા
ચાપણીયા
રાંભીયા
બઉઆ
ખોખીયા
બુરીચા
કુણીયા–કેણીયા
ખોભડા
હરીયા
પાસડ
ઓસર
વેકરા
સતીયા
શાહીયા
ધરોડ
લુડીયા
વીરા
દાગા
ગીઢરા
આબીર
વીશરીયા
છાંજેર–છાજડ
બુહંદ
વોવારીયા
કપુરીયા
પટણી

વધાણા
લાલણ
ચુડલા
ફેરીયા
સંગોઈ
પેખડ
કક્કા
ગંગર
લાપસીયા
બીધરા
સાયલા
જોટા
લોઢાયા
છાડવા
ધર્મસિંહ
ફોફરીયા
(રાઠોડ)
નીસર
ભેદા
ગુજર
ભેરાચ
હેહા
ખીમસીયા–ખીમસિંહા
માલદે–માલદેવ
મકડા
[illegible]ડા
દેઢીયા

નંદુ–નાંદેચા
સાવલા
ગાલા–ગાહીલા
ગોગરી
લાલકાપ
લાલણ
સતરા
ખંઢેરા–ખંડેરા–ખંધેડીયા
રોહીલા–રોહિડા
ચંદરીયા–ચંદેરીયા
ઉસવાર
પુરવાડા
સોરઠીયા
ગુર્જર
માઢા
જાલોરીયા
જાપડા
સુમમાડી
વોરા
બગડ
વછી–વીંછી
પોલડીયા
ઢાકલીયા
કાકોલા
બજાજ
કરમોત
રતનપુરા

કમાણી–કામાણી
સીપાંણી
આસાણી
દેદાણી
રામપુરીયા
છાદોત
મમૈયા–મોમાયા
હાડેરા
તોલાવત
રાવ
ઝોહરી–ઝવેરી
ગલાણી
બલોટા–બલોચા
(આ શાખાવાળાઓએ બાલોતરા ગામ વસાવ્યું)
જાલોત
દોશાખા
નાચાણી
પાટોતીયા
ભદ્ર
સમદડીયા
જોગડ
ખપાટીયા
નામાણી
ભમરાણી
સાદાવત
સંઘી

| | |
|---|---|
| ભાંડાવત | પાટણીયા |
| સિંગુઈ | નાંનિચા |
| ચતુર | ગોગડ |
| સાંઢ–સાંઢા | કુલધરા |
| ભાટ્ટી–ભટ્ટી | રામાણી |
| સુરપુરીયા | નાથાવત |

## શાખા–નુઓ યા અવટંકોના નામ શા ઉપરથી પડ્યા ?

**પિતાના નામ પરથી—**

(૧) માલાવત, ચાંપાવત, ચંદ્રાવત, પાતાવત, સીંહાવત, આલાવત ઈ.

(૨) દેવરાજોત, માલોત, કેલણોત, રાણોત, સેલોત, પુરોત ઈ.

(૩) મારૂઇત, ચાચાઈત, મુણોઈત, દામાઈત, રણાઈત, સામાઇત ઈ.

(૪) શેખાણી, લાલાણી તેજાણી, દુદાણી, નેમાણી, રામાણી, કુમાણી ઈ.

(૫) સાલેચા, જોગણેચા, નદિચા, જાડેચા, ભુરેચા, બુરીચા, શંકરેચા ઈ.

ઉપરોક્ત બધા પ્રકારના શાખા નામો પિતાના નામ પરથી થયા છે.

૧–૨–૩ પ્રકારનાં શાખા નામો મારવાડ–મેવાડનાં રજપુતોમાં રાખવાનો રિવાજ છે. ૪–ચોથા પ્રકારના શાખા નામો–મારવાડમાં થલીપ્રાંત અથવા ગોલવાડમાં રહેનારાઓના થયા છે. ૫–પાંચમાં પ્રકારના શાખા નામો મધ્યપ્રાંત, મધ્યહિંદ કે દક્ષિણદેશ તરફ જઈ આવેલ કે રહેલ રજપુતોના–પિતાના નામ પરથી થયેલા છે.

**નિવાસ–નગરના નામ પરથી—**

હથુડીયા, સાંચોરા, જાલોરી, કપુરીયા, ઢેઢીયા, ચંડાલીયા,

ભટનેરા, મસાણીયા, સોરઠીયા (મારવાડમાં એ નામનું ગામ છે), કનોજીયા (મારવાડમાં ગામ છે) ડોસી (સિંધમાં ગામ), રૂણીવાલ, ઓસવાલ, શ્રીશ્રીમાલ (દિલ્હી વસ્યા પૂર્વે ત્યાં ગામ હતું), ખીવસરા, પુંગલીયા, ભાખરીયા (સિંધમાં બખર-ભખર નામનું મોટું નગર હતું તેના પરથી) તુહાના (પંજાબ તથા ઉતર હિંદમાં એ નામના મોટા નગરો હતા. પાછળથી એનું નામ ટંડા થઈ ગયું છે) ઇત્યાદિ.

આ શાખા નામો સ્વભૂમિ કે પિતૃભૂમિ (પિતાની જાગીર)માં યા બીજે સ્થળે વસવાથી નગર-ગ્રામના નામ પરથી થયા છે.

**રાજાઓની નોકરી-હોદ્દા પરથી—**

ભંડારી, કોઠારી, ખજાનચી, કામદાર, પોતદાર, ચોધરી, પટવારી (પટેલ), મહતા (મેહતા), શેઠ (નગરશેઠ), કાનુગા, શુરવા, રણધીરા, રાજબોહરા (રાજાઓના સામગ્રી ખાતાના ઇજારદાર), દફતરી, મંત્રી, ખોપર, ખોપદાર-ઈત્યાદિ ઓળખો રાજાઓની નોકરી યા તેઓનું કામ કરવાથી પડી છે.

(ભંડારી અને કોઠારીનો અર્થ: ભંડારી એટલે શસ્ત્રાગાર અર્થાત્ શસ્ત્રભંડાર ખાતાનો પ્રધાન: અને કોઠારી એટલે કોષ્ઠાગારાધિપતિ અર્થાત્ કિલ્લાધ્યક્ષ-લડાઈ વખતે ગઢનું રક્ષણ કરનાર સેનાનો ઉપરી ?)

**વેપાર-ધંધા પરથી—**

બજાજ, ગાંધી, પટવા, શરાફ, જૌહરી યા ઝવેરી, બોહરા યા વોરા (વોરા એટલે, માલની લેણ-દેણનું કામ કરનાર) ઈત્યાદિ ઓળખો વ્યાપાર-ધંધા ઉપરથી પડી છે.

**પિતાના અધુરા યા અપભ્રંશ નામો પરથી—**

મારૂ, મોતા, માલણુ લાલણ હરીયા, સંગોઈ, નંદુ, મુતા (મોતાનું અપભ્રંશ), જોગડ, ગાલા, ગોગરી, ગંગર, બુચા, નાટા, આભડ, ગંગ, સુર, સાંખલા ઈત્યાદિ શાખા નામો પિતાના અધુરા કે અપભ્રંશ નામો પરથી થયેલા છે.

# પ્રકરણ ૩ જું

## ઓસવાલોની યુદ્ધકુશળતા અને વીર પુરૂષો

### વીર ક્ષત્રિય જાતિનું સ્મરણ કરાવતી ઓસવાલ જાતિ:

જે ક્ષત્રિય રાજપુતો જૈન ધર્મનો પ્રતિબોધ પામી ઓસવાલ વિભાગમાં દાખલ થયા હતા અર્થાત્ તેઓએ ઓસવાલ નામને ધારણ કરી લીધું હતું, તે ઓસવાલો પછી પણ રાજા–સરદાર–સામંત–પટાવત આદિ સત્તાના પદો પર લાંબા કાળ સુધી રહ્યા હતા, અને પોતાના કન્યાદિ વહેવાર પણ બીજા રજપુતો સાથે કરતા રહ્યા હતા. પરંતુ તે પશ્ચાત ઓસવાલો રાજસત્તાવિમુખ થયા. કારણ, ચૌદમા–પંદરમા સતકથી રાજધર્મ તરિકે શૈવ મતની સર્વત્ર સ્થાપના થવા લાગી હતી અને જૈન ધર્મ ધીમે ધીમે રાજધર્મમાંથી વિમુખ થવા લાગ્યો હતો, જેતે જે ઓસવાલોએ જૈન ધર્મનો ત્યાગ ન કર્યો અર્થાત્ એ ધર્મમાંજ રહ્યા તેમને તેમના રાજકર્તા વડિલોએ ઉપરોક્ત સત્તાના પદો પરથી વિમુખ કર્યાં અને એના બદલે પોતાના રાજ્યોના બીજા અંગો સમાન સેનાપતિ-મંત્રી–મહામંત્રી–કિલ્લાધ્યક્ષ આદિના મૂખ્ય અને જોખમી

-જવાબદારીના હોદ્દાઓ વંશપરંપરાને માટે આપ્યા. આમાં પણ તેઓની રાજસેવાથી પ્રસન્ન થઈ ઉક્ત ઓસવાલોને ગામ-ગરાસની જાગીરો પુનઃ મળવા લાગી હતી, જે જાગીરો કેટલાક પ્રાંતોમાં તે તે ઓસવાલોના વંશ વારસોમાંના કેટલાકો પાસે આજ દિવસ સુધી લગભગ જળવાઈ રહેલી છે.

આમ રાજા-સરદાર આદિ પદો પરથી વિમુખ થઈ, સેનાપતિ, મંત્રી-મહામંત્રી આદિના હોદ્દાઓ ગ્રહણ કર્યા પછી પણ ઓસવાલોએ આજથી એકસો વર્ષ પૂર્વ સુધી, જોધપુર, જયપુર, જેસલમેર, બિકાનેર, ઉદેપુર (મેવાડ), ભરતપુર, કિશનગઢ, ઈડર ઈત્યાદિ મોટા રાજ્યો તેમજ નાના નાના અનેક રાજ્યોમાં એકધારી રીતે રાજ્યના ઉપરોક્ત મુખ્ય હોદ્દાઓ જાળવી રાખ્યા હતા.

ઓસવાલોએ પોતાના ઉપરોક્ત હોદ્દાઓ દરમિયાન પણ અનેક યુદ્ધોમાં એકધારી રીતે ભાગ ભજવ્યો; અને તેમાં શૌર્યતા-વીરતા-રણકુશળતા દાખવી, તેમણે પોતાની ઓસવાલ વીર જાતિનું ઉજ્જવળ નામ ઇતિહાસ ગ્રંથો તથા ભાટ-ચારણોના ચોપડાઓમાં અમર કર્યું છે.

ઓસવાલોએ આ સિવાય પોતાના સત્તા-સમય દરમિયાન અનેક પિડિતજનોને પણ દુઃખમુક્ત કર્યા હતા. મુસલમાન બાદશાહો જ્યારે લોકોને પકડી લઈ જઈ બંદિવાન બનાવતા હતા તે વખતે પણ ઓસવાલો, યુદ્ધથી યા તો પૈસા આપીને ઉક્ત બંદીવાન કુટુંબોને છોડાવતા હતા.

આમ ઓસવાલ જાતિ એક ક્ષાત્રિય જાતિ તરિકે ઇતિહાસ ગ્રંથોમાં પણ આદર પામી છે. આ જાતિના વીરનરોની વીરતા પ્રદર્શીત કરતી ઐતિહાસિક નોંધો તેમજ તેમના વીરકાર્યોના ભાટ-ચારણોના કવિત-દુહાઓ હજારોની સંખ્યામાં પ્રસિદ્ધ છે. જે નોંધો તથા કવિત-દુહાઓનો યત્કિંચિત ભાગ આ નીચે આપવામાં આવે છે.

# ઓસવાલ વીરો

**પરમારવંશી વૈદમોતા વીરો:**

આ વૈદમુતા શાખાના ઓસવાલ નરરત્નોએ ચિરકાળ સુધી જાગીરો ભોગવી, દિવાન પદ, ફોજમુસફ (સેનાપતિ) આદિ પદ પર રહી રાજકર્મ તથા ધર્મસેવામાંજ સ્વજીવન સમર્પણ કર્યું હતું.

મુતાજી લાલસિંહજી, ત્રીભુવનસિંહજી, કરણસિંહજી, સવાઇ-સિંહજી પૃથ્વીસિંહજી, હરનાથજી, ચતુરભુજજી, જગમાલજી તથા સુલતાનસિંહજી આદિ ઘણાં વીર રત્નો આ મોતા શાખામાં ખૂબ પ્રસિદ્ધ છે.

બિકાનેર તેમજ મેડતાનાં પ્રસિદ્ધ વૈદ મોતા વીરોની વીરતાથી મુગ્ધ થઈ રાજા–મહારાજાઓએ તેમને કેટલાક ગ્રામ તથા પગમાં સોનાના તોડાંની બક્ષિઓ આપી હતી; જે આજ પર્યંત વૈદ મોતા વીરોની મહત્વતા બતાવી રહ્યા છે.

જોધપુરના વૈદમોતા પાતાજી અને જૈતસિંહજીના યશસ્વી કાર્યોની આજે પણ પ્રશંસા થાય છે.

સોજતના વૈદ મોતા સતીદાસજીની સત્યતા અને સ્વામીધર્મ-પરાયણતા પ્રસિદ્ધ છે.

ખૈરવાના મોતા સબલદાસજીની સિંહ ગર્જનાથી દુશ્મનો પલાયન થઇ જતા હતા.

સીવાણાના વૈદ મોતા ઠાકુરસિંહજી અને નરનારાયણજીની પ્રચંડ વીરતાથી મુસલમાનો કંપી ઉઠતા હતા.

જાલોરના વૈદ મોતા તેજસિંહજીની તિક્ષ્ણ તલવારે પડાણ જેવા અજય લોકોનો એવો પરાજય કર્યો હતો કે, તે વખતના વીર-રસપોષક ભાટોના ચોપડાઓ પ્રસ્તુત્ વીરપુરૂષોના વીરકાવ્યોથી ભર્યા પડ્યા છે. જેવાં કે—

"વૈદોને વરદાન આગે ઈસચિયાય તણો
ખપીયા તેરહ ખાન તપીઓ મોતો તેજસી."

(સચિયાયનું બીજું નામ સત્યા યા સચામાતા છે. એ પરમારો તથા કેટલાક ઓસવાલોની કુળદેવી છે.)

ઉપરોક્ત પરમાર વંશની વૈદ મોતા શાખાના અનેક વીરોની કીર્તિ વિશ્વવ્યાપી છે; એવીજ રીતે ઓસવાલ સમાજની બીજી પણ જુદી જુદી સેંકડો શાખાના અનેક નરપુંગવોએ પોતાની વીરતા અને ઉદારતાથી દેશસેવા કરી, પોતાના નામો અમર કર્યાં છે.

**ભટ્ટીવંશી લુણાવત વીરો:**

લુણાવત શાખાના મૂળ પુરૂષ લુણાજીની પરંપરા સંતાનોમાં એવા વીર પુરૂષો થયા કે જેની સિંહ ગર્જનાથી અજય મુસલમાન બાદશાહો પણ કંપી ઉઠતા હતા.

લુણોજી, આદુ, સારંગ, નરસિંહ વગેરે ઘણાં પ્રસિદ્ધ પુરૂષો આ શાખામાં થઇ ગયા છે.

**ચૌહાણવંશી ભંડારી વીરો:**

આ ભંડારી શાખાના ઓસવાલોની વીરતાને માટે અહીં વધારે લખવાની આવશ્યકતા કે અવકાશ નથી; કારણ એમની વીરતા જગપ્રસિદ્ધ છે. છતાં પણ, એક ઉદાહરણ અહીં આપવું બસ થશે.

જોધપુરના મહારાજા અજીતસિંહજીના રાજત્વકાળમાં અમદાવાદ જ્યારે મુસલમાનોના હાથમાં ચાલી ગયું હતું, એ વખતે ૭૦૦ અશ્વારોહિઓ ( ઘોડેશ્વર સૈનિકો ) ની સાથે ભંડારી રત્નસિંહજીને મહારાજાએ અમદાવાદ વિજય કરવા મોકલ્યો:

ભંડારીજીએ ત્યાં જઈ પોતાની કાર્યકુશળતા, યુદ્ધચાતુર્યતા અને ભૂજબળથી યુદ્ધ ક્ષેત્રમાં મોગલોને એવી શિકસ્ત આપી કે, તેઓને

યુદ્ધક્ષેત્રમાંથી પ્રાણ લઈ ભાગવું પડયું, અને ભંડારી રત્નસિંહજીએ અમદાવાદ સ્વાધીન કરી, જોધપુર નરેશનો વિજયડંકો વગાડી દીધો.

## રાઠોડવંશી સિંગુઈ વીરોઃ

જેમ ભંડારીઓની વીરતા અલૌકિક હતી, તેવી રીતે સિંગુઈ-ઓની વીરતાથી દિલ્હીની બાદશાહયત પણ કંપી ઉઠતી હતી. સોજત અને જોધપુરના સીંગુઈઓની વીરતા લખવામાં આવે તો એક સ્વતંત્ર ગ્રંથ બની જાય.

હાલમાં પણ સીંગુઈ ઈંદ્રરાજજી, ફતેહરાજજી અને વચ્છરાજજી ( વત્સરાજજી ) મારવાડના અર્વાચિન ઈતિહાસમાં ખૂબ મશહુર છે. વચ્છરાજજી, જેઓ આસરે માત્ર પચાસેક વરસ પર થઇ ગયા છે, તેઓ તલવારના તાકાદ બળ વડે અનેક ચિરસ્મરણીય કાર્યો કરી ગયા છે.

સિવાય મરાઠાઓના જુલ્મ કાળ ( ૧૭૦૦–૧૯૦૦ )ના સમય દરમિયાન ભીમરાજ સિંગુઈ, ખૂબચંદ સિંગુઈ તથા દમરાજ સિંગુઈ આદિ સિંગુઇ લોકોએ મંત્રી-મહામંત્રી-ફોજ મુસફ તેમજ કિલ્લાધ્યક્ષ તરિકેની કામગીરી બજાવી હતી, જેની ટોડ રાજસ્થાનના કર્તાએ પણ એ પુસ્તકમાં નોંધ લીધી છે.

## રાઠોડવંશી મુહુણોત વીરોઃ

આ મુહણોત કુળના વીરોની વીરતા કંઈ અલૌકિક જ છે. જેસલમેર, કિસનગઢ અને જોધપુરના મુહણોતોની વીરતાના વીર ચરિત્રો સાંભળતા જ કાયરોના નિર્બળ હૃદયોમાં શૌર્યનો સંચાર થયા વગર કદી રહેતો નથી!

આ કુળના વીરોની વીરતાને માટે એક મુણોયત વીર નૈણસીની જ કારકિર્દિ બસ થશે કે જે પ્રાય: સમસ્ત મારવાડમાં આજદિ સુધી તેના યશગુણને ગાઈ રહી છે.

## મુહનોત વીર નૈણુસી

મુહનોત નૈણસીનો જન્મ સં. ૧૬૬૭ માં થયો હતો. તેણે પોતાની બાવીસ વરસની વયે રાજ્યસેવામાં પ્રવેશ કર્યો.

વિક્રમ સંવત ૧૬૮૦ માં મગરાના મેરોનું ઉપદ્રવ વધી પડેલું જોઈ, જોધપુરના મહારાજા ગજસિંહે મેરોનું નિકંદન કાઢવા માટે નેણસીને સેના સાથે મોકલ્યો. નેણસીએ ત્યાં જઈ મેરોની કતલ કરી અને તેમના ગામોને બાળી નાખ્યા.

વિ. સં. ૧૬૯૪ માં નેણસી ફલોધીનો હાકેમ થયો. ત્યાં તેણે બલુચીઓ સાથે લડાઇ કરી અને તેઓને હાર આપી ભગાડી મૂકયા.

વિ. સં. ૧૭૦૦ માં રાડધરાના મહેચા મહેસદાશ ગામોમાં નુકશાન કરતો હતો, જેથી મહારાજા જસવંતસિંહે નેણસીને રાડધરે મોકલ્યો. નેણસીએ ત્યાં જઈ રાડધરા પર વિજય મેળવ્યો અને તેનો કિલ્લો તથા મકાનો પાડી નાખ્યા.

સં. ૧૭૦૨ માં રાવત નારાયણ સોજત તરફના ગામોને લુંટતો હતો તેથી મહારાજાએ નેણસી તથા તેના નાના ભાઈ સુંદરદાશને તેની સામે મોકલ્યો. તેઓએ તેના કુકડા, કોટ, કરાણા, માંકડ આદિ સર્વ ગામોનો નાશ કરી દીધો.

વિ. સં. ૧૭૦૬ માં, પોકરણનું પ્રગણું જે જેસલમેરના ભાટીઓનું હતું તે ઔરંગઝેબે લઇને બીજા એકને આપી દીધું હતું—જેથી જોધપુરના મહારાજાની વતી ભાટીઓના પક્ષમાં નેણસીને સૈન્ય સાથે મોકલવામાં આવ્યો હતો.

વિ. સં. ૧૭૧૪ માં મહારાજા જસવંતસિંહે મીંયા ફરાસ્તની જગાએ નૈણસીને પોતાનો દિવાન બનાવ્યો. (સં. ૧૭૨૩ સુધી નૈણસી એ પદ પર રહ્યો.)

સં. ૧૭૧૫ માં જેસલમેરના રાવલ સબલસિંહે (પ્રથમ) ફલોદી અને પોકરણ જીલ્લાના ૧૦ ગામ લુંટયા; જેથી મહારાજાએ અમદાવાદ જતી વખતે માર્ગમાં જ મુહનોત નૈણસીને જેસલમેર પર ચઢાઈ કરવાની આજ્ઞા આપી. જેથી તેણે જોધપુર જઈ સૈન્ય લઈ પોકરણમાં જઇ છાવણી નાખી. તેણે પોકરણ કબજે કર્યું અને જેસલમેરના ૨૫ ગામ બાળી નાખ્યા તથા આસણીકોટ લુંટયું. આ ઉપરાંત તેણે બીજા પણ પાંચ છ યુદ્ધોમાં વિજય મેળવ્યો.

સં. ૧૭૨૩ માં મહારાજા જશવંતસિંહ ઔરંગાબાદમાં હતા, તે વખતે નેણસી તથા તેનો ભાઈ સુંદરદાશ પણ સાથે હતા. તેઓ બનેએ ત્યાં યુદ્ધક્ષેત્રમાં પોતાની વીરતાનું પૂર્ણ પરિચય દેખાડી આપ્યું હતું.

આ વીરોની શુરવીરતા તથા તે દ્વારા મળેલી યશકીર્તિ માટે તેમની પ્રસિદ્ધિ સાંખી ન શકવાથી કેટલાક ઈર્ષ્યાખોર લોકોએ મહારાજાની આગળ કંઈ જુદીજ ભંભેરણી કરી. કે જેથી ઉક્ત ખટપટી તથા ઇર્ષ્યાખોર લોકોનું સાંભળી લઈ, મહારાજા તેઓના પર અપ્રસન્ન થયા અને સં. ૧૭૨૩ ના પોષ સુદ ૯ ના દિને એ બંને ભાઇઓને કેદ કરી દીધા.

વિ. સં. ૧૭૨૫ માં મહારાજાએ એક લાખ રૂપીયાનો દંડ લગાવી, એ બંને ભાઈઓને છોડી દીધા. પરંતુ, તેઓએ એક પૈસો પણ આપવાનો સ્વીકાર ન કર્યો. આ હકિકત માટે નિમ્નલિખિત દુહો રાજપુતાના (મારવાડ) માં આજ પર્યંત પ્રસિદ્ધ છેઃ—

લાખ લખારો નીપજે, અરૂ બડ પીપલરી સાખ;
નટીઓ મુતો નૈણસી, તાંબો દેણ તલાક. (૧)

લેસો પીપલ લાખ, લાખ લખારાં લાવસી;
તાંબો દેણ તલાક, નટીયા સુંદર નૈણસી. (૨)

નેણુસી અને સુંદરદાશે દંડના રૂપીયા દેવાનો અસ્વિકાર કરવાથી **વિક્રમ** સંવત ૧૭૨૬ માં માઘ વદી ૧ ના ફરી એ બનેને કેદ કરી દેવામાં આવ્યા; તેમજ તેઓ પર દંડના રૂપીઆની વસુલાતી **માટે** સખ્તાઇ વાપરવામાં આવી.

પરંતુ એ કઠોરતાથી કંઇ પણ ફળ ન નીકળ્યું અને મહારાજાને દંડ વસુલ કરવાનો કોઇ ઉપાય ન સૂઝયો ત્યારે વિવશ થઈ એ બંનેને કેદીની હાલતમાં ઔરંગાબાદથી જોધપુર તરફ રવાના કર્યા.

માર્ગમાં એમના સાથવાલોએ તેમની સાથે એથી પણ વધુ કઠોર વર્તન ચલાવ્યું. આ બંને ભાઇઓ વીર પ્રકૃતિના પુરૂષ હોવાના કારણે, તેઓએ મહારાજાના ઉક્ત ઉતરતી પંક્તીના માણસો દ્વારા કઠોરતા તેમજ અપમાન સહન કરવા કરતાં વીરતાથી મરવું ઉચિત ધાર્યું; અને સંવત ૧૭૨૭ ના ભાદ્રપદ વદી ૧૩ ના દિવસે ફુલમરી નામના ગામમાં બને ભાઈઓએ પોતપોતાના પેટમાં કટાર મારી પોતાની જીવનલીલા સમાપ્ત કરી. આમ થવાથી મહારાજાની બહુજ બદનામી થઈ.

નેણુસી તથા તેનો ભાઈ સુંદરદાસ બંને કવી પણ હતા. કેદી અવસ્થા તથા હલકા દરજ્જાના નોકરોના કષ્ટોથી દુઃખી થઈ તેઓએ એક એક દુહો કહી સ્વવેદના પ્રગટ કરી: જે નીચે મુજબ છે:—

નૈણુસી—

દહાડો જિતરે દેવ, દહાડે બિન નહિ દેવ હૈ;
સુર નર કરતા સેવ, નેડા ન આવે નૈણુસી.

એના પર સુંદરદાસે નિમ્નલિખિત ઉત્તર આપ્યો:-

સુંદરદાસ—

નર પૈ નર આવત નહીં, આવત હૈ ધન પાસ;
સો દિન કેમ પિછાણીએ, કહતે સુંદરદાસ.

ઉપરોક્ત દુહાઓથી તેઓની તત્કાલિન સ્થિતિ અને તેઓના વિચારોનું જ્ઞાન થઈ જાય છે.

## નૈણુસીના વીર વંશજો

નૈણુસીને કરમસી, વૈરસી અને સમરસી નામે ત્રણ પુત્રો હતા. કરમસીએ પોતાના પિતાના જીવિતકાળમાં મારવાડ રાજ્યની કેટલીક સેવાઓ કરેલ; જેથી મહારાજાએ તેના પિતાના આત્મઘાતથી મૃત્યુ થવાના સમાચાર જાણ્યા ત્યારે એ ત્રણે ભાઈઓ તથા સુંદરદાસના પુત્રોને પણ (કેદમાંથી) છોડી દીધા.

એ લોકોએ પણ મારવાડમાં રહેવું ઠીક ન માન્યું, અને નાગોરના રાવ રામસિંહ રાઠોડની પાસે ચાલ્યા ગયા.

મહારાજા રામસિંહ સં. ૧૭૩૨માં અસાઢ વદી ૧૨ ના દિવસે કંઈ કામ સબબ દક્ષિણ દેશમાં સોલાપુર ગયા હતા. જ્યાં અચાનક બીમાર પડી જતાં તેઓ બે-ચાર ઘડીમાં મૃત્યુ પામ્યા.

મહારાજા આમ અચાનક બીમાર પડી થોડી મુદતમાં મૃત્યુ પામતાં, એના મુત્સદીઓ વગેરેએ એના એક ગુજરાતી વૈદને પૂછ્યું કે, " રામસિંહજી અચાનક કેમ મરી ગયા ? "

એનો ઉત્તર આપતાં પેલા ગુજરાતી વૈદે ગુજરાતી ભાષામાં કહ્યું કે: " કરમાનો દોષ છે ! " (એટલે કે કરમનો-ભાગ્યનો દોષ છે).

આનો અર્થ રામસિંહના મુસાહિબો આદિએ એવો કર્યો કે, ' કરમા (કરમસી)એ એને માર્યો છે ! '

પછી એના (કરમસી) પર વિષ આપવાનો ખોટો સંદેહ લાવી એને ત્યાંજ જીવતો દિવાલમાં ચણી દીધો; અને નાગોર (જ્યાં એનું કુટુંબ હતું) લખવામાં આવ્યું કે:

" એના જે કુટુંબીઓ ત્યાં છે, એ સર્વેને કોલુમાં નાખી, કચડી નાખજો."

આ હુકમ પહોંચતાં જ, રામસિંહના પુત્ર ઈંદ્રસિંહ દ્વારા કરમસિંહનો પુત્ર પ્રતાપસિંહ પોતાના કેટલાક કુટુંબીઓ સાથે માર્યો

ગયો. આથી કરમસીની બે સ્ત્રીઓએ પોતાના પુત્ર સાંમતસિંહની સાથે ત્યાંથી ભાગી જઇને કિશનગઢમાં આશ્રય લીધો. અને ત્યાંથી થઇ એ લોકો બાદ બિકાનેરમાં જઈ રહ્યા.

જોધપુરના મહારાજા જશવંતસિંહના પુત્ર અજિતસિંહે જ્યારે મારવાડ રાજ્ય પર પોતાનો અધિકાર સ્થિર કરી લીધો ત્યારે તેણે સામંતસિંહ અને સંગ્રામસિંહને પુનઃ મારવાડમાં બોલાવી ધીરજ આપી, અને તેઓને રાજ્યસેવામાં દાખલ કર્યા.

ત્યાર બાદ મહારાજા અભયસિંહે તેઓની જાગીર આદિ જીવિકા જે જપ્ત કરવામાં આવી હતી, તે પાછી આપી. સંગ્રામસિંહને ભગવતસિંહ નામે પુત્ર અને સુરતરામ નામે પૌત્ર થયા.

મહારાજા વિજયસિંહજીના રાજ્યકાળમાં સુરતરામે મારવાડ રાજ્યની સ્તુત્ય સેવા બજાવી, જેથી મહારાજાએ સંવત ૧૮૨૦માં એને પોતાનો મૂખ્ય મંત્રી બનાવી તેની પ્રતિષ્ઠા વધારી. સિવાય યથેષ્ડ ઉત્પન્નની જાગીર પ્રદાન કરી. વી. સં. ૧૮૩૦ માં એ મહારાજાનો મુસાહબ તરીકે નીમાયો; અને જાગીર તથા પ્રતિષ્ઠામાં વધારો થઈ એને ‘ રાવ ’નો ખિતાબ મળ્યો.

સુરતરામને સવાઈરામ, જ્ઞાનમલ, સવાઇકિરણ, શુભકરણ અને ફતેહકરણ એમ પાંચ પુત્રો હતા.

જ્ઞાનમલે, મહારાજા વિજયસિંહ, ભિમસિંહ અને માનસિંહના સમયમાં રાજ્યના ઉચ્ચ પદો પર રહી કામ કર્યું. એ મહારાજા માનસિંહનો ઘણો વિશ્વાસપાત્ર સેવક હતો.

જ્યારે મહારાજા માનસિંહે વી. સં. ૧૮૬૦માં ગાદી મેળવી– તેજ વખતે જ્ઞાનમલને પોતાનો દિવાન બનાવ્યો, અને જાગીર આપી સમ્માનિત કર્યો.

જ્ઞાનમલને નવલમલ નામે પુત્ર હતો. વિ. સં. ૧૮૬૧ માં

મહારાજા માનસિંહે સિરોહીના રાવ વૈરીશાલ પર સૈન્ય મોકલ્યું તેની સાથે ઉક્ત નવલમલને પણ મોકલવામાં આવ્યો હતો.

(જોધપુર, કૃષ્ણગઢ, અને માલવામાંના મુલથાણમાં હાલ પણ નેણસીના વંશજો વસે છે; અને જોધપુરમાં તો એ લોકોની જાગીરો પણ છે. એમનામાંથી કેટલાક પુરૂષો રાજસેવા પણ કરે છે.)

## મુહણોત નેણસીનો ઇતિહાસ પ્રેમ

મુહણોત નૈણસી જેમ વીર પુરૂષ તથા કવી હતો તેવી જ રીતે તે ઇતિહાસપ્રેમી પણ હતો. તેને રાજપૂતોના ઇતિહાસ સંગ્રહનો બહુ શોખ હતો. તેને રાજકાજને અંગે જુદા જુદા દેશોમાં જવું પડતું. જ્યાંથી તે જુદા જુદા રાજ્યો તથા રાજવંશોની ઐતિહાસિક હકિકતો મેળવતો રહ્યો હતો. તેણે જુદા જુદા દેશોના રાજાઓ તથા ભાટ–ચારણો દ્વારા કછાવા વંશ, રાઠોડ વંશ, પરમાર વંશ, સોઢા કુળ, સીસોદીયા, પડિહાર, ચૌહાણ, સોલંકી, ચાવડા, જાડેજા, ભટ્ટી વંશ-ઈત્યાદિ મૂખ્ય વંશો તથા તે તે વંશોની મૂખ્ય મૂખ્ય શાખાઓની કારકિર્દિની હકીકતો મેળવીને તેનો જબ્બર સંગ્રહ કર્યો હતો. જે સંગ્રહે 'મુહણોત નેણસીની ખ્યાત' એ નામથી, હાલમાં કાશી નાગરી પ્રચારીણી સભા ( કાશી ) તરફથી હિંદી ભાષામાં પુસ્તકો છપાઇને બહાર પડેલા છે.

મુહણોત નેણસીનો એ સમયમાં આવો ઇતિહાસ પ્રેમ જોઈ પ્રસિદ્ધ પુરાતત્વવેતા તથા ઇતિહાસકાર પંડિત ગૌરીશંકર ઓઝાએ એને મારવાડનો અબુલફઝલ કહ્યો છે.

## શીશોદીયા વીરો:

## કુળાભિમાની વીર દયાલસિંહ તથા વીરનારી પાટમદે

ઓસવાલ જાતિમાં શીશોદીયા કુળના વીરનરો પણ અનેક પાકયા છે, જેઓએ સ્વદેશ રક્ષાના અનેક પ્રસંગોમાં પોતાની વીરતા દાખવી હતી. વીર ભામાશાહ ઉર્ફે ભૂમસિહજીને તો સૌ કોઈ પીછાણે

છે; પરંતુ એમણે પોતાની તરૂણ અવસ્થામાં યુદ્ધ સેવામાં જ જીંદગી ગાળી હતી. ત્યારબાદ પોતાની વૃદ્ધાવસ્થામાં યુદ્ધ સેવા પોતે કરી શકવાને અશક્ત હતા–તો પણ, પોતાની સમસ્ત સંપતિ કટોકટીના સમયે મેવાડને ચરણે ધરી પોતાની સ્વામિભક્તિ તથા દેશપ્રેમ દેખાડી આપ્યો હતો.

સિવાય વીર દયાલદાસે પણ, મેવાડની રક્ષા માટે–પોતાના પિતાની લાખોની દોલતને ઠોકરે મારી તરૂણાવસ્થામાં કુટુંબ છોડી મેવાડ તરફ પ્રયાણ કરી દીધું અને ત્યાં પોતાની વીરતાથી મેવાડની સેવા બજાવી ઇતિહાસમાં નામ અમર કર્યું છે.

વિશેષમાં ખાસ ધ્યાન ખેંચનારી વીર નારી પાટમદે છે. તેણે પોતાના પતિ દયાલ સાથે રહી, વીર ક્ષત્રીયાણી બની શત્રુઓના માથાંઓને એક પછી એક વધારી નાખ્યા અને પોતાના પતિ દયાલને યુદ્ધમાં ફતેહ માટે મદદ કરી. એ પાટમદે આજની ઓસવાલ નારીઓને તેવી થવા જાગ્રત કરી રહી છે !

દયાલદાશ ઉર્ફે દયાલસિંહ મારવાડના એક ગામમાં તેના પિતા રાજમલજી ઉર્ફે રાજાજી સાથે રહેતો હતો. તે શીશોદીયા ક્ષત્રિય કુળનો હતો.

દયાલદાસના પિતા એ વખતે વ્યાપારનો ધંધો કરતા હતા. તેઓ સુખી તથા શ્રીમંત હતા. દયાલદાસ તેમનો એકનો એક પુત્ર હતો.

દયાલદાસ જ્યારે પંદર સોળ વરસનો હતો, ત્યારે તે બહુ જ તોફાની હતો. તે નિશાળના ફાજલ સમયમાં રાજપુત તથા ઓસવાલોના છોકરાંઓ ભેગો રમતો–ફરતો તથા ધીંગાણાં કરતો. તે બીજા વાણીયાના કે અન્ય જાતિના છોકરાંઓ સાથે રમતો કે ફરતો નહિ.

દયાલદાસ તલવાર–ભાલા તથા તીરકામઠાં સાથે ફેરવતો ને તે વડે બીજાં છોકરાંઓ સાથે લડાઈની રમતો રમતો; તેમજ ઘોડા પર સ્વાર થઈ નિશાન તાકવાનું શીખતો.

દયાલદાસને તેના પિતા એ માટે ખૂબ ઠપકો આપતા. તેને રજપુતાઈની રમતો છોડી, વેપારી શિક્ષણમાં ધ્યાન આપવાનું સમજાવતા. પરંતુ એક જ છોકરો હતો તેથી તેની સાથે વધારે કડકાઇથી વર્તતા નહિ.

એક દિવસે દયાલદાસને તેના પિતાએ સમજાવવાની કોશિષ કરી :

રાજાજી—" બેટા દયાલ ! આપણે વાણીયાના દીકરા છીએ, આપણને એ તલવારૂં ને ભાલાં–બાલાં ન શોભે ! આવતી કાલે તારૂં સગપણ કરવું છે, ને તું આજે વેપારની રીત નહીં શીખે તો આપણાં ઘરમાં કયો શ્રીમંત પુરૂષ કન્યા આપશે ?"

દયાલ—" આપણે વાણિયા નથી. ઓસવાલ યા જૈન ક્ષત્રિય કે મહાજન છીએ; પરંતુ વાણિયા તો હરગીજ નથી જ. અને આપણે શીશોદીઆ ક્ષત્રિય કુળના છીએ. મને પોતાને વાણીયા તરીકે ઓળખાવનાર કોઈ વ્યક્તિ કન્યા ન આપે એજ ઠીક માનું છું. ઉપરાંત પોતાને નિર્માલ્યતાસૂચક વાણીયા નામે સંબોધી આપણાં પવિત્ર પૂર્વજોના ગૌરવાંકિત કુળને શું કામ વગોવો છો ?"

રાજાજી—" પણ, હમણાં આપણે ક્યાં ક્ષત્રિયોનો ધંધો કરીએ છીએ...વાણીયાનો ધંધો કરીએ છીએ એટલે આપણે વાણીયા થયા. બીજા ઓસવાલોને પણ લોકો વાણીયા જ કહે છે ને !"

દયાલ—" સહેનાર ખૂદ તૈયાર હોય ત્યાં સતાવનારા તૈયાર હોય છે ! કોઈ વાતનો જ્યાં માણસ વાંધો નથી લેતો, તો દુનિયા પોતાનાથી અજ્ઞાન હોતાં તે આપણી માન્યતા મૂજબ આપણને વાણીયા સમજી તેવી રીતે સંબોધે છે. આપણને પોતાને જ્યાં પોતાના પ્રસિદ્ધ કુળના ગૌરવની કિંમત ન હોય, ત્યાં બીજા કોનો વાંક સમય પણ પોકારીને એમજ કહે છે કે:—

સહેનારનો ઈન્કાર નથી, ત્યાં સતાવનારા ખૂબ છે;
જુલ્મ સહેવા તૈયાર છે, ત્યાં જુલ્મગારો ક્યાં નથી !

"તેમજ માનસશાસ્ત્ર પણ કહે છે: સ્વભાવ માન્યતા આધિન છે–મનુષ્યનો સ્વભાવ–ગુણ તેની માન્યતા પરથી બંધાય છે; તેથી ઉછીની લીધેલી વાણીયા નામની માન્યતાથી આખરે કહેવાતા નિર્માલ્યતાપૂર્ણ વગોવાયલા ગુણોને પમાય એમાં આશ્ચર્ય શું ?–તેથી કુળાભિમાની તેમજ સ્વમાનાભિમાની માણસ પોતાની તેવી રીતે અધોગતિ થતી જોવા કદી ઇંતેજાર નહિ હોય ?"

રાજાજી—"તારી બધી વાત સાચી છે; પરંતુ જૈન ધર્મનો આપણે સ્વિકાર કર્યો તે વખત પૂર્વે જૈન ધર્મના વિરોધીઓએ એ ધર્મને વણિક યા વાણિયા ધર્મ માની લીધો હતો અને તેના બધા અનુયાયીઓને તેથી વાણિયા સમજી લીધા; એટલે સમય વીતતાં આપણાં ઓસવાલ લોકો પણ પોતાને તેવાંજ માનવા લાગ્યા. આ રૂઢી હવે એટલી રૂઢ અને મજબુત થઈ ગઈ છે કે તેને ઉથલાવી નાખવા યા તેનો ત્યાગ કરી દેવા કોઈ હિંમત નથી કરતું."

દયાલ—"આપણનેજ જ્યાં તેની ઉંડાણમાં નથી ઉતરવું કે જેને સાચો સુધારો કહેવાય તે તરફ બેધ્યાન બની મેંઢાની માફક જીવવું છે ત્યાં જગતનો શો વાંક ? બ્રાહ્મણો પણ વેપાર કરે છે, તો તેને કોઈ વાણીયા નથી કહેતું: બીજી અનેક કોમો વ્યાપાર કરે છે છતાં તેઓ એ બહાદુરીસૂચક (!) ખિતાબને ધીકારે છે !– વૈશ્યો શુદ્રનું અર્થાત્ કારીગરનું કામ કરે છે, તો તેઓને કોઈ શુદ્ર કહેવાની હિંમત નથી કરતું !–તો કહો કે, આપણે ખૂદ મેંઢા જેવા બની ગયા છીએ તેથી આપણામાં એ લોકોના જેવી નૈતિક હિંમત નથી- આપણી નૈતિક હિંમત શું મરી પરવારી નથી ?"

રાજાજી—"એ બધું ઠીક છે, ને સમય સમયનું કામ કરે

છે—તે સમય જરૂર તારા યોગ્ય વિચારોને અપનાવશે; પરંતુ હમણાં આપણે જે કરતાં હોઈએ તેનાજ વિચારો કરવા ઉચિત હોય ! ”

દયાલ—“ આપ મને વેપારના ધંધામાં લક્ષ આપવાનું કહો છો; પરંતુ મને એ ધંધામાં પડી વાણીયાનું વગોવાયલું બિરૂદ ગ્રહણ કરવું પ્રસંદ નથી ! હું તો વડવાઓનો—ક્ષત્રિયોનોજ ધંધો પ્રસંદ કરીશ; અને જૈન ધર્મના વિરોધીઓને—અભિમાનીઓને બતાવી આપીશ કે, જગત માત્રનો જે ધર્મ—શાંતિપ્રસારક યા માનવધર્મ એ નિર્માલ્યોનો ધર્મ નથી—એને પચાવનારાઓનેજ તેની કિંમત હોય છે. બીજા જૈન ધર્મને ગ્રહણ કરનારા રાજાઓની વાત જવા દયો—આજે હાલનાજ સમયમાં હજારો ઓસવાલ વીરો મારવાડ, મેવાડ અને માલવા આદિ દેશોમાં યુદ્ધકાર્યના મૂખ્ય અંગો સમાન સેનાપતિ—મંત્રી—મહામંત્રી - કિલ્લાધ્યક્ષ—ફોજમુસફ—ભંડારી આદિ હોદાઓ પર રહી યુદ્ધોમાં એકધારી અને પ્રચંડ વીરતા દાખવી રહ્યા છે—એ પણ જૈન ધર્માનુયાયીઓજ છે. અને આપણાં પોતાના પૂર્વજ જૈન ધર્મ સ્વીકારી ઓસવાલ જ્ઞાતિમાં આવ્યા બાદ પણ એક જાગીરના માલીક અર્થાત્ સરદાર હતા, જેમણે પણ અનેક યુદ્ધોમાં વીરતા દાખવી હતી—તો શું જૈન ધર્મ દેશરક્ષા—સ્વરક્ષા તેમજ અનાથ સ્ત્રીઓના શિયળના રક્ષણ માટે યુદ્ધમાં જવાની ના પાડતો હતો—ના પાડે છે ?—નહિંજ. શ્રાવકના પહેલા વ્રતમાં ગૃહસ્થને આ બાબતોને માટે ખાસ છુટ આપવામાં આવી છે; અને સમજુ જૈનો પણ એ વાત બરાબર જાણે છે—તો પછી જૈનધર્માનુયાયી ક્ષત્રિયોને માથે વાણીયાનું મહેણું કેવી રીતે ઠોકી બેસાડવામાં આવ્યું છે એજ નથી સમજાતું !

“ પિતાજી ! આપણી ઓસવાલ કોમના વીરનરો જૈન ધર્મી છતાં આજે રણક્ષેત્રોમાં મોખરે રહી, શત્રુઓને મહાત કરી વિજય મેળવી રહ્યા છે; અને તેમ કરતાં દેશરક્ષા માટે બલિદાન આપી

રહ્યા છે, તેવીજ રીતે હું પણ જૈન ધર્મની–રક્ષા ધર્મની કીર્તિ ફેલાવવા એ ત્યાગ ધર્મ બજવીશ અને દેશ પ્રત્યેની મારી કંઇ પણ ફરજ બજાવવા મારો એ ધર્મ પાળીશ.

" આજે મેવાડમાં શત્રુઓ ગરીબ પ્રજા પર જુલ્મો ગુજારી રહ્યા છે; અબળાઓની મર્યાદાઓ લુંટાઈ રહી છે; નાના ધાવણાં બચ્ચાઓને ટળવળતાં કરી તેના માતા પિતાઓને બંદિવાન બનાવાઈ રહ્યા છે; એકંદરે પ્રજા ત્રાહી ત્રાહી પામી રહી છેઃ તેવા સમયે મારી ફરજ છે કે, એક મનુષ્ય તરીકેની હું પણ મારી યત્કિંચિંત ફરજ અદા કરૂં. આવા સમયે અનેક ઓસવાલોએ માથાં આપ્યા છે, અને ઓસવાલ ક્ષત્રિય વીર જાતિનું નામ ઉજ્જવળ કર્યું છે–તો હું પણ એજ જાતિનો એક વીરતાનો પ્રશંસક ઓસવાલ છું."

દયાલદાસના આવા સાહસિક વિચારો તથા તેની ઉન્મત વલણ જોઈ તેના પિતાને લાગી આવ્યું, અને તેથી દયાલદાસને બે આકરા બોલ કહી નાખ્યા.

## મેવાડને માર્ગે પ્રયાણ

ત્યારબાદ મનથી નક્કી કર્યા મૂજબ અને પોતાની માતાનું પણ નહિ માનતાં દયાલદાસ એકાએક ઘરથી ચાલી નીકળ્યો, અને તેણે ઉદેપુરનો માર્ગ લીધો.

વીસેક વર્ષની કુમાર વય અને સુખી ઘરનો તેથી કદી તેણે દુઃખ જોયલ નહિ–તે દયાલદાસ આજે દૂર દૂર ઉદેપુર તરફ એકલો પગપાળે ચાલ્યો જાય છે. તેને એમાં જરા પણ દુઃખ નથી જણાતું. એના ચહેરા પર ગભરાટ કે નિરાશા નથી જણાતી. એના હૃદયમાં પોતાના દેશની સેવાનો લહાવો લેવાનો ઉત્સાહ તથા આનંદ પ્રગટી રહ્યો હતો.

મુસાફરીમાં કયાંક રાત રોકાતોઃ કયાંક વિસામો લેતો–એમ કરતાં કરતાં તે ઉદેપુર પહોંચ્યો. તે ત્યાં ધર્મશાળામાં ઉતર્યો. બાદ

જેમ તેમ કરીને ત્યાંની અશ્વશાળા (ઘોડાર) ના ઉપરીને મળી તે ઘોડાર ખાતામાં નોકરી રહ્યો, અને ત્યાં કામ કરવા લાગ્યો.

કેટલાક દિવસ બાદ મેવાડના રાજપુરોહિતની દયાલદાસ સાથે અકસ્માત મુલાકાત થઈ. રાજપુરોહિત દયાલદાસમાં ચપળતા, સભ્યતા, નિયમિતતા આદિ ઉચ્ચતમ ગુણો જોઈ તેના પ્રત્યે ખેંચાયો.

પુરોહિતે દયાલદાસની ઓળખાણ પૂછી. દયાલદાસે તેને પોતાની ઓળખાણ આપી.

દયાલદાસનું ખાનદાન કુળ જાણી–એક ઉચ્ચ કુળનો, ખુબસુરત, નમ્ર અને સદ્‌ગુણી છોકરો ઘોડારમાં હલકું કામ કરે એ ઠીક નહિં–એમ વિચારી પુરોહિતે તેને પોતાની પાસે રહેવાનું સમજાવ્યું.

પુરોહિતની વાત દયાલને ગમી; પરંતુ કોઈપણ કારણ વગર જુની નોકરી એકાએક છોડી વધુ લાભ માટે બીજે જવું એ તેને ન્યાયસરનું કે યોગ્ય ન લાગ્યું. એ માટે તે ખૂબ વીચારમાં પડી ગયો. આખરે રાજપુરોહિતે પોતાની મેળે ઘોડારના ઉપરીને સમજાવી દયાલદાસને પોતાને ઘેર તેડી ગયો. પુરોહિતે ત્યાં દયાલને લખાણ વગેરે દસ્તાવેજોની નકલ ઉતારવાનું એવું કે આડું અવડું પરચુરણ કામ સોંપ્યું.

રાજપુરોહિત બહુજ ખટપટી અને કાવત્રાંબાજ હતો. તે રાજ્યના શત્રુ–મોગલો સાથે મળી ગયો હતો, અને તેમના તરફથી જાસુસીનું કામ કરવા લાગ્યો હતો.

દયાલદાસ પ્રમાણિક અને વફાદારીના ગુણોયુક્ત હતો, જેથી રાજપુરોહિતની તેના પ્રતિ મહેરબાની સંપૂર્ણ હતી. તે દયાલ પર પુરતો વિશ્વાસ રાખતો. પુરોહિતના ઘેર પ્રસ્તુત્ વિધર્મીઓના માણસો કયારેક કયારેક આવતા જતા હતા; જે ઉપરથી દયાલને પણ કંઈક શંકા ઉદ્‌ભવ પામી હતી. એક દિવસે એવાજ એક માણસની પુરોહિત સાથેની મુલાકાત ઉપરથી તેની ઉકત શંકા મજબુત બની ને દયાલ એ ઉપરથી પુરોહિતની ચાલબાજી કળી ગયો.

પુરોહિતે રાજના શત્રુ મોગલો સાથેની કરેલ ગોઠવણ અનુસાર એને મહારાજાના નિકંદન માટે મળેલો માર્ગ ખાનગી પત્ર દ્વારા જણાવવા માટે, પુરોહિતે એ હકિકતનો પત્ર લખી તેને શીલબંધ કરી, એ કાગળનો લખોટો મોગલોના મૂખ્ય સરદાર તરફ પહોંચાડવા દયાલદાસને આપ્યો.

દયાલદાસ પ્રસ્તુત્ લખોટો લઈ, ઘેરથી નીકળી ચુકયો. તેને એમાં, દાળમાં કંઈ કાળું જણાયું. દયાલે આથી કેટલેક દૂર ગયા બાદ એક એકાંત જગ્યામાં તેને ખોલ્યો અને વાંચ્યો.

દયાલદાસને અંદરનો પત્ર વાંચતાવેંતજ ધ્રુજારી છુટી; તેને એ નરાધમ તથા નિમકહરામ રાજપુરોહિતના હિચકારા કરતુકો પરત્વે ધિક્કાર છુટયો.

તેજ વખતે દયાલ ત્યાંથી રવાનો થઈ ચૂકયો અને રાજાની રૂબરૂ જઇ તેને તેની સામેના આ કાવત્રાંથી પરિચિત કરવા વિચાર કર્યો, ને તેથી સીદ્ધો દયાલ રાજદરબાર પાસે આવ્યો. એણે ત્યાં ફરજ પર ઉભેલા પહેરગીર દ્વારપાલને, પોતાને મહારાજાને ખાસ અગત્યના કામ માટે મળવાનું હોવાનું જણાવ્યું. દ્વારપાળે મહારાજા રાજસિંહ કને જઈ તેની પરવાનગી લાવી, અને દયાલને તેમની પાસે તેડી ગયો. દયાલદાસે રાજદરબારના શિષ્ટાચાર અનુસાર મહારાજા રાજસિંહને નમન કરી પેલો ભેદી લખોટો તેમની હજુર મુકયો.

મહારાજાએ વિસ્યમપૂર્વક તરતજ તે ખોલ્યો અને વાંચવા લાગ્યા. પત્ર વાંચતાં જ રાજસિંહજી એકદમ ઉભા થઈ ગયા; અને તેમણે રાજપુરોહિતની બેવફાઈ તથા નિચબુદ્ધિ પ્રત્યે રોષ તથા ધિક્કાર પ્રગટ કર્યો.

રાજસિંહ, પોતાને ભયંકર કાવત્રાંમાંથી બચાવી લેવાની તેમજ રાજદ્રોહી પુરોહિતની કપટજાળની બાજીને પ્રકટ કરાવનાર આવેલ આ અજાણ્યા યુવાન પર પ્રસન્ન થયા, અને ધન્યવાદ આપ્યો. તેમણે રાજ્ય પ્રત્યે આમ વફાદારી દાખવનાર દયાલદાસની ઓળખાણ પૂછી.

દયાલદાસે પોતાનું-ગામનું-જ્ઞાતિનું તથા પોતાના પિતાનું પ્રયોનામ જણાવ્યું.

રાજસિંહે તેને પોતાનું સુખી ઘર છોડી, અહિં આટલે દૂર સુધી આવી ઘોડાર જેવા હલકા ખાતા વગેરે ઠેકાણે નોકરી રહેવાનું જન પૂછ્યું.

દયાલદાસે પોતાના અંતરનો મેવાડની સેવાનો હેતુ મહારાજા સન્મુખ રજુ કરતાં કહ્યું:

"પિતાતુલ્ય રાણાજી! અમે મૂળ મેવાડના છીએ, અને આપશ્રીના જ પવિત્ર શીશોદિયા કુળમાંના છીએ. અમુક સમય પૂર્વે અમારા વડવાઓ જૈન ધર્મ સ્વીકારીને ઓસવાલ જ્ઞાતિમાં ગયેલા; પરંતુ તેથી કાંઇ પોતાના મૂળના કુળનું અભિમાન નથી વહેંચી નાખ્યું! જ્યારે પવિત્ર મેવાડ માતા વિધર્મી શત્રુઓથી ત્રાસી રહી છે, એ વખતે મારૂં કુળાભિમાન મને અહીં ખેંચી લાવેલ છે.

મહારાજા રાજસિંહ નવજવાન દયાલદાસનું જાગૃત કુળાભિમાન જોઈ, તેની નૈતિક હિંમત તથા સ્વદેશભક્તિ બદલ હર્ષ પામ્યા. તેમને થયું કે, 'આવા પ્રમાણિક અને વફાદાર રાજસેવકો શોધ્યા નથી મળતા-અકસ્માત ઈષ્ટદેવના પ્રતાપે તેવાની પ્રાપ્તિ થઇ છે.' આથી તેમણે દયાલદાસની લાયક હોદ્દા પર નિમણુંક કરી દીધી.

સમય જતાં કાર્યચતુર અને સાહસિક વીર દયાલદાસ મંત્રીના જવાબદાર હોદ્દા પર નિયુકત થયો.

દયાલદાસને મંત્રીપદ મળ્યાની તેના ગામના એના ઓસવાલ મિત્રોને ખબર મળી. તેઓ પણ કયારના મેવાડને પોતાની સેવા આપવા ઉત્સુકતાપૂર્વક ઝંખી રહ્યા હતા જે હવે તે માટે તેમને તક સાંપડી. કેટલાક ઓસવાલ યુવકો તૈયાર થઈ મેવાડ તરફ નીકળી ચૂકયા. રસ્તામાં આવતા ગામોના બીજા ઓસવાલ યુવકો પણ તેમને

જોઇને તેમની સાથે આવવા માટે તેઓ સાથે જોડાતા ગયા; અને આ કાફલો મેવાડ પહોંચ્યો.

ઉદેપુર આવી દયાલદાશને મળતાં, તેણે આ લોકોને ધન્યવાદ આપ્યો. આવેલા સર્વ ઓસવાલ યુવકોએ નાનપણથી જ કેટલીક લડાયક તાલીમ લીધેલી હતી–તેમને દયાલદાશે વધું તાલીમ આપી અડંગ લડવૈયા તરિકે તૈયાર કર્યા.

આ સમયમાં મુસલમાનોની વારંવાર મેવાડ પર ચઢાઈઓ થતી હતી: એ લોકો અહીંની પ્રજા ઉપર પણ અત્યંત જુલમ ગુજારતા હતા. હમણાં ઔરંગઝેબે આ દેશ પર ત્રાસ ગુજારવો શરૂ કર્યો હતો. એણે કેટલાક વખત હાર પણ ખાધી હતી છતાં તેણે પોતાની એ નિચ વૃત્તિ મુકી ન હતી અને પુનઃ પોતાના જુલ્મો આ દેશ પર ગુજારવા માંડયા હતા.

× × ×

પરાસ્ત થયેલા શત્રુઓ પ્રત્યે ક્ષમા દર્શાવવી એ વીરહૃદય રાજપુતોનો એક મૂખ્ય ધર્મ છે. રાજપુતો પોતાનો એ ધર્મ કદિ પણ ચુકતા નહોતા; પરંતુ આ વખતે ઔરંગઝેબના કઠોર અત્યાચારથી પિડિત થઈને તેમણે આ ધર્મ વિરૂદ્ધ પોકાર કર્યું.

દુરાચારી ઔરંગઝેબ જેવો નિષ્ઠુર હતો તેવો જ તે કૃતઘ્ન પણ હતો. ઉદારહૃદયી મહારાણા રાજસિંહે અનુગ્રહ કરીને તેને તથા તેના પુત્રને બંધનથી મુક્ત કર્યા હતા; પરંતુ દુષ્ટમતિ ઔરંગઝેબ આ ઉપકાર ભુલી ગયો અને તે પુનઃ તેમને સતાવવા લાગ્યો હતો.

× × ×

પરંતુ તેનો એ ઉદ્દેશ સફળ થયો નહિ; તેમ તેણે પોતાનું દુષ્ટ કર્મ છોડયું પણ નહિ. ઔરંગઝેબની આવી કૃતઘ્નતા રાજપુતોના હૃદયમાં અત્યંત સાલતી હતી તેવીજ રીતે મોગલો પર વૈર લેવાની દયાલદાસની ઇચ્છા પણ તેના હૃદયમાં સદા ઉદભવ્યા કરતી હતી. આથી આ સર્વેએ ઔરંગઝેબ પર વૈર લેવાનો નિશ્ચય કર્યો.

દયાલદાસે ઓસવાલ યુવકોને પણ શસ્ત્રસજ્જ કરી તેમની ઘોડેસ્વાર ટુકડી બનાવી. આ ટુકડી તેમજ અન્ય રાજપુત સૈન્યને લઈને દયાલદાસે નર્મદા તથા બેટવા નદી પર્યંત વિસ્તાર પામેલા તેના માળવા રાજ્યને લુંટી લીધું. તેના પ્રચંડ બાહુબળ સામે કોઇપણ ટકી શકયું નહિં. સારંગપુર,, દેવાસ, સરોજ, માંડુ, ઉજ્જેન તથા ચંદેરી—આ સર્વ નગરો દયાલદાસે પોતાના બાહુબળથી જીતી લીધા, અને તેને લુંટી લઇને ત્યાંની સર્વ શત્રુ સેનાનો સંહાર કર્યો.

આ પ્રકારે આ ઓસવાલ યોદ્ધાથી અનેક નગરો તથા ગ્રામો ઉજ્જડ થઇ ગયા. તેના ભયથી મુસલમાનો એટલા વ્યાકુળ થઇ ગયા હતા કે, તેમને પોતાના બંધુ તથા આપ્તો પર પ્રેમ રહ્યો નહિ. તેઓ પોતાની પ્રોય પત્ની અને સંતાનોનો ત્યાગ કરીને આત્મ રક્ષણ કરવાને માટે ફાવે તેમ નાશી જવા લાગ્યા. જે વસ્તુઓ તેઓ પોતાની સાથે લઇ શકયા નહિ તે સર્વેને તેમણે અગ્નિમાં ભસ્મીભુત કરી દીધી.

અત્યાચારી ઔરંગઝેબ હૃદય પર પાષાણ મુકીને નિરાધાર લોકો પ્રત્યે હિંસક પશુના જેવું આચરણ કરતો હતો તેથી આ વખતે દયાલદાશને ઉત્તમ સંધિ મળેલી હોવાથી તેણે તેના પર વૈર લેવામાં કિંચિત પણ ત્રુટી કરી નહિં—અરે તેણે હિંદુ ધર્મ પ્રત્યે દ્વેષ રાખનાર પાદશાહના ધર્મ પર પણ વૈર લીધું. તેણે કાઝીઓના હાથ પગ બાંધી, તેમની દાઢી—મૂછ મુંડાવરાવી નાખી. અને તેમના કુરાનોને કુવામાં ફેંકી દીધા !

દયાલદાશનું હૃદય એટલું કઠોર બની ગયું હતું કે તેણે બનતા સુધી કોઇપણ મુસલમાનને ક્ષમા કરી નહિ. એણે મુસલમાનોના માળવા રાજ્યને તો એકવાર મરૂભૂમિ સમાનજ બનાવી દીધું. આ પ્રકારે માળવા રાજ્યને લુંટીને તેણે જે વિપુલ ધન સંચિત કર્યું તે પોતાના સ્વામિના રાજકોષમાં અર્પણ કરી દીધું અને પોતાના દેશની અનેક પ્રકારે અભિવૃદ્ધિ કરી.

વિજયોત્સાહથી ઉત્સાહિત થઇને તરતના સમયમાં દયાલદાસે રાજકુમાર જયસિંહ સાથે મળી ચિતોડની નિકટ પુનઃ પાદશાહના પુત્ર અજિમની સાથે ભયંકર સંગ્રામ શરૂ કરી દીધો.

દયાલદાસના ઉપરીપણા હેઠળ રાજપુતોના સૈન્ય સાથે ઓસવાલ ટુકડી પણ પોતાના બાહુબળનો દુશ્મનોને આબાદ પરચો બતાવવા લાગી. બીજા રાજપુત વીરો સાથે આ ઓસવાલ વીરો પણ વિજય માટે પોતાની કુળદેવીનું સ્મરણ કરી રહ્યા હતા; અને જય અંબે......!–જય ચામુંડા......!—જય આશાપુરા......! —એવા ગગનભેદી નાદો સાથે પોતાની તલવારોને પાણી ચડાવતા બેફામ બની એકબાજુથી શત્રુઓના માથાં ભોંય પટકવા લાગ્યા હતા.

## ઓસવાલ વિરાંગના પાટમદે[1]

બહાદુર રાજપુતો અને દયાલદાસનું મોગલો સાથે દારૂણ યુદ્ધ ચાલી રહ્યું હતું અને રાજપુત સરદારો સાથે મોખરે રહી મહામંત્રી દયાલ પોતાનું દેશ પ્રત્યેનું રૂણ અદા કરી રહ્યો હતો તે અરસામાં દયાલદાસની વીર પત્ની પાટમદે પણ શસ્ત્ર સજી પુરૂષવેષે પાણીદાર ઘોડાથી ચિતોડ આવી લાગી; અને યુદ્ધના મયદાનમાં પહોંચી લડની બીજી ટુકડીઓ સાથે મળી ગઈ ને પાટમદે ત્યાં એ દેશના દુશ્મનોને પોતાની પાણીદાર તલવારથી જવાબ આપવા લાગી.

---

૧. પાટમદે ઉદેપુરના નગરશેઠ સોહનમલ્લજીની દીકરી હતી. તે એક આદર્શવાદી વીરપુત્રી હતી. નગરશેઠે દયાલદાસને તેને યોગ્ય માની તેની સાથે પાટમદેનું લગ્ન કર્યું હતું. પાટમદેએ નાનપણમાજ શસ્ત્રવિદ્યા સંપાદન કરી હતી, અને તેણે તે દ્વારા અનેક વખત પોતાની તેમજ અન્ય અબળાઓની મર્યાદાને નાલાયકોના હાથેથી લુંટાતી બચાવી લીધી હતી.

(પાટમદેએ જ્યારથી પોતાનો શુરવીર પતિ મંત્રીપદે જોડાયો અને તેની રણક્ષેત્રની ફતેહમંદ કામગીરી સાંભળી હતી ત્યારથી પોતાને ધન્યભાગ્ય સમજવા લાગી હતી. તે પોતે પણ ક્યારની ઉત્સુક બની તેની પાછળ આવવા મથી રહી હતી; પણ જેને તે માટે રજા મળતી નહિ. છેવટે તેની દેશભક્તિ તથા સ્વામીભક્તિની પ્રબળ ઈચ્છા સફળ થઈ હતી. અને અત્યારે તે પુરૂષ વેષે-અપ્રકટ રીતે દયાલદાસની નજિકમાં રહી દુસ્મનો સામે પોતાની તલવાર ચમકાવી રહી છે.)

પાટમદે દિવસોના દિવસો સુધી દયાલદાસની નજિકમાં રહી તેનું દુશ્મનોના ઘાથી રક્ષણ કરતી સખ્ત હાથે ઝઝુમી રહી હતી. કેટલાક દિવસો આવી રીતે પસાર થઈ ગયા, પણ દયાલદાસને કે અન્ય કોઈને પણ તેણે પોતાની સાચી ઓળખાણ આપી નહિં; તેમજ દયાલદાસે કે બીજા કોઈએ પણ તેને ઓળખી શકેલ નહિ. એકવાર એકાએક શત્રુઓના દગામાં દયાલદાસ ફસાઈ ગયો. પરંતુ તેજ વખતે શત્રુઓના એ દાવને પાટમદેએ પોતાના અસિમ પરાક્રમ વડે ઉંધાવાળી તેમાંથી દયાલદાસને બચાવી લીધો.

આમ થતાં આવા વિકટ સ્થળે પોતાનો બચાવ કરનાર એ અજાણી વ્યક્તિ પ્રતિ દયાલ આભારવશ બન્યો, અને ઉત્સુક બની તેની પીછાણ માંગી.

આ વખતે પાટમદે તેની આ જિજ્ઞાસાને રૂંધી ન શકી—તેણે તરત પોતાનો સાફો માથા પરથી ઉતારી નાખ્યો, કે દયાલદાસે તેને ઓળખી લીધું. તેણે પાટમદેનું અત્રે રણક્ષેત્રમાં આવી શત્રુઓ સામે એક વીર ક્ષત્રાણીની જેમ લડતાં રહેવાનું પરાક્રમ જોઇ તેની આશ્ચર્યતાનો પાર ન રહ્યો. તે પોતાની પત્નીની બહાદુરી તથા એક વીર ક્ષત્રિયાણીને શોભે તેવું તેનું અજબ પરાક્રમ તેમજ તેનો વીરતાનો આદર્શ જોઈ ખુશ થયો; અને તે માટે તેને ધન્યવાદ

આપ્યો. એ ઉપરાંત પોતાને પોતાના આદર્શને યોગ્ય વીર પત્ની મળવા બદ્દલ તેણે ઇશ્વિરનો આભાર માન્યો.

દયાલદાસે ત્યારબાદ પાટમદેને પાછી ઘેર જવા કહ્યું. પરંતુ પાટમદે તેની સાથે રહી પતીધર્મ તથા દેશધર્મ બજાવવા મક્કમ હતી. દયાલદાસે આથી તેની અગડતા જોઈ સહર્ષ તેની તેવી ઇચ્છાનો સ્વિકાર કર્યો, અને પાટમદે પણ રણમેદાનમાં તેની સાથે રહી પોતાનું કાર્ય બજાવવા લાગી.

મોગલોની દગાભરી રમતમાંથી બચી ગયા બાદ દયાલદાસે પુન: અજિમ સાથે યુદ્ધ આદર્યું. આ દારુણ યુદ્ધમાં તેના મેવાડના રાજપુત વીરો સાથે આ વખતે બીજા સહકારી રાઠોડ તથા ખીચી વીરો ઉપરાંત મેવાડના મૂખ્ય સામંત મોહકમ તથા ગંગા શકતાવત, સલુમ્બ્રાના રત્નસિંહ ચુડાવત, સાદડીના ચંદ્રસેન ઝાલા, બેદલાના સબળસિંહ ચૌહાણ અને બીજોલીના વૈરીશાલ પરમાર વગેરેનો ઉત્સાહ એકત્ર થયો. આથી અજિમની સેના પૂર્ણ પરાભવ પામીઅને અજિમ ભયંકર રીતે પરાસ્ત થઈ પોતાના પ્રાણનું રક્ષણ કરવાને માટે રણથંભોર નાસી ગયો. પરંતુ તે નગરમાં પહોંચે તે પહેલા તેની દયાલદાસે ભયંકર ખુવારી કરી. એટલે કે વિજયી દયાલદાસ મંત્રીએ તેની પુંઠ પકડી તેની પુષ્કળ સેનાનો સંહાર કર્યો.

આવી રીતે જે અજિમ આગલે વરસે સહસા ચિતોડ નગરી હસ્તગત કરી તેનો સ્વામી બની ગયો હતો તેને આ વખતે વીર દયાલની યુદ્ધકુશળતાને લીધે હાર ખાઈ નાશી જવું પડયું, અને મેવાડનો વિજયધ્વજ ફરકવા લાગ્યો.

આમ આવી રીતે, મેવાડની પ્રજાની સેવા કરવાની લીધેલી દયાલદાસની પ્રતિજ્ઞા સફળ થઇ. આ ઓસવાલ વીર દયાલદાસે મેવાડની આવી રીતે સુંદર સેવા કરવા જે આત્મભોગ આપ્યો તથા પોતાનો દેશ પ્રત્યેનો સાચો ધર્મ પાળી મેવાડને વિજય અપાવ્યો તેની

યાદગીરી રૂપે ત્યાં એના નામની છત્રી ઉભી કરવામાં આવી. જે છત્રી "દયાલદાસની છત્રી" ને નામે પ્રસિદ્ધ છે, તથા અદ્યાપિ પર્યંત તે દયાલદાસના વીર કાર્યોનું સ્મરણ કરાવતી ઉભી છે.)



ઓસવાલ સમાજમાં આ સિવાય સંચેતી, બાફણા, કરણાવત સમદડીયા, ગદૈયા, પારખ, ચોપડા, ચોરડીયા, લોઢા, સુરાણા, હથુઠીયા રાઠોડ, સીસોદીયા, પરમાર, ચૌહાણ, સોલંકી તાતેડ, બોથરા, વડસુરા–વગેરે હજારો શાખાના થયેલા બીજા પણ અસંખ્ય નરવીરોની વીરતાનું ચરિત્ર લખવામાં આવે તો એક મહાભારત જેવડું ગ્રંથ બની જાય. એ વીરોની પ્રજા સેવા–દેશસેવા તથા વીરતાના સેંકડો કાવ્યો ભાટોના ચોપડાઓમાં લખાયલા પડયા છે. જેમાંના થોડાક અહિં આપવામાં આવે છે.

## ભાટ–કવિઓના પ્રાચિન પ્રસિદ્ધ દુહા અને કવિતો



### ચોરહીયા–રાઠોડ

છપનકોટી ગુજરાત વાત, જગ સયલ પ્રસિદ્ધિ;
સચીયાય પ્રસિદ્ધ, રહૈ સીરચૈ સિદ્ધિ રિદ્ધિ.
નૌખંડ હુવોજ નાંવ, રાવ રાણા સૌ જાણે;
ગ્યારા સેંને આઠ, હલકવિ કીતી બખાણે.
અઇચ્ચિ ગોત મંડણ મુગટ, સુધન સુખેતી બાઇયા;
ભૈંસેજશાહ ખરહત્થ તણૈ, અવની બોલ નિવાહીયા.

( ચોથી લીટીમાં ગ્યારા સેં ને શક સંવત સમજવી. )

---

### બંદીવાન છોડાવનાર ભૈરૂસિંહ લોઢા

અસુર સેન દલ સંભરી આઈ, બંધી મુગલાં બંદી ચલાઇ;
અહુ સમ પરજ (પ્રજા) કરે પુકાર, કીધા ચરિત કીસૌ કરતાર. (૧)
જગડ ભીમ જગશી નહીં, સારંગ સહજા તન,
વાહર ચઢી ડાહા તણાં, મહિ ભૈરૂ મહિવંન. (૨)
મૃગનૈણી મંતી ઔદ કૈં, પરવસી 'પાલી' જાઈ;
કૈં 'લોઢા' તુમથી ઉબરૈ, કૈ ખુરસાણુ વિકાઈ. (૩)

છંદ

ખુરસાણુ કાબુલ દિસહ ખંચહિ એક રૂસન બરસયે;
અસવરૈ યૌ મુલતાન લીજૈ, કરબ ચેડી દખયે;
ખટહડૈ કોટ દુરંગ પાડી, ધરા અસપતિ ધાવયે;
પુનિવંત સારંગ પછૈ ભૈરૂ, બહુત બંદી છુડાવયે. (૧)
ભડ સુહડ તે ભૈ ભંતિ ભગા, કૌન વાહર આવયં;
પીરી રાજ કવરી વાટ હાલે, અમહ કોણ છુડાવયે;
અહી વાત અવિચલ દીયે 'લોઢા' સીખ સંચીગાં લાઈયં;
પુનીવંત સારંગ પછૈ ભૈરૂ, બહુત બંદી છુડાવયે. (૨)
બાભણી વીણાણી પવણી સારી દે અસીસાં અતી ઘણી;
લખ બરસ 'લોઢા' પાવ કાયમ કિતિ ચહુખંડી તુમ તણી;
સાંચીયા સુકૃત નિવાણુ નિશ્ચલ, ભાંણુ સુજશ સુણાઈયં;
પુનીવંત સારંગ પછૈ ભૈરૂ, બહુત બંદી છુડાઈયં. (૩)
વીલવીલે બાલક, માય પાખે એક રણમં રડવડૈ;
પીડી જે લોક પ્રબોમિ લીજે, ડરાયે દહુ ડિસિ ડરૈ;
મેલીયા તે ઓસવાલ ઉદીવંત, સીખ ક્રીપણાં લાઈયં;
પુનીવંત સારંગ પછૈ ભૈરૂ, બહુત બંદી છુડાઈયં. (૪)

કવિત

છુડાઈ સબ બંદી અવની અખીયાત ઉબારી;
અલવરી ગઢી સૌ કરે ઉબર્યા, સિપતિ સહુ કરે તુહારી;
તું સારંગ દુસરા દુની સંકડે સધારી;
ભડ ભુપતિ ડગીયા અચલ અખિયાત ઉબારી;
મતિહીણુ મુગલ વ્રખ બઢીયો છાયાતર ધર તૌ ધરા;
ભૈરવા તરોવર તુ પખે, પછિતાવે પંખી ખરા; (૩)
તુજ બીણ અસુર અનંત સંક નવિ કોઈ માને;
તુજ બીણુ પાત કુપાત ભલા કો ભેદ ન જાને;

તુંજબીણ બંદી બંદીજાત કાબીલ ન બહોડે;
તુજબીણ ચાડી કરે ચાડકે નાક ન ફોડે;
ભણી સીહુ તુજ બીણી દાન ગૌ, કછુ ન બાત દીસે ભલી;
ભૈરવા આવ ઈકિ વાર તું, ઈતી અનીતિ અલવર ચલી! (૪)
પ્રથમ રમી ચહુઆણ, બંસ જિસ હુવો હમીરા;
દુ જે ખીલચી (ખીચી) સાહી જાસ માકુર બગ્ગરા,
તી પીછે પેરોજ, ચઢ બિમલુખાં દલ કુટયો;
બહુ રાણ ભુ ગઇ, સાહી મહમુદ અહુટયો:
અવશાન અંતી આયો ન કો, પતિશાહ પરગટ કહું;
ભૈરૂ નરિંદ સાંભરી (સાંભર) ભણું, તુવ જશ કરી કંકણ બહુ. (૫)

---

## ભૈરૂસિંહના ભાઈ રામસિંહ લોઢા (ચૌહાણ)

નેક નીજરી કરે સાહી આલમ, રામ ચ્યારી પતિસાહા માલિમ,
બહતરી પાલ મેવાત વસાવૈ, રાજકુલી નિત સેવા આવૈ. (૧)

### છંદ

સેવૈ કછવાહા, જોધક, જાદો; ભારથ જોગે ભીછ ભલા,
નિર્વાણ, ચૌહાણ, ચંદેલ, સોલંકી; દેહ નિશાન જિકે દુજલા;
બડગુજર, ઠાકુર, છેછર, છીભર; ગૌડ, ગોહેલ, મહેલ મીલી,
દરબારી તુહારૈ રામ નરેસુર; સેવૈ રાજ છત્રીસ કુલી. (૧)
જે તુંવાર, તાર, પંવાર, સોઢા; સાંખલા, ખીચી સોનગરા,
રાઠૌડજી કે રાયજાદા રાવત; સ્વામી કાંમી સંગ્રામ ખડા;
જે રાવલ રાજા રાણ રાજવી; કોડી કલા મંડલિક મીલી,
દરબારી તુહારૈ રામ નરેસુર સેવૈ રાજ છત્રીસ કુલી. (૨)
ભુમીયા, ભુપતિક રાઈ મહા ભડ; તે દીસે દરબારી ખડા
જે બંભણ ભટ દિવાણ દરસણ; જગાતિ હુંજિદાર બડા;

જે મંગણ ગીત કરે કબી; માંહી 'મહાજન' મેલ મીલી,
દરબારી તુહારે રામ નરેસુર; સેવૈ રાજ છત્રીસ કુલી. (૩)
જે મીર, મીયાં, સીકદારત, ખોજા; ખાન, મુમ્મીક, તુરૂક તુચા,
ખાંજાંદા, મલિક, જુમેર મુકદમ; જવાંન પઠાણ, મુગલ બચા;
જે જામ, લંગા, બલોચ, હબસી, ખેડ, ખત્રી જનુ મેલમીલી,
દરબારી તુહારે રામનરેસુર, સેવૈ રાજ છત્રીસ કુલી.

## બંદી છોડાવનાર કરમચંદ ચોપડા (પડિહાર)

ગઢ રોહો મંડીયો સુભટ—સામંત રૂકાણા,
પવન છત્રીસે બંદિ હુવા ઇકિ અકથ કહાણા.
**ઓસવાલ ભુપાલ** દામ દે બંદિ છુડાઇ,
કરણી કરતબ કરન વદે સહુ કોઈ વડાઇ.
સમધર ભણે તાલ્હણ સુતન, ન્યાઈ બીહુ પખી નીરમલા,
ચિતોડ ભીડંતે ચોપડે, કરમચંદ ચાઢી કલા.

## નેતસી છાજડ (પરમાર)

પવન જહી ન પરવરે, બાવ લાગો ઉતર ધર,
ધર મુરધર માનવી, ભઈ ભેભંત તાસ ભર;
માત પુત પરહરે, બીમોહ મૃગનૈની છારે,
ઉદર કાજિ આપને, દેસ પરદેશ સંભારે.
ખીત ખીન દીન બ્યાપી ક્ષુધા, નર નિસંત સત છંડીયા,
તીણુ વોસ શાહ જગમાલ કે નેતસી નર થંભીયા.

## અન્નદાતા ધરમશી

દીપક દીદા દીસે, પ્રથી પદરા પરમાણે,
કડહુનેર કડાહિ સિપતી, સાચી સુરતાણે.

ઈકિતીસે સોજતી, ઈલા અસમૈ આધારી,
ધર ગુજર ધરમશી, જુગતી દે અંન જીવાડી.
ખાંટહડ બિરદ ખાટે ખરાં અચલ ગંગ સુભ ઉચરે,
પ્રધમાન તણી વંશી બાચીયે, સુતાયાગી સુરતાણુ રે.

---

## લાખોને જીવાડનાર સિંગુઈ નરહરદાસ

સાહિનકો સાહિ પાતિસાહી જશ ગાજી રાજી,
હૈં કે રાવરેકુ સિરપાવ × × દીયે હૈ;
જી તે કે જીહાંન મૈં ખવાની ખાન સુલિતાન,
કરત બખાંન સનમાંન બહુ દીયે હૈં.
કોટી જુગ રાજ કીજે નરહરદાસ ભુપ.
સ્વામીદાસ નંદ કે સરાંહો હાથ હીયે હૈ;
સબહીકો સુરિ અભિલાખ કબી સુંદર જુ,
નૌલખી કે પાયે કેઉ લાખ જીવ જીયે હૈ.

---

## દાનવીર છજમલ બાફણા (પડિહાર)

સુપરિસો સેણીંકરાઈ જેમ સુધંમ નીય.
નંદ મંદ જિમ બરભત, જાચિક જનો લછિ બહુ દીની,
સપુત ભાણ દલપતિ મનોહર; કહિ ગીરધર શોભા જગી લીનીય,
બંદે આસકરણ આચારિજ; કરણી અજબ સ કરમણ કીનીય.
ઉત્પત્તિ ‘ઓયસથાન’; શાખ બાફણા સકજ નર;
સાંગાનેર મઝારિ કિયો જિન પ્રાસાદ ઉચ કર.
‘ઓસવાલ ભુપાલ’ શાહ ભેરૂ ધરિ સુંદર,
ચોહથરા સુચાઈ, બંધવ છજમલ ઉનત કર.
પ્રતિષ્ઠા કરે શ્રી જિન તણી કહે ધનોજી તબ જીયો,
ત્યાગીયાં તિલક ઠાકુર તણેં; કરમચંદ જગિ જશ લીયો.

આગે નરસિંઘ હુવા, અન્ન દુરભિખમેં દીયા.
રત્નસિંહ રંગીક પ્રગટ પ્રસાદ જ કીયા.
કુલવટ યેહ આચાર, દાન પહુ સમાજ દીજે,
ઓસ વંશ ઉદીવંત કિતિ, કહુ ખંડિ ભણી જે.
સિવરાજ ધરે સજન ભગતિ; કહી કિસના કીરતિ ભલ,
ગઢમલ તણો ગુણ કો નીલો, તે છજમલ જગે ભારમલ.

## ધારાનગરીના વૈદ-મોતા

ધારાધિપ, દેશલને પદ મંત્રી શિર થાપૈ,
શાહા મોટો સામંત જગત સઘલો દુઃખ કાપૈ.
નવખંડ નામ દેશલ કીયો, સોનપાલ સુત જાણે સહુ,
દુનિયો રાખલ દુકાલ મૈં વૈદ મોતા તણાં ગુણ કેતા કહું. ૧

## હથુડીયા રાઠોડ રતનસિંહ

સાકરગઢ સા પુરૂષ, ખારદીંવા ખેતડા,
પુથીયાલને દાનકા માલ અપહો આપે તડા.
ખેમસી લખીપાલ લખ ઓપમા કેમ બખાણું,
નવખંડ દેશ ખેર દાબડા વડ નામ પરીયાણું.
'ઓસવાલ' ગોત થારો; અચલ વાચામેં લખમી વસી,
વીરમ સુતન કીજે બહુત યુગ યુગ રાજ રતનસી.

## શુરવીર સંચેતી

થાન સુથીર રિણથંભ, માન આપૈ મહિપતિ,
દુનિયો સેવત દ્વાર સદા ચિત ચક્રવત હૈ સંચેતિ.
આથ હાથ ઉધમૈં કરે ઉપકાર જગે કેતહી,
પાતસાહા પોષીજે જુગત દીખાવે જેતસી.

સરદર સેઈણુ સંઘમેં શીરે જગઇ જુગ તારંલી લીલો,
'મહરાજ' સિંહ 'દાતા' સમુદ્ર આદુ સુત ઉદયો ઇસો.

\+ + +

સેવત દુવાર બડે બડે ભુપત, દેખ સભા સુરપતિ હી ભૂલે,
રઇસ ધરાધર સોભીત દ્વારે, જૈસે બનમે કેસર પુલે.
સંચેતિ કુલદિપક પ્રગટયો, દેખ કવિજન એસે બોલે.
સિંહ 'મેહરાજ' કે નંદ કરંદ, કેહત કમીચ સતરારૂ સોલો.

## સોજતના વૈદ-મોતા

રહ્યો ગઢ સોજત બિંટી રાયમલ, કોટ અણખોલે 'પતો' કહે,
મોટી રીત ધરે મોહતો રાજ મોહતો ગઢ રહે.
ખીંવરગઢ હૈ કીણી ખેતાવતી, અજમાલોત રહે ગઢ ઓર,
રીત ઉજાલણુ વલ 'રાજડો' જગડ તણો રહ્યો જાલોર.
સોજત અને સિમિયાણી સોનીગરા જુડતા આયા,
આદ જુગાદ મુરધર તણાં મોહતો ધરમાન સવાયા.

## વૈદ-મોહતા પાતાજી

ઠાકુર પાંચસો પાંચ ભુતથી તરહે સંકેતન નિત રાખે,
સહુ સરીખો હુઓ સીમીયાણો, 'પાતલ' મરૂ કીરતી પાખે.

\+ + +

નાડી નાડી નીત ભુરજી થુડતો જાય અરીયો થાટ,
હંસ 'પતો' બુગલો કો લાયો, દેહી દુરંગ હુવો દહ વાટ.
મોટાઇ પીસણુ તું હાલ 'મોહતા' મહ કોઈ છડે ન ફોઝ મંઝાર,
નારાયણ કન્હે લા નારાયણ, તું આયો બંધ તલવાર.

ખમે ન તાપ ત્હારો દલ ખલ સનમુખ છડે પાખર શેર,
દાની હાથી રાયમલ દુજા, સુરરા ચમકયા દેખી શમશેર.

\+ + +

અરીહણ રણ ખેત હાથોડો, અવધ સાંસ ધમણી તપ રોસ સહે,
આઠી પોહર અથકિત ઉભો, ધડ દલ રચણ ધડે ધણ ધાઈ.
કરીયો રોસ કોપ્યો દાવાનલ, ધડ ધડ છેભડ ધાઈ પડે,
વૈનાણી ' પાતાવત ' અરિબદ્ધ જડા ઉખેડત ત્રીજડ જડે.

---

## સીવાણાના વૈદ-મોતા રાજસિંહ

ગઢ સીવાણો ગાજીઓ, રાજ્યો લે તલવાર,
પ્રાણ દેઈ પણ રાખીયો, સુખી કીયો સંસાર.

---

## રૂઘનાથ ભંડારી (ચૌહાણ)

ક્રોડો દ્રવ્ય લુંટાવીયો, હોદા ઉપર હાથ,
અજો (જોધપુર નરેશ) દિલ્હીકા પાતશાહા. રાજા તો રૂગનાથ.

---

## વીર ભામાશાહ (સીસોદીયા)

ઓસવાલ ઉચા ગણા, ભોમા (ભામા) હંદી વાડ,
તન-ધન સધળો તેં દીયો, રાખ્યો દેશ મેવાડ.

---

## સુરાણા (પરમારની) ઉદારતા

સુરાણા ઉગમ લગૈ, અલવેસરી ઉદાર,
પર ઉપકારી કારણે ઉદયા ઇણ સંસાર.
ઉદયા ઈણ સંસાર, મહા દિસત ઉનત કર,

ખીજરખાન દીયો માન, રાજ કાજે ધુરિંધર.
જ દીન ચણા નવેસર, રાવ રાણા સત છંડીયો,
રેલ્હણ છાજુનંદ ત દીન પુરીખ ન નમની મંડયો.
નરસિઘ મોલ્હાતસો સર્યો કરતબ સવાયો,
બોહિથ કે ચોખરાજ આનંદે જગત જિવાડયો.
પુનાહવ જંપક કુલકવલ કરમસિંહ સચો કહ્યો,
બાસડે સમે બેરોજગઢ સુરાણે સત સંગ્રહ્યો.

---

## વીર ઠાકુરસિંહ બોતા (પરમાર)

ઈલાં તેગબરીયાંડ નીતી વૈધ વંશી આભરણુ;
હુવે રિણ તાલધુર લગ વડીલો:
ફોજહા જયરી ઉપરે ફેરવે, નાખીયો ઠાકુરે તુરી નીલો. ૧
લીયો આલમસુ ઓઝડે લોહીડા; ખાંગ મોંટા સીરે ખાંગ ખાલે;
ખેગ અમરાહરો ભેંલીયો ખેરવે, કિલમ ધડશે બિચિ બડો કાલે. ૨
બરદાન દીયે મિલિયા અરિ હાથલ રહચણો અબીહ;
ઠાકુરસિંહ કહાવે ડાકુર; સિંહ કહાવે ઠાકુરો ઠાકુરસિંહ. ૩
જીણુદાસોત સુદીન દે જાણી ખગ તલપે સીર દીયે ખલ;
બોલાવે રાજિંદ તણા બિરદ બોલાવે જગિ સરસ બલ. ૪
સીમાહરો સુદિન સુરાતન મોહતો દદુબિધિ નીરભે મણ;
જગિ ભુવાલ લંકાલ કહ્યો જીણી, વડોસુ જોશી બ્રાહ્મણ. ૫
બકસી જીણ રાણ બભીષણ લંકા ધટ બીસલીયો ન્યાય ધણાં;
ગ્રહે ચઢે તિણિ દેત તણે ગઢ, તાઈ બકશો જીણુદાસ તણો. ૬
રાખે રહ્યા દુરગ સહુ રાખસ, હેમ ઉતરે નહી હીયે;
ઠાકુરસી જીતા સહુ ઠેલે દિનહૈકે પરવાહ દીયે. ૭

× × × ×

જેસલમેર પર્યંતે જાંની કાલે જિંસે ન આયો કોય;
ગઢા ગાહટણ ગિરદં મેવાસણ ધર ગીણે;
ખડગ જડ બાજતી અચલ ખેલે
સીધરે હુકમી જીણદાસરો સીધલો ઠાકુરો આઠવે અનડ ઠેલે. (૧)
કહર કાંડે તણાં બેરહર કાંપીયા, જુંડણ જમજાલ સોઇઘાત જાણે;
આબી થાંભા દીયે ઐદ બંસી આભરણ, આઠકુલ લાથ
ગઈ હાથ આણે. (૨)
બીજી બીમ રામરે લંક દલ ભાંજીયાં, બીજી ડમધજરો થાટ ભંજે;
પીસણ પાધોરી બાતણો કોઈ પાંતરો, ગિર શિખર
હાથમાં મારી ગંજે. (૩)
પાડી ભડ દેવડાં મેઢ પરતાબીયા, પીરસતણો સરસ કુણ થઈ પુજે;
વિજય હય સિંહ અણબીહ, માર્યો ધકારો મેહ ધ્રુજે. (૪)
કુલબ બીરસહન ભારી ભુજ બીમ સમ ભરથીમલ ભારથ
જોધન કીધુ રસી;
રઠ મડ કરન કઠિન ગઢકોટ ગાઢે,
ઢુકી ઢોલી ઢીલી દેત તનકયે તુરસી. (૫)
જીનદાસનંદ જરજરી જર બકસત,
બલ્લ કવિ બિરદ કુરસી દર કુરસી;
સાહીની–માલિમ સિકબંધનિકે શીરતાજ,
સાકરે સનાહ સુન્યો ઠાકુરસી. (૬)

# પ્રકરણ ૪ થું : પરિશિષ્ઠ હકિકત

(૧)

## ઓસવાલો વાણિયા નહિ; પણ ક્ષત્રિય છે:

---

### ઓસવાલોને હિતેચ્છુ શ્રીમાનોની મહત્વની સૂચના

∴

બીજા લોકોના કહ્યા ઉપરથી કેટલાક ભોળાભલા ઓસવાલો હાલમાં પોતાને વાણિયા જ માની બેઠા છે, જે તેમની અજ્ઞાનતા છે. સિવાય ઓસવાલોનો મોટો ભાગ પોતે ક્ષત્રિય જ છે, એમ જાણતો હોવા છતાં જાહેરમાં તેવી રીતે પોતાને ઓળખાવવા અથવા પોતાનો જાતિપરિચય ક્ષત્રિય તરિકેનો આપવાને તે સંકોચ પામે છે. પરંતુ એ એક નિર્બળતા છે. એ નિર્બળતા પોતાની ભાવી પ્રજાને બહુ જ નુકશાનકર્તા છે. કારણ, જેમ આજે લોકો ઓસવાલોને વાણીયાથી ઓળખવા લાગ્યા છે—ત્યારે ભવિષ્યમાં કોઈ બીજા જ નામે કેમ નહિ ઓળખે ! આથી જ ઓસવાલોની એ ફરજ છે કે, પોતે પોતાની માનસિક ગુલામીનો ત્યાગ કરી નૈતિક હિંમત ધારણ કરે અને પોતાનો જાતિપરિચય વાસ્તવિક રીતે કરાવે : એટલે કે જે પોતાની ખરી જાતિ ક્ષત્રિય જાતિ છે, તેનાથી જ પોતાનો પરિચય કરાવે.

આજ મહત્વની હકિકત, કેટલાક પાશ્ચિમાત્ય તેમજ અનેક ભારતીય વિદ્વાનોએ પણ જાહેરમાં પ્રકટ કરી છે, અને ઓસવાલોને ઉપરોકત સૂચના પણ આપી છે.

ઓસવાલોની પૂર્વ સ્થિતિ તથા તેમના જાતિપરિચયને લાગતા ઉપરોક્ત મહાનુભાવોએ પોતાના જે મહત્વના મતો પ્રગટ કર્યા છે તેઓમાંના યત્કિંચિત વિદ્વાનોના મત આ રહ્યા:—

## કર્નલ જેમ્સ ટોડ

'ટોડ રાજસ્થાન' ગ્રંથ જે ક્ષત્રિયોના પ્રશંસક મહાશ્ય કર્નલ જેમ્સ ટોડે તૈયાર કર્યો છે, અને તે દરેક ભાષાઓમાં છપાયલો છે તેમજ તેનો ફેલાવો વિશ્વભરમાં થયેલો છે, એ ગ્રંથમાં તેઓ લખે છે કે:—

"ઓસવાલો ક્ષત્રિય છે, અને તેઓએ પ્રથમ ક્ષાત્રા (ક્ષત્રિય–ખરતર) ગાચ્છા (ગચ્છ–શાખા) ના યતિઓ પાસે જૈન ધર્મ સ્વીકાર્યો હતો.

"આ લોકો રાજપુત રક્તધારી હોવાથી પોતાના કુળ વિષે અભિમાન ધરાવે છે, અને તેમને કોઈ વિશ્વાસપાત્ર પદ પર નિયુક્ત કરવામાં આવે તો તેઓ લેખિનીની પેડે તલવાર પણ ઉત્તમ રીતે ચલાવી શકે છે."

## શ્રી રત્નસિંહજી દિપસિંહજી પરમાર

શ્રી રત્નસિંહજી પરમાર, જેઓ સુરત જિલ્લામાં આવેલ ડભોલી ગામના એક વિદ્વાન રાજપુત હતા, તેઓએ ટોડના અંગ્રેજી ગ્રંથ 'રાજસ્થાન'નું ગુજરાતિ ભાષાંતર કર્યું છે: તેમાં તેઓશ્રી લખે છે કે:–

"ભારતમાં ઓસવાલ જાતિ સર્વથી અધિક ધનવાન હતી, અને તેની સંખ્યા પણ વિશેષ હતી. એ લોકો ઓસ (ઓસવાડ) માં આવીને રહ્યા તેથી તેઓ ઓસવાલના નામથી પ્રસિદ્ધ થયા, તેઓ

વાસ્તવમાં શુદ્ધ ક્ષત્રિય રાજપુતો છે. તેમનામાં એક શાખા નથી; પરંતુ પરમાર, સોલંકી, સીસોદીયા, ચૌહાણ, રાઠોડ, યાદવ ઇત્યાદિ ઉચ્ચ રાજકુળની બધી શાખાઓ છે.

"તેઓ સર્વ જૈન ધર્મનું અવલંબન કરે છે. તેઓ સાધારણ રીતે મારવાડી વગેરે કહેવાય છે: મારવાડ વગેરે દેશથી તેમને તેમ કહેવામાં આવતા હશે, એવું અનુમાન સરળતાથી થઇ શકે છે; પરંતુ વાસ્તવમાં તેઓ ક્ષત્રિય છે.

## શ્રીમદ્ બુદ્ધિસાગરજી મહારાજ

શ્રીમદ્ બુદ્ધિસાગરજી મહારાજ એક પ્રસિદ્ધ જૈનાચાર્ય હોઇ તેઓશ્રી સાહિત્યપ્રેમી પણ છે. તેઓશ્રીએ ઇતિહાસ આદિને લગતા અનેક ગ્રંથો લખ્યા છે. તેમાં જૈન પ્રતિમા લેખ સંગ્રહ નામે એક પુસ્તક પણ છે. જેમાં તેઓશ્રી લખે છે કેઃ—

"ઓસવાલોમાં ક્ષાત્રબલની વિશેષતા દેખવામાં આવે છે. તેઓ પ્રથમ રાજા હતા ને તેઓ ઓસવાલ ભુપાલ તરીકે હિંદુસ્થાનમાં પ્રસિદ્ધિપાત્ર બન્યા છે. ઓસવાલો સખાવતે બહાદુર હોય છે. તેમજ રાજકાજમાં આગેવાનીભર્યો ભાગ લે છે.

## શ્રી જિનવિજયજી મહારાજ

હિંદુસ્થાનના ઈતિહાસ સંશોધનકારોમાં શ્રી જિનવિજયજી મહારાજ પણ તેઓમાંના એક છે. તેઓશ્રી એક જૈનાચાર્ય હોવા છતાં દેશના સમસ્ત ક્ષેત્રોમાં સેવા આપી રહ્યા છે. શ્રી જિનવિજયજી મહારાજે જૈન સાહિત્યને લગતું પણ ઘણું જ સંશોધન કાર્ય કર્યું છે; અને તેમાંની ઉપસ્થિત થયેલી અનેક આંટીઘુટીઓ ઉકેલી કાઢી ખરી હકીકતો રજુ કરી છે. હાલ તેઓશ્રી ગુજરાત વિદ્યાપિઠ—અમદાવાદના પુરાતત્વવેતા આચાર્ય છે. એક અંગ્રેજ લેખકે તપગચ્છ પટાવલી નામે ઐતિહાસિક જૈન ગ્રંથને પ્રાકૃત પરથી અંગ્રેજી ભાષામાં લખેલો

હતો, જેનું શ્રી જિનવિજયજી મહારાજે ગુજરાતિમાં ભાષાંતર કર્યું છે. એ પુસ્તકમાં તેઓશ્રી એક સ્થળે લખે છે કેઃ—

"ઓસવાલો મૂળ ક્ષત્રિય છે, અને ઓસવાલ જ્ઞાતિ જૈની ક્ષત્રિઓની બનેલી સંપૂર્ણ ક્ષત્રિય જ્ઞાતિ છે. એ જ્ઞાતિમાં બીજી વર્ણો મળેલી નથી–ફકત ક્ષત્રિયોનો જ તેમાં સમાવેશ થયેલો છે.

## સ્વ. શ્રી નારાયણજી વિશનજી ઠક્કુર

આ કલમકેસરી વીરપુરૂષને કોઈ ન પીછાનતું હોય એવું ભાગ્યેજ બની શકે તેમ છે. શ્રી ઠક્કુર હિન્દુ જાતિના હિતેચ્છુ તથા ઐતિહાસિક ગ્રંથોના અચ્છા લેખક હતા. તેમણે લખેલા "મુલ્લુંડની હિન્દુ વીર મહિલા રત્નદેવી" નામના પુસ્તકમાં એક સ્થળે તેઓશ્રી લખે છે કેઃ—

"અહિં જે એક વિશિષ્ટ વાર્તા અમારે અમારા પાઠકો–પાઠિકાઓને દર્શાવવાની છે, તે એજ કે, અત્યારે બહુધા 'મહાજન' ઓસવાલોને વાણીયા આદિ નામોથી જ ઓળખવામાં આવે છે, પરંતુ જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો એ વંશના મૂળ પુરૂષો ક્ષત્રિય હોઈને તેમણે જૈન ધર્મને પોતાના ધર્મ તરિકે સ્વીકારેલો હોવાથી એમને 'જૈન ધર્માનુયાયી ક્ષત્રિય' નામથી જ ઓળખવા જોઇએ, એવી ઘણાંકોની માન્યતા છે; અને જાતિના નિર્ણયનો મૂખ્ય આધાર જો મનુષ્યના જન્મ ઉપરજ રહેલો હોય તો એ માન્યતા યથાર્થ છે, એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ.

"ઇતિહાસ વિષયક જ્ઞાન તથા સામાન્ય શિક્ષણના અભાવના પરિણામે ઓસવાલ લોકો પોતાની મૂળ ક્ષત્રિય સ્મૃતિ ભૂલી જઈને પોતાને વાણીયા તરિકેજ માનવા લાગ્યા છે; પરંતુ એ તેમનો પ્રમાદ છે.

"પોતાના પ્રાચિન વંશક્રમનું પ્રત્યેક મનુષ્યે ઉચિત સ્મરણ

તથા અભિમાન રાખવું જોઈએ, અને પોતાનો પોતાના પ્રાચિનવંશ-ક્ષત્રિયવંશ અનુસારજ પરિચય કરાવવો જોઇએ.

"ઓસવાલો પોતાને જૈન ક્ષત્રિય માનતા થઇ જાય અને મનુષ્ય-ગણના (વસતી ગણત્રી) પ્રસંગે પણ પોતાનો જૈન ક્ષત્રિય તરિકેજ પરિચય કરાવવાની પદ્ધતીને સ્વીકારી લેઃ કારણ કે, ઓસવાલો વૈશ્ય યા વાણીયાના નહિ; કિન્તુ ક્ષત્રિયોનાજ વંશજો છે."

## સ્વ. રાજા શિવપ્રસાદ સિતાર-એ-હિન્દ

સ્વ. શિવપ્રસાદજી ઓસવાલ જ્ઞાતિના હતા. તેઓ પોતાના સમયમાં એક સુશિક્ષિત, વિદ્વાન, રાજનીતિજ્ઞ, અનેક ભાષાભિજ્ઞ તથા આદર્શવાદી ને સદાચારી પુરૂષ હતા. તેમણે કેટલાક ગ્રંથો પણ લખેલા છે; તેઓ સુશિક્ષિત તથા વિચારશીલ હોવાથી પોતાના પ્રાચિન વંશના ક્રમનું પ્રત્યેક મનુષ્યે ઉચિત સ્મરણ તથા અભિમાન રાખવું જોઈએ, અને પોતાનો પરિચય પોતાના પ્રાચિન વંશ અનુસાર જ કરાવવો જોઇએ એ રહસ્યને તેઓ સારી રીતે જાણતા હતા.

જ્યારે તેઓ જીવિત હતા ત્યારે વસ્તી ગણત્રીના સમયમાં પોતાનો પરિચય "જૈન ક્ષત્રિય" તરીકે કરાવ્યો હતો, અને સમસ્ત ઓસવાલો પણ પોતાનો તેવી જ રીતે પરિચય કરાવે તેમજ પોતાને ઓળખાવે એવી તેમની તીવ્ર ઈચ્છા હતી.

(આજના ઓસવાલો સ્વ. રાજા શિવપ્રસાદજીના આ નૈતિક હિંમતભર્યા ને મહત્વપૂર્ણ આદર્શને અપનાવી પોતાની જાતિ-પરિચય વિષયક બાબતમાં તેમનું અનુકરણ કરે અને પરાણે જૈનોને મહેણા દ્વારા ચોંટી ગયેલી 'વાણીયા' ની ગાળને પોતે દૂર કરી દે.)

## યતિશ્રી શ્રીપાલચંદજી

આ ખરતર ગચ્છના એક વિદ્વાન યતિ મહારાજ છે, તેઓએ

'જૈન સંપ્રદાય શિક્ષા' નામનું અતિ ઉપયોગી પુસ્તક લખ્યું છે. તેમાં તેઓશ્રી ઓસવાલોને સૂચનારૂપે જણાવે છે કે:—

" ઘણાંએક લોકો આ મહાજન વંશવાળાઓ અર્થાત્ ઓસવાલોને બનીયા યા વાણીયા કહ્યા કરે છે, એ તેમની મોટી ભુલ છે. કારણ કે, એ વંશવાળાઓ જૈન ક્ષત્રિય યા જૈન ધર્માનુયાયી રાજપુત છે: એટલા માટે એમને વાણીયા યા વૈશ્ય સમજવા મહા ભ્રમ છે.

" અમારા ઘણાએક ભોળા ભલા ઓસવાલ ભ્રાતાઓ પણ બીજાઓના એવા કથન ઉપરથી પોતાની વાણીયા જાતિ સાંભળી પોતાને વાણીયાજ સમજવા લાગ્યા છે, જે તેઓની અજ્ઞાનતાજ છે. તેઓને ખ્યાલ રાખવું જોઈએ કે, બીજાઓના કહેવા ઉપરથી પોતાને વાણીયા કદાપિ ન સમજે; પરંતુ ઉપર લખ્યા અનુસાર પોતાને " જૈન ક્ષત્રિય " માને.

" બુદ્ધિમાનોનું એજ ધર્મ છે કે, પોતાના પ્રાચિન વંશક્રમને બરાબર રીતે સમજી, તદનુસાર જ પોતાને માને અને તેનો જાહેરમાં ઉપયોગ કરે.

(૨)

# ઓસવાલ સમાજનો વિશેષ પરિચય

## ઓસવાલો અને મૂળ જાતિ:

ઓસવાલ સમાજ રાજપુત ક્ષત્રિયોનો બનેલો છે. જૈન યતિયોએ જે રાજન્ય કુળના ક્ષત્રિયોને પ્રતિબોધી જૈનધર્માનુયાયી બનાવ્યા, એ ક્ષત્રિયો ઓસવાલ સમાજમાં દાખલ થયેલા છે. આ સમાજમાં સીસોદીયા, પરમાર, ચૌહાણ, સોલંકી, રાઠોડ, ભટ્ટી, ચાવડા, પડિહાર, કછાવા, ગૌડ વગેરે વંશના ક્ષત્રિયોનો સમાવેશ થયેલો છે.

## ઓસવાલ જ્ઞાતિના નિવાસસ્થાન:

ઓસવાલ જ્ઞાતિનું મૂલોત્પતિસ્થાન મારવાડમાં ઓસ છે. બાદ અન્યોન્ય સ્થાનોમાં ક્ષત્રિયો પ્રતિબોધ પામી જૈન ધર્મમાં આવતા ગયા તેમ તેમ તેઓ ઓસવાલ સમાજમાં ભળતા ગયા. હાલમાં ઓસવાલો ખાસ કરીને મારવાડ, મેવાડ તથા કચ્છમાં મોટી સંખ્યામાં વસેલા છેઃ સિવાય કેટલાક પ્રમાણમાં પંજાબ, ગુજરાત, કાઠિયાવાડ, માલવા, મધ્યપ્રાંત અને સંયુક્ત પ્રાંતમાં વસેલા છે.

## ઓસવાલોની વીરતા:

ભારતિય ઈતિહાસમાં ઓસવાલોની વીરતા પ્રસિદ્ધ છે. કારણ એ જ્ઞાતિ મૂળ રાજપુતોની બનેલી છે, અને એ જ્ઞાતિમાં એવા એવા

શુરવીર થયા છે કે સેંકડો જગાએ યુદ્ધ સંગ્રામમાં પ્રતિપક્ષી કે અન્યાયીઓનું પરાજય કરી પોતાની વિજય પતાકા ભુમંડલમાં ફરકાવતા રહી દેશનું રક્ષણ કર્યું હતું—જે વીરોની વીરતાનું ઉજ્જવળ જીવન, ઈતિહાસના પૃષ્ઠો પર આજે પણ સુવર્ણ અક્ષરોથી અંકિત છે.

## ઓસવાલોના પદાધિકારી:

દિવાન, મંત્રી, મહામંત્રી, સેનાપતિ, હાકેમ, તહેસિલદાર, જગતશેઠ, નગરશેઠ, પંચ, ચૌધરી, પટવારી, કામદાર, ખજાનચી, કોઠારી, બોહારજી, કિલ્લાધ્યક્ષ વગેરે ઓસવાલોને હાલ સુધી પદાધિકાર આપવામાં આવતા હતા. તદનુસાર તેઓ દેશનું તેમજ રાજ્યના નાગરિકોનું ભલું પણ કરતા હતા; અને તેથી નાગરિકોની તરફથી જ નહિ, બલ્કે રાજા મહારાજાઓની તરફથી પણ તેઓને બહુ ભારે માન મરતબો પણ મળતો હતો. એ કહેવું પણ અતિશયયુક્ત નહિ થાય કે એ સમયે રાજદરબારમા ઓસવાલો ચાહતા એ કરી શકતા હતા: અર્થાત્ એ પદાધિકારો વડે ઓસવાલોએ દેશનું બહુજ ભલું કર્યું—દેશને અને રાજ્યને તરકી આપી હતી.

## ઓસવાલોના આચાર-વ્યવહાર:

વિશ્વાસઘાત, દગલબાજી, રાજદ્રોહ, દેશદ્રોહ, સમાજદ્રોહ આદિ લોકનિંદનીય કાર્ય ઓસવાલો માટે સર્વથા ત્યાજ્ય છે. સુવાસુતકવાળા ઘરોમાંનું અન્નજળ નહિં લેવું; ઋતુધર્મ ચાર દિન બરાબર પાળવું; સદૈવ સ્નાન મજ્જનથી શરીર તેમજ વસ્ત્રશુદ્ધી કરી પુજાપાઠ કિંવા પોતાનું ઈષ્ટ સ્મરણ કર્યા બાદ સ્ત્રી તેમજ પુરૂષ પોતાના ગૃહકાર્ય અને ધંધામાં પ્રવૃતમાન થાય છે. એટલુંજ નહિં પણ જનોઈ લેવાનું પણ ઓસવાલોનું કર્તવ્ય છે. (હાલમાં ઓસવાલોમાં, તેમના પર જૈન ધર્મના ઉપદેશની વધુ અસરથી જનોઇનો રિવાજ નીકળી ગયો છે—પૂર્વે હતો.) ઓસવાલ લોકો

સદૈવ થોડું ઘણું પુન્ય પોતાના ઘરોમાંથી કાઢે છે. જેમકે: અભ્યાગતોને અન્નજળ, ગાયોને ઘાસ, કુતરાઓને રોટલો, ભિક્ષુકોને ભોજન ઈત્યાદિક.

**ઓસવાલોની માન મર્યાદા:**

રિતરિવાજ–આચાર વગેરે ખૂબ ચઢીઆતા છે. અને ઓસવાલોની શૌર્યતા, વીરતા, ધૈર્યતા, ગાંભીર્યતા, નીતિકુશળતા, સંધિકુશળતા, શામ–દામ–દંડ–ભેદ, પ્રતિજ્ઞાપાલન, દેશસેવા, રાજસેવા, સમાજસેવા, ધર્મસેવા અને ચાતુર્યાદિ અનેક સદ્‌ગુણોથી આકર્ષિત થઈ રાજા અને પ્રજા ઓસવાલ લોકોને માનમહત્વ આપતા હતા.

**ઓસવાલોનો ધંધો:**

જે રાજા મહારાજાઓને મિથ્યાચરણો છોડાવીને ઓસવાલ બનાવવામાં આવ્યા હતા તેઓ ચિરકાળ (કેટલીક પેઢીઓ સુધી) સુધી રાજ જ કરતા રહ્યા; તેમજ કેટલાક લોકોએ રાજકર્મચારી બની રાજતંત્ર ચલાવ્યું: સિવાય કેટલાક લોકો પાછળથી ખેતી તેમજ વ્યાપાર કરવા લાગ્યા. વ્યાપાર કરવાનું તાત્પર્ય કેવળ પૈસા પેદા કરવાનું જ ન હતું: હિંદમાં વ્યાપારને દેશોન્નતિનું એક અંગ સમજવામાં આવે છે. જે દેશમાં વ્યાપારની ઉન્નતિ થાય છે તે દેશ સદૈવને માટે સુખી અને સમૃદ્ધશાળી રહે છે.

**ઓસવાલોના વિવાહ લગ્ન:**

જે રાજપુતોને ઓસવાલ બનાવવામાં આવ્યા હતા, તેઓના લગ્ન-વિવાહ કેટલાક કાળ પર્યંત તો રાજપુતોની સાથે જ થતા રહ્યા. બાદ ઓસવાલ જ્ઞાતિનો એક મોટો જથ્થો બંધાઈ ગયો ત્યારથી તેઓનાં લગ્ન વિવાહ પોતાના જથ્થામાં–એ જ્ઞાતિમાં થવા લાગ્યા. તેમ છતાં તેઓના લગ્ન વિવાહ રાજપુતોના રિતરિવાજ મૂજબ જ થાય છે. આ જ્ઞાતિના પુર્વજોએ એવા ઉત્તમ રિતરિવાજ બાંધ્યા હતા કે, જેનાથી ધનાઢ્ય કે સાધારણ એમ સર્વેને માટે હિતકારક હતા. આ

જ્ઞાતિમાં કન્યાના પૈસા લેવા તો દૂર રહ્યા; પણ કન્યાના વરને ત્યાંનું પાણી પીવું અર્થાત્ એક પૈસાનો પણ ઘસારો આપવો મહા પાપ સમજતા હતા. (હાલમાં કન્યા વિક્રય પણ થવા લાગ્યો છે.)

## ઓસવાલોની ઓરતો:

ઓસવાલોના ઘરોમાં ઓરતોની ઈજ્જત—માન મર્યાદા—કાનુ કાયદા બહુજ અદબવાળા છે. મારવાડ આદિ કેટલેક ઠેકાણે ઓસવાલોની સ્ત્રીઓ હજી પણ રાજપુત સ્ત્રીઓની જેમ પરદામાં રહે છે. તેઓ ઘરથી બહાર નથી નીકળી શકતી. બહાર જતી વખતે બે-ચાર સેવકણીઓ—નાયણીઓ સાથે રહે છે. પાણી ભરવું—છાણ ઉડાવવું વગેરે હલકા કામ તે બહુધા નથી કરતી : એવા કામ એમના ઘરોમાં પ્રાય : નોકરડીઓજ કરતી હોય છે. ( આ રિવાજ મારવાડમાં હજી સુધી પળાય છે. ) ઓસવાલોની ઓરતો ગૃહ ઉદ્યોગમાં હુંશિયાર હોય છે. ભરતગુંથણ, શીવણ જેવા આવશ્યકતા મુજબના ગૃહકાર્યોમાં બીજાની અપેક્ષા વગર સર્વકાર્ય એ સ્વયં કરી લે છે. જેવી તે ગૃહકાર્યમાં ચતુર હોય છે તેવી જ ઈજ્જતમર્યાદા જાળવવામાં પણ એ જાગૃત હોય છે.

## ઓસવાલોનો પોશાક :

ઓસવાલોનો પોશાક પ્રાય : મારવાડી તથા પોતાના દેશના રાજપુતોને મળતો છે. તેઓ શ્રેષ્ઠ કપડાંની સાથે ઘરેણા—દાગીના પહેરવા અધિક પસંદ કરે છે. મુસાફરીના સમયે પુરૂષો તલવાર આદિ શસ્ત્ર પણ સાથે રાખતા હોય છે. ઓસવાલોના ઘરોમા ઓરતોનો પોશાક જેટલો સુંદર તથા શોભનીય હોય છે તેટલો જ અદબમય છે. ચાહે ઓસવાલ લોકો વિદેશમાં પણ ચાલ્યા જાય— પણ એમનો પોષાક તો પોતાના દેશનો જ રહેશે. પરંતુ ચિરકાળથી વિદેશવાસી થઈ ગયા છે, તેઓના પોશાક દેશાનુસાર બદલી પણ

યેલા છે. પણ તેઓ જ્યારે દેશમાં આવે છે ત્યારે તો એમને પોતાના દેશની જ પોતાની પોશાકાદિ રીતો ધારણ કરવી પડે છે.

**ઓસવાલોની પરોપકારિતા :**

દાનશાળા (શત્રુકાર), અનાથાલય, ઔષધાલય, મુસાફરખાના, કુવા-વાવ-તળાવ, સદાવ્રત, પાણીના હવાડા, દુષ્કાળાદિમાં અન્નદાનાદિથી દીન-દુઃખીઓનો ઉદ્ધાર કરવો, ગૌશાળા-પાંજરાપોળ આદિ અનેક સુકૃત કાર્યો કરી દેશવાસી ભાઈઓની સેવામાં હજારો-લાખો -કરોડો દ્રવ્યનું ખર્ચ કરવું ઓસવાલો પોતાનું પરમ કર્તવ્ય સમજે છે.

**ઓસવાલોની પંચાયતો :**

ઓસવાલોની ન્યાતિ-જાતિ પંચાયતોનું સંગઠન એટલું ઉત્તમ રીતે રચાયેલું છે કે, ગ્રામમાં ઝગડા-ટંટા ફિસાદ કે લેણ દેણ સંબંધી કોઈ પ્રકારથી વૈમનસ્ય ઉત્પન્ન થઈ જાય તો એને અદાલતોનું મોઢું જોવાની આવશ્યકતા પણ રહેતી નથી. કારણ ઓસવાલ પંચ ઉક્ત વાદી-પ્રતિવાદીઓને એવી ઉત્તમ રીતથી ઘરના ઘરમાં અર્થાત્ ઘરમેળે સમજાવી દેછે કે પુનઃ અપીલ તકનું અવકાશ પણ નથી રહેતું. એટલું જ નહિ પણ ઓસવાલ પંચ ગ્રામ સબંધી અનેક કાર્યો કરવામાં પોતાનો સમય અને દ્રવ્ય ખરચી સ્વયં કરી લે છે, પણ ગ્રામજનોને ગરમ હવા સુધી પણ નથી પહોંચવા દેતું.

ઓસવાલ સમાજ આ ઉપરાંત અન્યોન્ય જ્ઞાતિઓની સાથે પણ પ્રેમ ઐક્યતાની સાથે એમની ઉન્નતિમાં પોતે સહાયક બની મદદ કરે છે. એટલું જ નહિ પણ ગ્રામ સંબંધી કોઈ પણ કાર્ય હોય એમાં પોતે કેટલાય પણ કષ્ટ તેમજ નુકશાન ઉઠાવી લે છે. તેમજ રાજદરબારમાં જવાનું કામ પડવા પર પોતે પોતાનું કામ છોડી ત્યાં જઈ સવાલ જવાબ કરે તેમજ પૈસા ખરચે; પરંતુ ગ્રામવાસીઓને ગરમ હવા સુધી પણ નહિ આવવા દે. આ પરોપકાર વૃત્તિથી જ દુનિયામાં ઓસવાલોનું માન મહત્વ મશહુર છે.

**ઓસવાલોના ઘરોમાં ગોધનનું પાલન :**

ઓસવાલોના ઘરોમાં ગૌધનનું (ગાયોનું) પાલન વિસ્તૃત સંખ્યામાં થાય છે. એવો ભાગ્યે જ ઘર હશે કે જે ઘરમાં ગૌમાતાનું પાલન ન થતું હોય! સંતાન વૃદ્ધિ અને વીરતાનું મૂખ્ય કારણ કહેવામાં આવે તો ગૌનું પાલન કરવું એ જ છે. બીજી વાત એ પણ છે કે, ઓસવાલોના ઘરોમાં ગૌનું પાલન એટલું ઉત્તમ રીતે થાય છે કે, જાતે કષ્ટ સહન કરી લેવું પણ ગાયને તકલીફ કે દુઃખ નથી થવા દેતા. એ કારણથી બીજા કરતાં પાંચ-દશ રૂપીઆ ઓસવાલો પાસેથી ઓછા લેવામાં આવે છે-કારણ લોકોને વિશ્વાસ હોય છે કે, ઓસવાલોના ઘરોમાં ગૌધન બહુજ સુખી રહે છે.

**ઓસવાલોનો ગુણ-સ્વભાવ :**

ઓસવાલોનો આખો સમાજ જૈનધર્માનુયાયી હોવા છતાં હજી પણ પોતાની પૂર્વોક્ત રાજપુત જાતિ અનુસારજ ગુણસ્વભાવ ધરાવે છે. અર્થાત્ ઓસવાલો નિર્ભય, ભોળા, ઉદાર, જીદ્દી, એકવચની, સાદા, કુળાભીમાની, શુરવીર તથા સંયમી છે.

**ઓસવાલોની કુળદેવીઓ :**

પ્રત્યેક ઓસવાલો પોતપોતાની કુળદેવીને ખાસ માને છે, અને તેની ભક્તિ ઉપાસના કરે છે. દશેરાના દિવસે તેમજ દિવાળી આદિ ચોક્કસ દિવસોમાં ઓસવાલો પોતાની કુળદેવીના જુવાર નૈવેદ આદિ કરે છે. તેઓ પોતાની કુળદેવી (માતા) ના ઉગ્ર સ્વભાવનો બહુ ડર રાખે છે તેમજ તેના પ્રતિના કોઈ પણ કાર્યમાં ખામી ન આવે તે માટે ખાસ સંભાળ રાખે છે.

આશાપુરા, ચામુંડા, અંબા સચયાય (સત્યા-સચા), લાછમાતા, વીસલદેવી, મહામાયા યા મામાદેવી, બડલાઈ, ખોડીયાર, મામલ, ઓસિયા, જોગમાયા, જગદંબા ઈત્યાદિ ઓસવાલોની કુળદેવીઓ છે

અને તે જુદા જુદા વંશ યા શાખાના ઓસવાલોની જુદી જુદી કુળદેવીઓ હોય છે.

**ઓસવાલોના યાચક :**

ઓસવાલોના ન્યાતિ જાતિ, પંચ–પંચાયત કે લગ્ન સંબંધી દરેક કામકાજ અર્થાત્ એક ઘર સંબંધી કે સમુદાય સંબંધીનું કોઈ કાર્ય હોય એના માટે સેવક જાતિ મુકરર થયેલી છે. તે ઓસવાલોના તેવા દરેક કાર્ય કરવાને તેમજ ટેલ બંદગીમાં હાજર રહે છે. (સેવક જાતિ મારવાડમાં ઓસવાલોનું એ કામ કરે છે. કચ્છી ઓસવાલોમાં બ્રાહ્મણો તેમજ કચ્છી ગુર્જર ઓસવાલોમાં ભોજકો હોય છે.)

**ઓસવાલોના ભાટ :**

ઓસવાલોના બીજા યાચક ભાટ હોય છે. તેઓ ઓસવાલોના જુદા જુદા કુળના તથા શાખાઓના જુદા જુદા હોય છે. એ ભાટ લોકો ઓસવાલોના કુટુંબોની વંશાવળીઓ તેમના ચોપડાઓમાં લખે છે તેમ જ લગ્ન–જન્મ આદિ શુભ પ્રસંગો તથા ઇતિહાસિક ઘટનાઓ નોંધી રાખે છે. તેઓ બાર મહિને એકવાર પોતાના ઉક્ત યજમાનને ઘરે આવે છે. ઓસવાલો તેઓની બહુજ ઇજ્જત કરે છે. તથા માન આપે છે. આ ભાટો પણ યજમાનોને ત્યાં આવતાં તેમની વંશાવળીઓ વાંચે છે; અને રાતની વખતે ડાયરો બેસે છે તેમાં વીરરસપોષક વાર્તા–કાવ્યો આદિ સંભળાવે છે. જતી વખતે ઓસવાલો તેમને યથાશક્તિ મૂજબ સીખ આપે છે.

**નોટ**:—ઓસવાલોને વીનંતિ કે, પશ્ચિમની નાશકારક આ પતનગામી સુધારાની હવાના ચેપનો ભોગ ન બનતાં સૌ પોતાના આ ભાટ વર્ગ પ્રતિ દરકાર રાખે, અને તેઓના સુખ દુઃખના સમયમાં

—જેઓ પાછળથી પોતાની જ બદબોઈ કરતા હોય એવા લોકોને બદલે સેંકડો વરસોથી પ્રત્યેક સ્થાને સાથે રહેનારા તથા પોતાના વંશની ભુતકાલિન તથા સાંપ્રતની ઈતિહાસિક સ્મૃતિ જાળવી રાખનારા પોતાના એક ઉપયોગી અંગ સમાન આ ભાટ વર્ગને યોગ્ય મદદ કરવી અને તેમને ઉત્તેજન આપવું પોતાની ફરજ સમજે. અસ્તુ.

(૨)

## ઓસવાલોનું ઠાકુર યા ઠક્કુર પદ

જૈન ધર્મને સ્વીકારીને ઓસવાલ નામને ધારણ કર્યા પછી પણ જૈન ક્ષત્રિયો ઠાકુર કે ઠક્કુરનું પદ ધારણ કરતા હતા અને તે પદ ત્યારબાદ પણ લાંબા કાળ સુધી જાળવી રાખ્યું હતું. આ માટે અનેક ઐતિહાસિક સાહિત્ય ગ્રંથોમાંથી પણ ઉલ્લેખ મળે છે. જે સંબંધી અનેક પ્રમાણ રજુ કરી શકાય તેમ છે છતાં અહીં તેના બે ત્રણ પ્રમાણ જ રજુ કરવા બસ થશે. જુઓ જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી મહારાજ કૃત ધાતુ પ્રતિમા લેખ સંગ્રહ ભાગ ૧ લોઃ લેખ નં. ૧૦૪૪–૧૦૯૩–૧૧૭૭

**संवत १३९९ वर्षे फागुण वदी २ बुधे ओसवाल ज्ञा. ठकर नाला भा. वउलदे सु. उदाकाधिलेन श्री आदिनाथबिंब का. प्र. श्री. हरिभद्रसुरिभि ॥**

**संवत १३९६ माघ वदि २ सोमे ओसवाल ज्ञा० पितृ ठकर विजपाल श्रेयोऽर्थ सु. भाभल प्रमुख आमसिहेन श्री पार्श्वनाथ बिंब का० प्र० श्री चित्रगच्छे श्री मानदेवसुरिभिः ॥**

**सं. १५९९ वर्षे फागुण वदि २ शुक्रे उपकेश (ओसवाल) ज्ञा. ठकुर पुना भा. पुनादे पु. ठकुर वरसिहेन पितृमातृश्रेयसे श्री कुंथुनाथ बिंब का. प्र. श्रीसुरिभिः ॥**

આ પ્રમાણે પૂર્વે ઓસવાલોમાં પોતાના નામની પહેલા ઠક્કુર કે ઠક્કર લખવાનો રિવાજ હતો જે પાછળથી ઠક્કરને બદલે શાહ લખવા લાગ્યા છે. આ શાહનું પદ બધા ઓસવાલોને મળેલું ન હતું છતાં પાછળથી બીજી જૈન જ્ઞાતિઓએ શાહનું પદ ધારણ કરી લેતાં ઓસવાલોએ પણ પોતાનું ઠાકુર કે ઠક્કુરનું પદ છોડી દઈ શાહનું પદ ધારણ કરી લીધું છે.

આ શાહનું બિરૂદ પૂર્વે ઘણાં રાજાઓ પણ ધારણ કરતા હતા. કંદહાર (ગાંધાર) તથા ગઝનીના યૌધેય શાખાના યાદવ વંશના રાજાઓ, જેઓ ઈરાનના શહેનશાહના ઉપરીપણા હેઠળ રાજ્ય કરતા હતા તેઓ પણ ઇરાનના શાહનું શાહ પદ ધારણ કરતા હતા.

વિક્રમ સંવત ૧૩૦૦ થી ૧૭૦૦ પર્યંત હિંદમાં કેટલાક રાજાઓ પણ એક કે બીજી રીતે શાહ નામનું ઉપયોગ કરતા હતા. એટલે કે કેટલાક રાજાઓ પોતાના નામની સાથે શાહ શબ્દ પણ લગાડતા હતા. જુઓ:—

સંવત ૧૩૦૦ માં ઓખામાં થયેલો સૌર (સૂર્ય) વંશનો રાજા ભીખમશાહ: શિયાલબેટ (કાઠિયાવાડ) નો રાજા શ્રૃંગાળશાહ યા સગાળશા: કનોજના રાઠોડ વંશની બુંદેલા શાખાના ઓરછા (બુંદેલખંડ) ના રાજાઓ–વિ. સં. ૧૫૦૦ માં થયેલો પ્રતાપશાહ– તેનો પુત્ર મધુકરશાહ–તેનો પુત્ર સંગ્રામશાહ; મધુકરના પૌત્રો ભારતશાહ અને પ્રેમશાહ– ભારતશાહનો પુત્ર દેવીશાહ વગેરે.

આ ઉપરથી પણ જણાય છે કે, શાહનું બિરૂદ મુસલમાન બાદશાહોના સમયમાં અમુક અમુક કુટુંબોને મળેલ અને પાછળથી તે પદને પ્રત્યેક જ્ઞાતિઓના લોકોએ ધારણ કરી લીધું હોય! પરંતુ હાલમાં તો ફક્ત જૈન ધર્મ પાળતી યા પાછળથી વૈષ્ણવ ધર્મમાં ગયેલી કોમોના વાણીયા નામથી ઓળખાતા સર્વ લોકોમાંજ આ શાહ ઉપનામ નામની આગળ મુકવાનો રિવાજ પ્રચલિત છે.

(૩)

## પ્રાચિન તથા સાંપ્રતની નામાભિધાન રિતિ

ઓસવાલોમાં પૂર્વે સંસ્કૃત તેમજ શુદ્ધ શબ્દોચ્ચારવાળા જાતિસૂચક નામ ધારણ કરવાની ખાસ રીત હતી. અને તે મૂજબ આજથી બસો ત્રણસો વરસ પૂર્વે તેવાજ સંપૂર્ણ નામો હતા, જે માટે અનેક ઇતિહાસ વિષયના પુસ્તકોમાંથી પણ જાણી શકાય છે. આ માટે અનેક દ્રષ્ટાંતો મોજુદ છે, જેમાંનું દાખલા પુરતું એકજ દૃષ્ટાંત અત્રે બસ થશે. જુઓ જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી મહારાજ કૃત 'જૈન ધાતુ પ્રતિમા લેખ સંગ્રહ' ભા. ૧ લોઃ પૃષ્ઠ ૧૯૧ઃ લેખ નં. ૧૦૭૩ માંઃ—

**स १६१७ वर्षे ज्ये० शुदि ५ दिने श्री पारकर ग्रामे ओसवाल ज्ञा० जोरावरसिंग सुत महिराज बुरा वाका भार्या जइतलदे सुत गोइंद सांगा रहीया श्री चन्द्रप्रभस्वामि बिंब का० प्र० श्री तपागच्छे श्री विजयदानसुरिभः ॥**

પ્રસ્તુત જાતિસૂચક નામો વિશુદ્ધ રૂપમાં કે અપભ્રંશ રૂપમાં હાલ પણ મારવાડ, મેવાડ, પંજાબ, કચ્છ તથા હાલાર આદિ દેશોમાં વસતા ઓસવાલોમાં અસ્તિત્વ ટકાવી રહેલ છે.

જેવી રીતે મનુષ્યના ચાલુ રિત રિવાજ તથા તેની સંસ્કૃતિ તેમજ વિલાસભાવની અધિકતા કે ત્યાગભાવની અધિકતા, પ્રકૃતિ, આંકાક્ષા, ગુણ-સ્વભાવ વગેરે લક્ષણોમાં તેનો મૂળનો ઇતિહાસ રહેલો છે—તેવીજ રીતે તેના નામોમાં પણ ઇતિહાસ છે.

પંજાબમાં ઘણાં ઓસવાલો છે. ત્યાં તેમના સુજનસિંહજી—પૃથ્વીસિંહજી—પ્રતાપસિંહજી—ધનપતિસિંહજી-સબળસિંહજી અજિતસિંહજી એવા સ્વ ક્ષત્રિય જાતિસૂચક નામો હોય છે.

મારવાડ અને મેવાડમાં ત્યાંના ઓસવાલોમાં નામને છેડે મલજી તથા રાજજી શબ્દ જોડવાનો હાલમાં રિવાજ છે: જેમકે, રાજમલજી પૃથ્વીરાજજી. એક સૈકા અગાઉ તેઓમાં સુમેરસિંહ-રામસિંહ એવા નામો હતા. ઘણાં મારવાડી ઓસવાલો પોતાના નામ સાથે રાઠોડ-ચૌહાણ-સોલંકી-પરમાર ઈ. પોતાનું ક્ષત્રિયકુળ પણ લખતા હોય છે અને જે રીત ઠીક હોઇ અનુકરણીય છે.

કચ્છ તથા હાલાર (કાઠિયાવાડ) ના ઓસવાલોમાં પણ સર્વાંશે પોતાના ક્ષત્રિય જાતિસૂચક નામોની જ રીત ઠેઠથી ચાલતી આવી છે, અને તે મુજબ ત્યાં નામને છેડે મૂખ્યત્વે સિંહ અને જી લગાડવાનો ઉપયોગ હાલમાં અધિકાંશે છે. તે સિવાય નામને છેડે પાલ રાજ સંગ મલ્લ ધીર વીર ધર અને કરણ-શબ્દનો ઉપયોગ અગાઉ ખૂબ હતો, જે હાલમાં ઘટયો છે અને નીશાની પુરતોજ રહ્યો છે.

આપણાં ઓસવાલોમાં હાલમાં કેટલીક રીતે દેખાદેખીના ભુતે ખૂબ વિજય મેળવ્યો છે અને જેના સપાટાથી આપણાં મહત્વપૂર્ણ નામોને અસર થઇ છે. દાખલા તરિકે દેખાદેખી અથવા ખોટી નકલનો ભોગ બળવાન પુરૂષ કદી થતો નથી-દેખાદેખીનો પવન હમેશાં નિર્બળ સામેજ જાય છે. આપણાં પ્રાચિન નામોમાં ઇતિહાસ છે: કુળાભિમાન છે: વીર જાતિની નીશાની છે: ગૌરવ છે-તેના અભિધાનીની નીશાની સ્વચ્છંદતાગામી કે સ્વેચ્છાચારગામીની નથી; પરંતુ ઉદાર-દાની-સંયમી-બહાદુર-નિર્ભય-ટેકવાન તથા ત્યાગભાવીની છે.

પોતાના ઉત્કૃષ્ટ અને ભાવસૂચક નામોનું અભિમાન કોને ન હોય ! આજે તેવા નામ અભિધાન કરવા અને એ રીતે જાળવી રાખવા કયો ઓસવાલ ના કહી શકે તેમ છે ! આપણે અહિંસાધર્મી છતાં સામાજિક દૃષ્ટિએ આપણાં રિતરિવાજ, ગુણ-સ્વભાવ, માન્યતા વગેરેમાં ક્ષત્રિય સંસ્કૃતિ ઓતપ્રોત રહેલી છે; અને આપણાં

પુર્વજોએ પણ પોતાની જાતિ અનુસાર તેવા ક્ષત્રિય જાતિસૂચક નામાભિધાનનીજ રિત ધારણ કરી છે અને તે છેક મૂળથી તે આજ પર્યંત એજ મૂજબ ચાલુ રહી છે.

## ઉચ્ચારભેદ અને થયેલા અપભ્રંશ નામો:

નામોનું અપભ્રંશ રૂપ થવાનું મૂખ્ય કારણ ભાટ ચારણોની યશગિતની લોકભાષા–વંશાવળીની લેખનશૈલી–સ્થળાંતર–લાડ વગેરેથી થયેલો ઉચ્ચાર ભેદ એ છે.

પૂર્વેના રાજાઓની પ્રાચિન યાદિઓ અને વંશાવળીઓમાં પણ, તે વખતના રાજાઓના નામ ઉપરના કારણો મૂજબ અપભ્રંશ રૂપેજ લખાયલા જોવામાં આવે છે. અને તેવા નામો અત્યારના સુજ્ઞ લેખકોએ પોતાના પુસ્તકોમાં તેને પુનઃ સંસ્કૃતરૂપ આપી લખેલા છે.

દાખલા તરિકે: પ્રતાપસિંહને પતો–લક્ષરાજને લાખો–સિદ્ધરાજ જયસિંહને સંવરો જેસંગ–ભૂજરાજને ભોજ–જૈતસિંહને જેતસી–ક્ષેમસિંહને ખીમસી–લક્ષ્મીસિંહને લખમસી પૂર્વે કહેતા હતા.

બીજું અગાઉ રજપુતોમાં હાલની જેમ ભણુતર ન હતું. રાજા ભોજ કે મુંજ જેવા કોઈ સંખ્યાનાજ રાજાઓ ફક્ત વિધારસિક હતા. તેમજ એ સમય એટલે મધ્યકાલિન રાજપુત યુગ, કે જે સમય અશાંતિનો હતો. એ વખતે મુસલમાનો સાથેના તેમજ આપસ આપસના યુદ્ધાદિ ઉદ્યોગ પાછળ રાજપુતોને તેટલી નવરાસ મળતી નહિ. આવા કારણસર પણ રાજપુતો તે સમયે મુખ્યત્વે અભણાવસ્થામાં રહેતા; અને તેથી તેવા સંજોગોવસાત્ ઘસાયલા અને અપભ્રંશ થયેલા નામોના શુદ્ધ સ્વરૂપ પાછળ કોઈ રસ ન લેતાં, તેનું ચલણ જેમ ચાલતું તેમ ચલાવવા લાગ્યા હતા.

તેવીજ રીતે આપણે ઓસવાલો, જ્ઞાતિમાં આવ્યા બાદ પણ આપણાં નામોનું વધુ અપભ્રંશ રૂપ ઉપર્યુક્ત અશાંતિના સમયમાં

તેમજ અભણાવસ્થાને લીધે થયેલું છે; અને ઐતિહાસિક બનાવો નોંધનારા તથા વંશાવળી વાંચનારા આપણાં ભાટ વર્ગ દ્વારા સ્વપુર્વજોના યાદ રાખેલા તેવા અપભ્રંશ નામો આપણે પરાપૂર્વથી ધારણ કરતા આવ્યા.

આ પછી પાછળના સમયમાં એટલે કે, બ્રિટિશ સત્તાની સ્થાપના બાદ કેળવણીનો વધુ પ્રચાર થતાં આપણે યોગ્ય શિક્ષણ મેળવ્યું ત્યારબાદ આપણાં ચાલતા નામોમાં સંશોધન દ્વારા આપણે કેટલોક સુધારો દાખલ કર્યો.

જ્યારે જ્યારે કોઈ બાબત ફેરફાર સાથે ઉપસ્થિત કરવામાં આવે છે, ત્યારે તેમ કરનાર સહેજ અચકાય છે, શરમાય છે કે લોકોની (પતન ચાહનારા) ટીકાથી ગભરાય છે. તેવીજ રીતે જ્યારે વડવાઓના ઘસાયલા રતુ જેવા શુદ્રવાચક નામને રતનસી સુધી લઈ આવ્યા અર્થાત્ તેને-રતુ નામને રતનસીનું સ્વરૂપ આપ્યું તે વખતે તેવા લોકોને રૂઢીચુસ્ત અભણ સમાજ કે ઈતર કોમના ઈર્ષાખોર લોકો કહેવા લાગ્યા કે: 'લ્યો, ભણ્યા એટલે રતુમાંથી રતનસી થઈ ગયા!' તેમ 'પૈસા કમાવ્યા એટલે રતુ મટી રતનસી બની ગયા!'

એટલે આજે જેમ રતુને બદલે રતનસીના કાંઈક પુરા નામથી ઓળખાવાની પોતાની નૈતિક હિંમત પુરવાર કરી: પરંતુ તેવીજ રીતે, રતનસીને બદલે રત્નસિંહનું સંપૂર્ણ શુદ્ધ નામ ધારણ કરવાની સતત્ કેળવણી બાદ પણ નૈતિક હિંમતની તેને માટે પ્રબળ રીતે ખામી રહેવા પામી છે.

આશા રાખીએ કે, કેળવણીના સદુપયોગ દ્વારા સુધારાની બાબતમાં પ્રથમ કેટલીક આવી બાબતોમાં તેના સડી ગયેલા મૂળને પુનર્જિવન આપવા જળસિંચનની જરૂર સૌ સમજશે; અને તેવી રીતેજ પોતાના સુધારક માનસની પ્રતિતિ કરાવશે!

આપણાં ઓસવાલ પુરૂષ વર્ગના નામો પૂર્વે કેવા સંપૂર્ણ શુદ્ધ અને ભાવવાહી હતા અર્થાત્ સંસ્કૃત શરિર અને તેજદાર આત્માવાળા હતા અને પાછળથી ઘસાતાં ઘસાતાં અપભ્રંશ થઇ કેવા સ્વરૂપમાં ફેરવાયા તેના સંબંધી સંશોધેલા નામો પૈકી દષ્ટાંત-પુરતા કેટલાક નામો નીચે કોઠામાં રજુ કરવામાં આવ્યા છે.

આપણાં નામોને છેડે જે જે જાતિસૂચક શબ્દોનો ઉપયોગ થાય છે, તેવીજ રીતે પૂર્વેના રાજાઓ તથા રાજપુતોમાં પણ તેઓના નામને છેડે એજ શબ્દોનો ઉપયોગ થતો હતો, જે હાલમાં રાજપુતોમાં ખાસ કરીને સિંહ જી રાજ અને ભા નામને છેડે જોડવાનો રિવાજ છે.

ખાસ ગૌરવની વાત તો એ છે કે, જ્યાં જ્યાં ભિન્ન ભિન્ન સંજોગવસાત્ ભારતિય પ્રાચિન સંસ્કૃતિનો સર્વાંશે નાશ થયો છે, છતાં જે જે દેશમાં ક્ષત્રિય રાજપુતો એક યા બીજા સ્વરૂપમાં અધિકાંશે વસેલાં છે ત્યાં છેક પ્રાચિનકાળથી તે વર્તમાન સમય પર્યંત, આ દેશની પૂર્વ સંસ્કૃતિ કેટલીક સંપૂર્ણ રીતે જળવાઈ રહેવા પામી છે. અને તેમ હોવાથીજ નામાભિધાનનો પૂર્વવત્ રિવાજ આજ દિ સુધી આપણામાં ટકી રહેવા પામ્યો છે. એટલે કે ઉપર્યુક્ત રાજપુતાના સ્વતંત્ર દેશોમાંજ આપણાં ઓસવાલોનો મૂખ્યત્વે વાસ રહેલ અને જેથી આપણે પ્રાચિન નામાભિધાનની પરંપરાને ઉપરાંત અન્ય સર્વ પ્રાચિન ઉત્કૃષ્ટ સંસ્કૃતિનું સંરક્ષણ પણ કરી શકયા છીએ.

આપણાં નામોને છેડે આવતા શબ્દો અને તે સંબંધી વિશેષ હકિકત તદુપરાંત મૂળના શુદ્ધ નામો અને પાછળથી થયેલા અપભ્રંશ નામો સંબંધીનો કોઠો આ નીચે આપવામાં આવે છે.

## નામને છેડે આવતા શબ્દો

| | | |
|---|---|---|
| જી (સંસ્કૃત) | = | જીત (જીતનાર) |
| સિંહ | = | સિંહ સમાન બહાદુર |

| | | |
|---|---|---|
| પાલ | = | પાળનાર (રાજા) |
| સિંઘ (સંસ્કૃત) | = | સિંહ |
| રાજ | = | રાજા |
| મલ્લ | = | યોદ્ધો |
| ધીર | = | ધૈર્ય (-માં ધૈર્યવાન) |
| ધવલ (સંસ્કૃત) | = | પહાડ (-માં પહાડ સમાન અડગ) |
| કરણ | = | કિરણ |
| વીર | = | દિવ્ય પુરૂષ |
| ભા (અપભ્રંશ) | = | ભવ્ય |
| ચંદ | = | ચંદ્ર |

## શુદ્ધ અને થયેલાં અપભ્રંશ નામો

| મૂળ ાં શુદ્ધ નામો | થયેલાં અપભ્રંશ નામો |
|---|---|
| અકુરસિંહ-ૢરસિંહ | કોરસી |
| અક્ષયરાજ | ખેરા-ખીરા-ખેરૂ-ખૈરાજ |
| અજયપાલ | અજેપાર-અજુ |
| અભયસિંહ-અભયરાજ | અભાયા-ઉભાયા-ઓભાયા |
| અમરસિંહ | ઉમરસી |
| અર્જુનસિંહ | અરજણ |
| અજિતસિંહ-જીતસિંહ | જેતુ-જેતસી |
| અક્ષયસિંહ | ખીંશી-ખીયસી |
| ક્ષયાંગાર (ક્ષય+અંગાર=દુશ્મનનો નાશ કરનાર) | ખેંગાર |
| અશ્વરાજ | આસરાજ-આસુ |
| આનંદસિંહ | આણંદ-આણંદજી |
| ઉદયસિંહ | ઉદેશી |

| મૂળનાં શુદ્ધ નામો | થયેલાં અપભ્રંશ નામો |
|---|---|
| ઉગ્રસિંહ-ઉગ્રસેન | ઉગમ–ઉગા |
| ક્ષેમરાજ | ખેમરાજ–ખીમરાજ |
| ક્ષેમસિંહ | ખીમસી–ખીમજી |
| કર્મસિંહ | કરમશી–કમુ |
| કૃપાલસિંહ | કોરપાર–કુરપાલ |
| કુમારસિંહ-કુમારપાલ | કુંવરજી |
| ક્ષેત્રસિંહ | ખેતુ–ખેતસી |
| ગંગામલ્લ-ગંગાસિંહ | ગાંગજી |
| ગુલાલસિંહ | ગલ્લા–ગુલ્લુ–ગોલુ |
| ગદરાજ–ગદાધર | ગદા–ગોધુ |
| ગુણસિંહ | ગણુસી |
| ગૌરવસિંહ | ગોવર–ગોવા |
| ચંપાસિંહ | ચાંપા–ચાંપસી |
| જગસિંહ-જગતસિંહ | જગુ જગા–જગસી |
| જયસિંહ | જેસંગ |
| જયેષ્ઠમલ | જેઠા–જેઠુ |
| ટક્કરસિંહ | ટોકરસી |
| ઠાકુરસિંહ ઠાકોરસિંહ | ઠાકરસી |
| તેજસિંહ | તેજસી–તેસી |
| તિલકસિંહ | તાલ્લા–તલકસી |
| દિવ્યસિંહ-દૈવીસિંહ-દેવસિંહજી | દેવા–દેવુ–દેવસી-દેવજી |
| દોલતસિંહ | ધોલુ |
| દયાલસિંહ | દાઇયા–દાણા |
| દેશસૂર્ય | દેસુર–દેસુ–દેસર–દેશળ |
| ધવલસિંહ | ઢલ્લુ–ઢોલા |

| મૂળનાં શુદ્ધ નામો | થયેલાં અપભ્રંશ નામો |
| --- | --- |
| નાગપાળ | નાંગપાર |
| નાગરાજ | નાંગુ |
| નાગાર્જુન | નાગાજણ |
| નાગસિંહ | નાંગસી |
| નૃપાલસિંહ | નરપાર |
| નાથમલ્લ–નાથસિંહ | નાથા–નથુ |
| નયનસિંહ | નેણસી |
| નાહિનજી | નાનજી |
| પદ્મસિંહ | પદમશી–પદુ |
| પૃથ્વીરાજ–પૃથ્વીસિંહ | પેથા |
| પૃથ્વીધર | પેથડ |
| પર્વતસિંહ | પરબત |
| પાર્શ્વસિંહ | પાસુ |
| પાર્શ્વવીર | પાસવીર |
| પુંજરાજ | પુંજા |
| પૂર્ણસિંહ–પુન્યસિંહ | પુના–પુનસી |
| પાલનસિંહ | પાલણ |
| બુદ્ધસિંહ | બુધુ–બુધીયા |
| બલિરાજ–બલભદ્રસિંહ | બલ્લા–બુલા–ભુલા |
| ભાનુસિંહ | ભાણા–ભાણજી |
| ભૂજરાજ | ભોજા–ભોજરાજ |
| મદનપાલ–મદનસિંહ | માંડણ |
| મહાનસિંહ | મણસી |
| મલ્લરાજ–મલ્લદેવ | માલા–માલસી |
| મહિપાલ | મેપા |

| મૂળનાં શુદ્ધ નામો | થયેલાં અપભ્રંશ નામો |
|---|---|
| મોહનસિંહ | મોના–મોણસી–મોનજી |
| મૂળરાજ | મુરજી |
| મહાઉગ્રરાજ | મહુરગ–મુરગ–મેરગ |
| યશોધર–યશરાજ | જસા–જશરાજ |
| રત્નસિંહ | રતુ–રતનસી |
| રાયસિંહ | રાયસી |
| રાજસિંહ | રાજન–રાજુ |
| રાજપાળ | રાજપાર |
| લક્ષ્મીસિંહ | લખમસી |
| લક્ષરાજ | લખુ–લાખા |
| લક્ષ્મણસિંહ | લખમણ |
| લીલાસિંહ–ધીલાધર | લીલુ–લીલા |
| લાવણ્યસિંહ | લુણાં–લુણસી |
| વનવીર | વણવીર |
| વત્સરાજ | વછરાજ–વચ્છા |
| વિક્રમસિંહ | વીકમસી |
| વિજયપાલ | વજુ–વજપાર |
| વીર્યપાલ | વીરપાર |
| વૈરીસિંહ | વેરા–વેરસી |
| વિષણુસિહ | વશનજી |
| શ્રીપાલ | શ્રીપાર |
| શીવરાજસિંહ | શવા–શવરાજ–શવજી–શીવજી |
| શુરસિંહ–સુરાજસિંહ | શુરા |
| સુર્યસિંહ | સુરજી |
| સ્થાવરસિંહ | થાવર |

| મૂળનાં શુદ્ધ નામો | થયેલાં અપભ્રંશ નામો |
|---|---|
| સંગ્રામસિંહ | સાંગા |
| સદૈવપાલ | દૈપાર–દૈપા |
| સારંગસિંહ | સારગ |
| સહજમલ્લ–સહજપાલ | સેજપાર–સોજપાર–સોજી |
| સામંતસિંહ | સામંત |
| હરિસિંહ | હરસી |
| હરધવલ | હરધોર |
| હરિપાલ | હરપાર |

## નામાભિધાન અને સ્ત્રી વર્ગ

ઓસવાલ પુરૂષવર્ગની માફક ઓસવાલ સ્ત્રી વર્ગમાં પણ સ્વજાતિને યોગ્ય એટલે કે રાજપુત ક્ષત્રિય સ્ત્રી વર્ગમાં પ્રચલિત નામાભિધાનની રીત મૂજબ જ નામોની પ્રથા પરાપૂર્વથી આજદિ સુધી ચાલતી આવી છે. પરંતુ જેમ પુરૂષ વર્ગના નામોનું અપભ્રંશ રૂપ થયેલું છે તેજ મુજબ સ્ત્રી વર્ગના નામોનું પણ તેમજ થયેલું છે.

પૂર્વે ઓસવાલ સ્ત્રી વર્ગમાં નામને છેડે દેવી તથા વતી શબ્દ લગાડવાનો રિવાજ હતો અને તે પાછળથી દેવીનું ટુંકુ રૂપ દે તેમજ વતીનું ઇ થયેલ. જેમકે પૂર્વે, મુરાંદેવી–રતનાદેવી–સુહાગદેવી–રૂપાદેવી–સોનાદેવી–રાજલદેવી એવા સંપૂર્ણ નામો હતા તેમાં પાછળથી દેવીનું દે થઈ મુરાંદે–રતનાદે–રૂપાદે એવા નામ થયા. તેવી જ રીતે નામને છેડે વતી લગાડેલા નામો લીલાવતી–કનકાવતી–પુનાવતી–હંસાવતી એવા હતા, ત્યાં પ્રાકૃતમાં વતીનો વઇ થઇ ઈ થયું અને કયાંક વતી શબ્દ ઉડી ગયો. દાખલા તરિકે કનકાવતીમાંથી ( વતીનો વઈ અને વઇનો ઇ થઈ ) કનકાવઇ–કનકાઈ અને તેમાંથી હાલમાં કણકૈ થયું; તેમજ લીલાવતીમાંથી વતી ઉડી જઈ લીલા નામ થયું.

આમ ઓસવાલ સ્ત્રી વર્ગમાંના નામોનું અપભ્રંશ રૂપ થયું હોવા છતાં તેઓના નામોમાં મૂળના પ્રાચિન ભાવવાહી શબ્દોનું ચલણ હજુ સુધી મોટે ભાગે કાયમ રહ્યું છે, એ પણ યોગ્ય જ છે.

**નોંધ:**

અત્રે નામાભિધાનના રિવાજના વિષયમાં એક ખાસ ધ્યાન ખેંચવા જેવી બાબત તો એ છે કે, હાલમાં પાશ્ચાત્ય કેળવણી લીધેલા અને પોતાને કેળવાયલા માનતા પરંતુ ખાસ કરીને પોતાની સ્વતંત્ર બુદ્ધિ વગરના અને પારકી અર્થાત્ ઉછીની લીધેલી બુદ્ધી મુજબ ચાલનારા અર્થાત્ સારાસાર કે યોગ્યતાયોગ્યનો વિચારમાત્ર નહિ કરનાર એક વર્ગને તદ્દન અર્થનો અનર્થ કરનારા એવા ભાવહીન યા હીનભાવી નામોને ધારણ કરવાની હવા પણ લાગી શકયા વગર રહી નથી ! એટલે કે, કેટલાકો રમાકાન્ત શશિકાન્ત–એવા નામો પણ ધારણ કરવા લાગ્યા છે. આમાં શશિકાન્ત એટલે શશિનો ધણી– રમાકાન્ત એટલે રમાનો ધણી: એટલે બધા જાણે ધણીઓ જ ફુટી નીકળ્યા હોય અને તેઓ એવા નામ ઉપરથી શું કહેવા માગે છે તે પણ નથી સમજી શકાતું !

હવે બુદ્ધિપૂર્વક વિચાર કરવાથી સ્પષ્ટ સમજાઇ શકે છે કે, એવા વિલાસી નામોને ગ્રહણ કરનારની વૃત્તિ કેવી હશે ? અર્થાત્ એની વૃત્તિ પણ વિલાસપ્રધાન હોય એવો તેનો અર્થ થાય છે. અને વિલાસ-પ્રધાન વૃત્તિ મનુષ્યને પતન તરફ ઘસડી જનારી હોય છે એ પણ વાસ્તવિક હકિકત છે. જ્યારે વીરતાભાવવાહી યા ત્યાગવૃત્તિસૂચક વિજયસિંહ–શુરસિંહ એવા નામોને ધારણ કરનાર વ્યક્તિ વીરતા કે શૌર્યતાગ્રાહક વૃત્તિનું પરિચય કરાવે છે.

એવી જ રીતે ઉક્ત પુરૂષ વર્ગની જેમ એ પ્રકારના એક સ્ત્રી વર્ગમાં પણ પ્રસ્તુત વિલાસવૃત્તિસૂચક નામો અપનાવવાની શરૂઆત

થવા લાગી છે. દાખલા તરિકે, કલા કાન્તા પ્રીયવદના રમણ શશીકાન્તા વગેરે એવા નામો શો અર્થ સૂચવે છે?—જેમકે, કલા પ્રીયવદના રમણ વગેરે નામોનો અર્થ તદ્દન વિલાસવૃત્તિ બતાવે છે; અને બીજા નામો, કાન્તા એટલે ધણીયાણી ને શશીકાન્તા એટલે શશીના ધણીયાણી એવો અર્થ કરાવે છે.

આશ્ચર્યની વાત તો એ છે કે, સુગૃહિણી સ્ત્રી વર્ગે અજ્ઞાનતા-પૂર્વક ઉપર મૂજબના જેમ અર્થહીન અને હિન અર્થસૂચક નામો ધારણ કરવાની શરૂઆત કરવા માંડી છે ત્યારે તેથી ઉલ્ટી રીતે હિનદશા યા પતનમય જીવન ગુજારતી કેટલીક નટી વર્ગની સ્ત્રીઓએ પોતાનું ત્યાગની મૂર્તિ યા સતી શિયળવંતી તરિકેનું પરિચય કરાવવા તેઓ નામને છેડે દેવી શબ્દ જોડવા લાગી છે? આજ હકિકત કલયુગની પ્રબળતા અને તેની ઉલ્ટી હવાનો તાદસ્ય દ્રષ્ટાંત પુરો પાડે છે!

છેવટમાં ઓસવાલ પુરૂષ તથા સ્ત્રી વર્ગ, પોતાના પ્રાચિન નામોનું સંશોધન કરી તેને શુદ્ધ સ્વરૂપ આપી એવાજ વીરવૃત્તિ અને ત્યાગવૃત્તિસૂચક પ્રાચિન ભાવવાળી નામોની વ્યવહાર પરંપરાને ટકાવી રાખશે અને તેજ મૂજબ નામ પ્રમાણે તેવી ઉચ્ચ વૃત્તિ કેળવે એ અભ્યર્થના. અસ્તુ.

## પ્રકરણ ૫ મું

## વાણિયા શબ્દની ઉત્પતિ અને વિશેષ વિચાર

આજે જૈનધર્માનુયાયી લોકો તથા વૈષ્ણવ ધર્મ પાળતી કેટલીક જ્ઞાતિઓ (કે જે જ્ઞાતિઓ પણ પ્રથમ જૈન ધર્મમાં હોવાનું કહેવાય છે) ના લોકોનું જાતિ પરિચય વાણીયા નામથી જ કરાવવામાં આવે છે; પરંતુ એ વાણિયા શબ્દની ઉત્પતિના સંબંધમાં સાચી શોધ હજી થઇ હોય તેમ જણાતું નથી. આમ હોતાં જ એ તોછડું ઓળખ નામ હજી આવા કેળવણીના યુગમાં જેમનું તેમ ચાલુ રહી શકું છે.

આ વાણિયા શબ્દનો અર્થ આજના વિદ્વાનો વાણિજય કરનારા ઉપરથી થયેલ હોવાનું તથા વાણિજયનો વ્યાપાર એવો અર્થ બતાવે છે અને વાણિયાનો વૈશ્ય એવો અર્થ કરે છે: પરંતુ એ ઉકતી બરાબર નથી.

ખરી રીતે જોતાં વાણીજય એટલે વહાણનો ધંધો: અને વ્યાપાર–વાણિજય એટલે વહાણો દ્વારા માલ મોકલવાનો ધંધો અથવા વ્યાપાર એમ પણ થાય છે. તેવીજ રીતે વ્યાપાર કરનાર લોકોને એટલે વેપારીને વહેવારી કહેવામાં આવતું હતું પરંતુ વાણીયો નહિ. એટલે વાણીયો શબ્દ મૂળ વહાણવટીનું જ અપભ્રંશ છે. કારણ કે વહાણવટી શબ્દ મૂળ માગધી છે. અને માગધી શબ્દ વહાણવટીનું પ્રાકૃતમાં વહાણવઈ થાય છે. તેમજ એ પ્રાકૃત વહાણવઈનું અપભ્રંશ વહાણઈ અથવા વહા ણ+ઈ=ણી એટલે વાણી થયું છે. આજ વાણીયા શબ્દની ઉત્પતિની હકિકત છે: એટલે વ્યાપારી અને વાણીયા શબ્દને કંઈ પણ સંબંધ નથી. અને જો હોય તો તે આજે સેંકડો વરસોથી સર્વ વર્ણોના લોકો વ્યાપારનો ધંધો કરે છે છતાં એ બધા વાણીયા નામે શા માટે નથી ઓળખાવતા?

હવે મરાઠી ભાષામાં, આ પ્રચલિત ગુજરાતિ ભાષાના વાણીયા શબ્દને વાણી કહે છે, જેનો ઉચ્ચાર વહાણઈ યા વહાણી શબ્દના ઉચ્ચારને બરાબર મળતો આવે છે. એમ છતાં મરાઠી ભાષામાં આ શબ્દે ઉચ્ચારમાં શુદ્ધતા જાળવી રાખી છે; જ્યારે ગુજરાતિ તથા હિંદીમાં તેનું ઉચ્ચાર તોછડાઇભર્યું વાણીયા થઈ ગયું છે અને તે સભ્યતાથી વિરૂદ્ધ છે. દાખલા તરિકે કોઈ સુતારને સુતારીયા કહે અથવા લુહારને લુહારીયા કહે એજ મૂજબ વહાણવટી–વાહણી યા વાણીને વાણીયા કહે એ સરખું છે. એટલે ગુજરાતિમાં વાણીયા અને હિંદી ભાષામાં તેનો બનીયા થયેલો ઉચ્ચાર તદન તોછડાઈ ભરેલો છે, એટલે એ સુધારો માગે છે.

હવે વિચાર કરતાં સમજાઈ શકે છે કે, એક જમાનામાં કેટલીક જુદી જુદી કોમોના લોકો વહાણવટીનો ધંધો કરતા હતા. એટલે એ લોકો મોટા પાયા પર વહાણો ધરાવતા હતા–અને તે વહાણો ફક્ત વૈશ્ય યા વ્યાપારીઓનેજ પુરા પાડતા ન હતા; પરંતુ મોટા મોટા રાજા મહારાજાઓને પણ, તેઓને બીજા દેશો પર ચઢાઇ કરતી વખતે સૈન્યો લઈ જવા લાવવાના કામો માટે પણ પુરા પાડતા હતા અને એમ કરીને તેઓએ વહાણવટી તરિકેની પ્રસિદ્ધિ મેળવી હતી.

બીજું, એ વખતે વહાણવટી ઓળખ નામ બહુજ મહત્વવાળું હોવાને લીધે ઉકત વહાણવટીઓનાં કુટુંબવાળાઓ તેમજ સગા સંબંધીઓ પણ અનુકરણ કરી એજ નામે ઓળખાવા લાગ્યા હતા–જેવી રીતે શાહ પદને પોતાની મેળે બધાંએ ધારણ કરી લીધું તેવીજ રીતે આ વહાણુવટી કે વાણી ઓળખ નામ પણ ઉક્ત સર્વ લોકોએ ધારણ કરી લીધું.

એટલે ખરી રીતે જોતાં આજે વાણીયા નામથી ઓળખાતા બધા લોકોના વડવાઓ કંઇ વહાણવટી યા વાણી હતા નહીં અને તેથી પોતે પણ તે (વહાણવટી–વાણી) કહેવાઈ શકે નહિ.

વાણીયા ઓળખ નામનું આટલું સ્પષ્ટીકરણ કર્યા પછી કહીશ કે, જો પોતે ખરી રીતે વાણીયા ન હોય તેવા લોકોએ શું ગૌરવ સમજીને એવા તોછડા નામને ધારણ કરી રાખવાની હવે જરૂર છે! ઉલ્ટું આજના જમાનામાં તો બીજા લોકોમાં તેનો (વાણિયાનો) અર્થ લુચ્ચો–ખંધો–સ્વાર્થી–ડરપોક વગેરે એવો થાય છેઃ–અરે કેટલાક નાટકકારો તો પોતાના નાટકના કોમિક ભાગમાં વાણીયાના પાત્રને વિકૃત રૂપે રજુ કરી અને તેમ કરીને વાણીયાઓની ક્રુર મશ્કરી કરવાનું પણ નથી ભુલતા! આ બધું જોતાં પણ એ ઉપનામથી ઓળખાતા બંધુઓએ પોતે પોતાની જ્ઞાતિના ઈતિહાસનું સંશોધન કરી પોતે ક્ષત્રિયાદિ જે વર્ણના હોય તે વર્ણથીજ પોતાનું જાતિ પરિચય કરાવવું જોઈએ.

**નોટ:—**

ખરી રીતે જોતાં આજની સર્વ જ્ઞાતિઓ પ્રાચિન ચાર વર્ણ-માંથી બનેલી તે તે વર્ણના પેટા વિભાગ છે. એટલે હાલમાં સામાજિક સુધારા અને નાની નાની જ્ઞાતિઓના એકીકરણનો સમય જે આવી લાગ્યો કહેવાય છે તેવા સમયે હાલમાં અસ્તિત્વ ધરાવતી નાની નાની ચૌદશો જ્ઞાતિઓને બદલે કદાચ ચાર વર્ણોજ રહે તો તે અગાઉ દરેક જ્ઞાતિજનોની ફરજ છે કે, તેઓ પોતપોતાની જ્ઞાતિના ઇતિહાસનું અગાઉથી સંશોધન કરવા મંડી જાય.

પ્રાંતઃસ્મરણિય પુજ્ય મહાત્મા ગાંધીજીએ પણ પોતાના લખેલા 'વર્ણવ્યવસ્થા' નામે પુસ્તકમાં પણ આવી નાની નાની અનેક જ્ઞાતિઓને બદલે મૂળના ચાર વર્ણ રહેવા પર ભાર મૂકયો છે. એટલે કદાચ ભવિષ્યમાં તેવી વ્યવસ્થા કાયદા દ્વારા પણ સંભવિત બને તો તે માટે અગાઉથી પોતાની જ્ઞાતિના ઈતિહાસનું સંશોધન કરી પોતાની વર્ણ જાણી લે અને હાલના પ્રચલિત વાણીયાના તોછડાઇભર્યા ઓળખ નામનો ત્યાગ કરી દે. અસ્તુ.

**સમાપ્ત**

આ પુસ્તકની પૂર્તિ રૂપે હવે પછી બહાર પડનારૂં પુસ્તક—



## કચ્છી ઓસવાળ કોમ
### અને ઐતિહાસિક વીર પુરૂષો

★

આ માટે કચ્છી ઓસવાલ બંધુઓ જોગ- આપને આપના ગામના થઈ ગયેલા એવા જે જે વીર પુરૂષોની વીર ગાથાઓ સ્મરણમાં હોય તે અમોને નીચેને ઠેકાણે લખી મોકલી આપવા કૃપા કરવી.

કે. એમ. રાઠોડ.
C/o લખમસી ઓભાયાની કું.
મદીના મંઝીલ, પરેલ-પોયબાવડી. મુંબઇ નં. ૧૨

